धारयध्वं तदा यूयं । पाथेयं पाथि पांथकाः ॥
दानशीलतपोभाव । भावितं भावुकं भवे ॥ ११० ॥
इतीव गदितुं लोकान् । धर्मेणैव स्वहस्तकः ॥
उदस्त इव भाति य । स्तुंगोत्तुंगतटोत्कटः ॥१११॥

॥ पंचभिःकुलकम् ॥

હે આ (સંસારમાં)ભમતા ભવ્ય લોકો! તમે આ સંસારથી ભગુર મનવાળા થાઓ? તથા ઘણા ભયના સમૂહના ભારને ધારણ કરનારા તથા શત્રુરૂપ તથા હણેલાં છે મર્મસ્થાનકો જેમણે તથા હમેશ. સુખને નાશ કરનારા તથા આ જગતમા અસાર વસ્તુઓને ઉત્પન્ન કરનારા તથા સસારને વધારવાવાળાં ઉત્કટ કર્મોને આચ્છાદિત કરવાને, ઇચ્છેલી મોક્ષરૂપી સ્ત્રીવડે કરીને કટાક્ષિત થએલ છે કટીતટ જેના, એવા તથા મનમાં દાખલ થએલ છે જ્ઞાનનો સમૂહ જેઓને એવા હે લોકો! જો તમે ઇચ્છતા હો, તો, મોક્ષ માર્ગને વિષે પથીરૂપ થયા થકા, તમે દાન, શીલ, તપ તથા ભાવરૂપી મનોહર ભાતાને આ ભવમાં ધારણ કરો? એવી રીતે લોકોને કહેવા વાસ્તે જાણે ધર્મેજ પોતાનો એક હાથ ઉંચો કર્યો હોય નહીં, તેમ (સાધારણ) પર્વત સરખી ઉંચી મેખલાઓએ કરીને ઉત્કટ થએલો આ મેરૂ પર્વત શોભે છે.

किमेष शैलो ह्यधिकोऽस्ति कांत्या ।
वाऽवां प्रभास्मेरितलोकचित्तौ ॥
इतीव तौ वीक्षितुमेनमुच्चैः ।
पर्यटतां भाध्वनि पुष्पदंतौ ॥ ११२ ॥

શુ આ મેરૂ પર્વત કાંતિવડે કરીને અધિક છે? અથવા, કાંતિવડે કરીને પ્રફુલ્લિત (હર્ષિત) કરેલ છે લોકોનાં ચિત્ત જેણે એવા અમો બન્ને, અધિક છીએ? એવું જોવા વાસ્તેજ જાણે હોય નહીં જેમ, તેમ આકાશમાં રહેલા સૂર્ય ચંદ્રો તે મેરૂની આસપાસ ફરતા હવા.

सुचारित्राचारे गतमिहसुचारित्रविजयम् ।
मम ज्ञानांभोजेतनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गोऽर्कांकः कविशिशुकहीरेण कथितः ११३

ઉત્તમ ચારિત્રના આચારમા અહીં પ્રાપ્ત થએલા તથા મારા જ્ઞાનરૂપી કમળપ્રતે અત્યંત વિસ્તારવાળી તરૂણાવસ્થાવાળા સૂર્ય સમાન એવા **શ્રી ચારિત્રવિજયજી** નામના મારા ધર્મગુરૂને નમસ્કાર કરીને, તે **શ્રી ચારિત્રવિજયજી**ના પણ ઉત્તમ ગુરૂ **શ્રી વિજયાનંદસૂરીશ્વર**ના ( આત્મારામજી મહારાજના ) ચરિત્રમા, કવિઓને વિષે પણ બાળક તુલ્ય એવો જે હું **હીરાલાલ**, તેણે આ પહેલો સર્ગ કહ્યો

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिचरिते मंगलाचरणसज्जनस्तुतिदुर्जननिंदाजंबूद्वीपलवणसमुद्रमेरुपर्वतवर्णनो नाम प्रथमः सर्गः समाप्तः ॥ श्री ॥

---

## ॥ द्वितीयः सर्गः प्रारभ्यते ॥

तद्दक्षिणेऽस्ति दक्षिण । भारतेत्यभिधानकम् ॥
क्षेत्रं पत्रिरवव्याजा । द्भरतेशं स्तुवन्निव ॥ १ ॥

ત્યાં ઘણી લક્ષ્મીને ઉત્પન્ન કરનાર પંચાલ (પંજાબ) નામે દેશ છે, જેને જોઇને દેવલોક પણ જાણે લજ્જાવડે કરીનેજ હોય નહી જેમ, તેમ આકાશમાં ચાલ્યો ગયો.

**यत्र सर्वत्र सुग्राम । ग्रामाग्रवनसंनिधौ ॥**
**हूयंतेव पथि पांथाः । पल्लवांगुलिभिर्द्रुमैः ॥ ७ ॥**

જે દેશમાં સર્વ જગોએ, ઉત્તમ ગામોના સમૂહ પાસે વનમાં ઉગેલા વૃક્ષો, (પોતાની) પલ્લવરૂપી આગળીઓવડે કરીને જાણે પથિઓને બોલાવતા હોય નહીં જેમ, તેમ લાગે છે

**यत्र प्रणालिकाश्रेण्या । प्रविशांतश्रमापदा ॥**
**आत्तेंदिवरमालेव । शुशोभ वसुधा मुदा ॥ ८ ॥**

જે દેશમાં, નાશ કરેલ છે થાકની પીડા જેણે, એવી નેહેરોની પંક્તિવડે કરીને, પૃથ્વી જાણે કે, ગ્રહણ કરેલ છે કાળા કમળોની માળા જેણીએ, એવી હોય નહીં જેમ, તેમ શોભતી હતી

**कासाराः कंकणैर्युक्ताः । सरसाश्चालिलालिताः ॥**
**सुवृत्ताः सुमनोरम्याः । सुरमा इव रेजीरे ॥ ९ ॥**

તે દેશમા પાણીના તળાવો ઉત્તમ સ્ત્રીઓની પેઠે શોભતાં હતા, તે કેવાં છે? તો કે (કંકણૈર્યુક્તા) એટલે પાણીના કણીઆઓવાળા તથા પક્ષે—સ્ત્રીઓ (કંકણૈર્યુક્તાઃ) એટલે હાથમા પેહેરવાના આભૂષણોથી મનોહર છે તથા (સરસાઃ) એટલે તળાવો પાણી સહિત છે તથા પક્ષે—સ્ત્રીઓ (સરસા) એટલે શૃંગારરસવાળીઓ છે; તથા (અલિલાલિતા.) એટલે તળાવો (કમળપર બેઠેલા) ભમરાઓથી લાલિત છે તથા (પક્ષે—આલિલાલિતાઃ) એટલે સ્ત્રીઓ સખીઓથી લાલિત થએલી છે તથા (સુવૃત્તાઃ) એટલે તળાવો મનોહર ગોળાકારવાળા છે તથા પક્ષે—સ્ત્રીઓ (સુવૃત્તાઃ) એટલે ઉત્તમ આચરણવાળીઓ છે તથા (સુમનોરમ્યા) એટલે તળાવો તથા સ્ત્રીઓ બન્ને પુષ્પોથી મનોહર છે; એવી રીતે ત્યા તળાવો ઉત્તમ સ્ત્રીઓની પેઠે શોભતા હતાં.

सरसीसरसीरुह । प्रफुल्लपटलादरम् ॥
संगतामोदसंदोह । माद्यन्मधुपझंकृतैः ॥ १० ॥
अर्धचर्वितदर्भोरु । वदना रदनांचिताः ॥
नयनैर्नयनानंद । नोदिनो मृगनंदनाः ॥ ११ ॥
रसमग्ना इवाप्रज्ञा । गतोद्विग्ना इहावनौ ॥
तद्रसाचितचेतस्काः । पातुं पयोऽपि न क्षमाः ॥१२॥
संनिधीतमपि व्याधं । विविधायुधधारकम् ॥
नोलक्षयंति मुग्धास्ते । चित्रेष्वाचित्रिता इव ॥१३॥

॥ चतुर्भिःकलापकम् ॥

તળાવોમા રહેલાં કમળોના પ્રફુલ્લિત સમૂહમાંથી તુરત મળેલા સુગંધીના સમૂહથી મદોન્મત્ત થતા ભમરાઓના ઝંકાર શબ્દોથી ( શ્રવણેંદ્રિયના ) રસમા મગ્ન થએલા તથા અરધા ચાવેલા ઘાસથી મનોહર મુખવાળા તથા દાંતોવડે શોભતા તથા ( પોતાની ) આંખોવડે ( માણસોની ) આખોને આંનદ આપનારા તથા મુગ્ધ અને ઉદ્વેગ વિનાના તથા તે ઝંકારવો સાંભળવામાં તલ્લીન ચિત્તવાલા થવાથી પાણી પીવાને પણ અસમર્થ, એવા હરણના બચ્ચાંઓ, જાણે ચિત્રમાં ચિત્રેલા હોય નહીં જેમ, તેમ ઘણા પ્રકારના હથીયારોને ધારણ કરનારા, નજદીક આવેલા શિકારીને પણ તે બિચારાઓ અહીંની પૃથ્વીમા જાણી શકતા નથી.

नीरजा रवितेजोभ्य । स्तेजोमंतोऽक्षतश्रियः ॥
लभंतेऽलभ्यमुक्तिमां । शालिनः शालिनिष्कुटाः १४

તે દેશમાં મનોહર ડાગરનાં ખેતરો, ન મળી શકે એવી મોક્ષની શોભાને ધારણ કરે છે; ( કારણ કે તે ખેતરો ) પાણીથી ઉત્પન્ન થએલાં ( તથા પક્ષે-મોક્ષ, કર્મરૂપી રજ રહિત છે ) તથા વળી ખેતરો સૂર્યના તેજોથી તેજવાળાં છે

(અને પક્ષે—મોક્ષ સૂર્યના તેજથી પણ વધારે તેજવાળું છે) તથા તે ખેતરોની શોભાની શોભાવાળો છે (તથા પક્ષે—મોક્ષ અક્ષય શોભાવાળું છે.)

**तत्र सांद्रतरुच्छन्ने । काननेऽतिमनोरमे ॥**
**करांश्चिक्षेप नो सूर्यो । द्रुप्रोतत्वभयादिव ॥ १५ ॥**

તે દેશમાં ઘાટા વૃક્ષોથી છવાએલાં અતિ મનોહર વનમાં, વૃક્ષોમાં અટવાઇ જવાની બીકથીજ જાણે હોય નહીં જેમ તેમ સૂર્ય પોતાના કિરણો ફેંકતો નહોતો.

**धरांतरात्ततापौघ । विषण्णाः पन्नगास्त्विह ॥**
**निर्गता इव कैः स्नातुं । सरःसरोरुहच्छलात् ॥१६॥**

અહીં પૃથ્વીની અંદર લાગેલા તાપના સમૂહથી ખેદ પામેલા નાગોજ જાણે તળાવમાં રહેલા કમલોના મિશથી પાણીથી સ્નાન કરવાને નિકળ્યા હોય નહીં જેમ, તેમ લાગે છે

**स्वादूनि सुफलानि च । प्रफुल्लकुसुमानि च ॥**
**[1]पंचमस्वरसोत्सेक । कोकिलानां कलच्छलात् १७**
**यच्छंति तरवस्तत्र । दूरादाहूय पंथिने ॥**
**अहो सज्जनसौजन्यं । वचनानामगोचरम् ॥ १८ ॥**

તે દેશમાં વૃક્ષો, પંચમસ્વરમાં ઉત્સુક થએલા કોકિલોના શબ્દોના મિશથી પંથિને દૂરથી બોલાવીને સ્વાદિષ્ટ ફલો તથા પ્રફુલ્લિત પુષ્પો આપે છે; માટે અહો! સજ્જનોની સજ્જનતા અવચનીય છે

**व्याकुला व्यालमालाभी । [2]रथसंचयसंचिता ॥**
**प्रसरत्यनिशं तत्र । वाहिनी वहिनीव हि ॥ १९ ॥**

१ वायु समुद्गतो नाभे । रुहोहृत्कंठमूर्धसु ॥ विचरन् पचमस्थान । प्राप्त्या पचम उच्यते ॥ २ रथः पुमानवयवे स्यन्दने वेतसेऽपि च ॥

। स्वकरप्रकरैरिव ॥
प्रिययेवात्र । नद्या दृढमालिंगितान् ॥ २४ ॥
। पुष्पहास्यसमन्वितान् ॥
। मलहारमनोहरान् ॥ २५ ॥
। निःस्वानरतकूजितान् ॥
तच्चित्रं । मुक्तकूलाधिकप्रियान् ॥ २६ ॥
दृद्ग्राहिणस्तस्याः । कामुकानिव कीचकान्[1] ॥
दृष्ट्वा नु न नराः के के । ययुः कामदशावशम् ॥२७॥

॥ पंचभिःकुलकम् ॥

તે દેશમાં, ફાટી ગએલ છે પોતાનુ શેવાલરૂપી રેશમી વસ્ત્ર જેણીનું એવી તથા રસ એટલે પાણીવાળી (પક્ષે—શૃંગારરસવાળી) ઘણી ભમરીઓને ધારણ કરનારી, અથવા ઘણા પક્ષિઓના ભ્રમણને ધારણ કરનારી[2] (પક્ષે—વિલાસને ધારણ કરનારી) પાણીના કણીઆઓથી અંકિત થએલુ છે શરીર એવી (પક્ષે—કંકણુથી અંકિત છે શરીર જેણીનુ એવી) એવી સ્ત્રી ન નદીએ કરીને સ્નેહ સહિત દૃઢતાથી જેમ થાય તેમ, ઉપરા ઉપરી ઉછળતા મોજાઓરૂપી મનોહર એવા પોતાના હાથોના સમૂહોએ કરીને જેમ, તેમ આલિંગન કરાએલા તથા સ્ત્રીના પ્રેમમાં ઉત્કૃષ્ટ ઉપાયવાળા અને પુષ્પોરૂપી હાસ્યવાળા તથા ધારણ કરેલા એવા શ્વેત મોતીઓના સમૂહના નિર્મલ હારથી મનોહર થએલા અને પવનના ભરાવાથી નિકળતા શબ્દરૂપી રતકૂજિતવાળા તથા ગાંઠવાળાઓ છતા નદીને અત્યંત વહાલા એવા, (આશ્ચર્યના પક્ષમાં—ગાંઠથી યુક્ત થયા થકા પણ મોક્ષે ગએલાઓના સમૂહ પ્રતે અધિક પ્રિય થઇ પડેલા!!) તથા અત્યંત રીતે જેમ થાય તેમ નદીરૂપી સ્ત્રીના મધ્ય ભાગને

---

1 वेवणः कीजकास्तेस्युर्ये स्वनत्यनिलोद्धता. ॥ इत्यमर ॥

2 નદીકિનારાપર પક્ષિઓનું ભમવું પ્રસિદ્ધ જ છે.

जनोऽपि धनदो यत्र । जनोऽपि विबुधोऽभवत् ॥
जनोऽपि कविरक्रूरः । जनोऽपि पुरुषोत्तमः ॥ ३२ ॥
जनोऽपि शंकरो यत्र । जनोऽप्यस्ति पितामहः ॥
जनोऽपिच महासेनो । जनोऽपि पाकशासनः ३३

॥ युग्मम् ॥

જે દેશમા માણુસ પણ કુબેર, (પક્ષે—ધન આપનાર) દેવ, (પક્ષે—પંડિત) અક્રૂર એવો શુક્ર, (પક્ષે—કવિ) વિષ્ણુ, (પક્ષે—ઉત્તમ પુરૂષ) મહાદેવ, (પક્ષે—સુખ કરનાર) બ્રહ્મા, (પક્ષે—દાદો) કાર્તિકેય, (પક્ષે—મોટા સૈન્યવાળો) તથા ઇંદ્ર, (પક્ષે—રસોઇ શિખવનારો) છે।

अनवतरितभोगो यत्र भोगी न योगी ।
सततमवसनो वै यत्र योगी च भोगी ॥
मणिकरनिकरांको यत्र भोगी न योगी ।
पवनविसरलेहो यत्र योगी च भोगी ॥३४॥

નથી નીચે ઉતરેલી ફણા જેની, અથવા નથી ઉતરેલો ભોગવિલાસ જેનો, એવો જે દેશમા ભોગી એટલે સર્પ અથવા ભોગ ભોગવનારો છે, પણ તેવો યોગી નથી, વળી જ્યા હમેશા વસ્ત્ર વિનાનો તો યોગી અને ભોગી એ-ટલે સર્પ અથવા (સ્ત્રી સાથે) વિલાસ કરનો ભોગી પણ છે; વળી જ્યાં મણિના કિરણના સમૂહથી ચિન્હિત થએલો ભોગી કેતા સર્પ અથવા ભોગ ભોગવનારો છે, પણ તેવો (નિષ્પરિગ્રહી હોવાથી) યોગી નથી, વળી જ્યાં પવનના સમૂહનો સ્વાદ લેનારો તો ભોગી એટલે સર્પ અથવા (હવા ખાનારો) ભોગી માણુસ અને યોગી પણ (ઉપવાસી હોવાથી) છે

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥

गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गो द्व्यंकः कविशिशुकहीरेण कथितः ॥३६॥

" द्व्यंकः " એટલે બીજો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો.)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिच्चरिते भरतक्षेत्रपंजाबाख्यदेशवर्णनो नाम द्वितीयः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ तृतीयः सर्गः प्रारभ्यते ॥

तत्रास्ति लेहराभिध । ग्रामो ग्रामीणसंयुतः ॥
[1]ग्रामणीग्रामणीः पाति । ग्रामिणीरहितं हि तम् ॥१॥

તે પંજાબ દેશમા, ગામડીઆએ કરીને યુક્ત એવું લેહરા નામે ગામ છે; (તથા) વેશ્યાઓથી રહિત એવા તે ગામનું ઉત્તમ એવો નાયક રક્ષણ કરે છે

तत्रासीत्क्षात्रियः कोऽपि । क्षत्रनक्षत्रचंद्रमाः ॥
गणेशचंद्रनाम्ना यः । प्रख्यातो [2]महिमंडले ॥ २ ॥

१ ग्रामणीर्भोगिके पत्यौ । प्रधाने नापितेऽपि च ॥ ग्रामिणीनीलिकाया च । ग्रामेयीपण्ययोपितो ॥ इति विश्व ॥ २ वीचि पक्तिर्महि केलिरित्याद्या ह्रस्वदीर्घयो ॥ इति वाचस्पतिः ॥

ત્યા ક્ષત્રીરૂપી નક્ષત્રોમાં ચદ્ર સરખો, કોઇક ક્ષત્રી હતો, કે જે " ગણેશચંદ્ર " ના નામથી પૃથ્વીપર પ્રખ્યાત હતો.

**रूपदेवीति या पत्यौ । पत्नी पतिव्रता रता ॥**
**तस्यासीन्निजरूपेण । यया देवीप्रभा जिता ॥ ३ ॥**

તેને રૂપદેવી નામે સ્ત્રી હતી, કે જે પતિમા રક્ત તથા પતિજ છે વ્રત જેણીને એવી હતી તથા જેણીએ પોતાના રૂપથી દેવીની કાંતિને પણ જીતી હતી.

**सुपुत्रस्तु तयोरात्मा । रामनामाभवत्सुदः ॥**
**आरामगतशाखीव । स्वपित्रोः पत्रिणोरिव ॥ ४ ॥**

તેઓને, પોતાના માતપિતારૂપી પક્ષિઓને (આનદ આપવા માટે) બગીચામા રહેલા વૃક્ષ સરખા, તથા સુખ આપનાર "આત્મારામજી" નામે ઉત્તમ પુત્ર હતા.

**क्रमाच्च पाल्यमानोऽसौ । गतो यौवनकाननम् ॥**
**अनंगमृगयुस्तत्र । जातस्तद्धननाक्षमः ॥ ५ ॥**

તે " આત્મારામજી " અનુક્રમે પાલન કરાતા થકા યૌવનરૂપી વનમાં ગયા, (પણ) ત્યા કામદેવરૂપી પારાધિ તેમને હણવામા સમર્થ થયો નહી.

**बाल्य एवात्र तं मुक्त्वा । पितास्य पंचतां गतः ॥**
**जगदंबुजमित्रं[१] तु । सुधांशुर्नभसि यथा ॥ ६ ॥**

આકાશમા ચદ્ર જેમ જગતરૂપી કમળના મિત્રને અર્થાત સૂર્યને, તેમ તેમના પિતા તે આત્મારામજીને બાલ્યપણામાજ અહી છોડીને મૃત્યુ પામ્યા.

**विधवा तस्य मातापि । गतामितापदास्पदम् ॥**
**कियन्नंदेद्विना हंसं । सरसीसरसीरुहा ॥ ७ ॥**

૧ આ વિશેષણ આત્મારામજીનુ પણ જાણવું; કેમકે તે પણ આગામિ કાલમાં જગતરૂપી કમળને વિબોધિત કરવામા સૂર્ય સરખા થવાના છે

(તે વખતે) તેમની વિધવા એવી માતા પણ અત્યંત દુઃખના સ્થાનકને પ્રાપ્ત થઇ; (કેમકે) હંસ વિના (સૂર્ય વિના) તલાવમાં રહેલી કમલિની કેટલોક કાળ આનંદ પામી શકે?

**इतश्च तत्र कोऽप्यागा । दोशवंशसुमौक्तिकम् ॥**
**जीराख्यग्रामवास्तव्यो । योद्धमल्लो वणिग्वरः ॥८॥**

એટલામાં ઓશવાળ નામના વંશમા મોતી[1] સરખો અને જીરા નામે ગામનો રહેવાસી એવો "**યોદ્ધમલ્લ**" નામે કોઇક ઉત્તમ વણિક ત્યા આવ્યો.

**मात्रा समर्पितः पुत्रो । वाणिज्यसुकलाप्तये ॥**
**तस्मै सुवणिजेऽजस्र । मायतिहितकाम्यया ॥९॥**

માતાએ (તે પોતાના આત્મારામજી નામના) પુત્રને આગામિ કાળમાં (થનારા) હિતની ઇચ્છાથી, વ્યાપારની ઉત્તમ કલાની પ્રાપ્તિ માટે તુરત તે ઉત્તમ વણિકને સોપ્યો.

**कलाकलापसाकल्यं । प्रलब्धं चपलं ततः ॥**
**हृदि हृद्यं यथा मद्यं । तेन पुष्पादलिस्तथा ॥१०॥**

પુષ્પ પાસેથી ભમરો જેમ મનોહર મધને તેમ, તેની પાસેથી તેમણે (આત્મારામજીએ) તુરત કલાના સમૂહના સકલપણાને એટલે કલાના સર્વ સમૂહને મેળવ્યો

**इतश्च तमीतुल्योऽभू । त्तत्र ढुंढकनामकः ॥**
**सतो महौ चिदंधाना । मवटाक्षेपणक्षमः ॥११॥**

એટલામાં ત્યા પૃથ્વીપર (રહેલા) જ્ઞાને કરીને અંધ માણસોને (સંસારરૂપી) ખાડામા ફેંકવાને સમર્થ, એવો રાત્રિતુલ્ય ઢુંઢક નામે મત હતો.

---

૧ વાંસમાં મોતીઓની ઉત્પત્તિ પ્રસિદ્ધજ છે.

ग्रामे । विस्तारोऽत्र बभूव च ॥
बभूवुश्च । तस्मिन्नादरसंयुताः ॥ १२ ॥

આ ઢુંઢક મતનો વિસ્તાર તે ગામમાં થયો હતો, અને મુગ્ધ લોકો આદરવાળા થયા હતા.

पाशे मते मुग्धो । योद्धमल्लोऽपि पातितः ॥
मृगलुब्धेन । कुरंगोऽरण्यगो यथा ॥ १३ ॥

પારાધિએ કરીને વનમાં રહેલું મુગ્ધ હરિણ જેમ પાશમાં પડાય છે, તેમ મુગ્ધ એવો તે યોદ્ધમલ્લ પણ કર્મે કરીને તે મતમાં પડાતો હવો.

आत्मारामोऽपि तत्रैवा । पतत्तदनुगो द्रुतम् ॥
तज्जन्मा । किंमु पाशे पतेन्न हि ॥१४॥

તે યોદ્ધમલ્લના કહ્યા પ્રમાણે ચાલનારા એવા તે આત્મારામજી પણ તેજ મતમાં તુરત પડ્યા; કેમકે, હરિણની પાછળ ચાલનારૂં તેનું બચ્ચું શું મા પડતું નથી? (અર્થાત્ પડેજ છે)

श्च द्वौ । तन्मतस्याथ नायकौ ॥
गंगरामश्चा । परो जीवणमल्लकः ॥ १५ ॥

એટલામાં ત્યાં તે મતના, એક ગંગારામ અને બીજો જીવણમલ્લ એમ બે નાયકો આવ્યા.

सार्धं स । बालोऽपि सततं ययौ ॥
तयोरुपाश्रये श्रोतु । मुपदेशं तयोः सदा ॥ १६ ॥

(તે સમયે) તે આત્મારામજી પણ યોદ્ધમલ્લની સાથે હમેશાં તેઓનો તેઓનો ઉપદેશ સાંભળવા જતા હતા.

एवं विचिंतयित्वाथा । वसरं तावपश्यताम् ॥
लब्धुं तं हि निजे पक्षे । मासपक्षाविवोडुपम् ॥२२॥

એમ વિચારિને તેઓ બન્ને, મહિનાના બન્ને પક્ષો જેમ ચંદ્રને તેમ, તે આત્મારામજીને પોતાના પક્ષમા લેવા માટે અવસર જોવા લાગ્યા

अन्येद्युर्मधुरालापै । र्बालकोऽयं स्वकीकृतः
ताभ्यां गजपकाभ्यांव । कलभोऽमलभांचितः ॥२३॥

એક દહાડો માવતો જેમ નિર્મલ કાંતિથી શોભતા હાથીના બચ્ચાને તેમ તેઓએ આ બાળકને મધુર શબ્દોથી પોતાને વશ કરી લીધો

उपदेशामिमौ तस्मै । बालाय ददतुः स्वयम् ॥
बुद्धिमते प्रबोधाय । संसारोद्वेगकारिणम् ॥ २४ ॥

વળી તેઓ બન્ને પોતે તે બુદ્ધિવાન બાળકને બોધ થવા માટે સંસારથી ઉદ્વેગ કરનારો ઉપદેશ દેવા લાગ્યા

गृहं गत्वाथ मत्वा स । संसारासारतां हृदि ॥
स्वभौलावंजलिं कृत्वा । नत्वा मातरमभ्यधात् २५

પછી તે આત્મારામજી ઘેર જઈને તથા હૃદયમા સંસારની અસારતાને માનીને, પોતાના મસ્તકપર અંજલિ કરીને તથા નમીને માતાને કહેવા લાગ્યા કે,

मातरयं हि संसारो । निःसारः प्रतिभासते ॥
ततोऽहं प्रव्रजिष्यामि । करिष्यामि निजं हितम् २६

હે માતા ! આ સંસાર ખરેખર સારરહિત જણાય છે, તેથી હું તો દીક્ષા લેઈશ અને મારૂં હિત કરીશ

साथ तद्वाचमाचाम्य । श्रवणांजलिभिर्हृदि ॥
पपात पृथिवीपीठे । विषवारिसहोदरीम् ॥ २७ ॥

હવે તે માતા ઝેરવાળા પાણી સરખી તે વાણીને કર્ણરૂપી અંજલિથી હૃદયમા ચાખીને પૃથ્વીતલપર પડી ગઇ

**क्रमादाश्वासिता सालं । तालगैस्तालवृंतकैः ॥**
**विललापाविलाश्रुभि । र्नयनाभ्यां विनिर्गतैः ॥२८॥**

અનુક્રમે હસ્તતલમાં રહેલા પંખાઓથી સારી રીતે આશ્વાસિત થએલી તે માતા, આંખોમાથી નિકળેલા આસુઓથી લિપ્ત થઇ થકી વિલાપ કરવા લાગી.

**हा वत्स वत्सलत्वेन । वर्धितो विरुधेव वै ॥**
**पायं पायं पयः पेयं । पाणिना त्वं मया हृदः ॥२९॥**

હા ! વત્સ ! મેં તને સ્તનમાથી (પક્ષે—કુંડમાથી ) હાથે કરીને પીવા લાયક એવા દૂધને ( પક્ષે—પાણીને ) પાઇ પાઇને, વત્સલપણાથી વેલડીની પેઠે ઉછેર્યો છે ( આ શ્લોકનું ત્રીજું પાદ ફક્ત "પ" અને "ય" નામના બેજ અક્ષરોથી બનેલુ છે )

**कलानिधिं विना त्वां हि । कुमुदं वदनं मम ॥**
**कथय त्वं कथं वत्स । नंदिष्यति मुदंप्रदम् ॥ ३० ॥**

હે વત્સ ! તુ કહે ? કે કલાઓના ભંડાર સરખા (પક્ષે—ચંદ્રરૂપ ) એવા તુ વિના ખરેખર મારૂં ચંદ્રવિકાસિ કમલ સરખુ મુખ, હર્ષને આપતું થકુ કેમ આનંદ પામશે ?

**वत्स त्वदाननंहंसं । हसंतं द्विण्निशाटनम् ॥**
**विना मे नेत्रराजीवे । यास्यतः शून्यतास्पदम् ॥३१॥**

હે વત્સ ! વૈરીઓરૂપી ચોરોની અથવા ઘુવડોની હાસી કરતા એવાં તારાં મુખરૂપી હંસ વિના ( પક્ષે—સૂર્યવિના ) મારાં નેત્રોરૂપી કમલો શૂન્યપણાના સ્થાનકને પામશે

वत्स निभाल्य ते भालं । भालंभितविधुप्रभम् ॥
ममानंदोदधिं वृद्ध । मियत्कालं सुखप्रदम् ॥ ३२ ॥
अधुना तु त्वदभावा । [1]ऽगास्तिर्ग्रासीकरिष्यति ॥
भविष्यामि ततो हंत । रंकाहं दुःखभाजनम् ॥३३॥

॥ युग्मम् ॥

હે વત્સ ! કાંતિએ કરીને પ્રાપ્ત કરેલ છે, ચંદ્રની પ્રભા જેણે એવા તારા કપાળને જોઇને, આટલા કાળ સુધિ વૃદ્ધિ પામેલા, તથા સુખને-આપનારા એવા મારા આનંદરૂપી સમુદ્રને હવે તારા અભાવરૂપી અગસ્તિમુનિ ગળી જશે; અને તેથી રંક એવી હું, અરે ! દુખના ભાજનરૂપ થઇશ

त्वदाननसुधासत्र । सारणीधोरणीं विना ॥
जनयिष्यति को वत्स । ममानंदाक्षताश्रियम्[2] ॥३४॥

હે વત્સ ! તારા મુખરૂપી અમૃતસરોવરની નેહેરની શ્રેણિવિના મારા આનંદનીં અખંડિત શોભાને (પક્ષે—મારા આનંદરૂપી ચાવલની લક્ષ્મીને) કોણ ઉત્પન્ન કરશે ?

प्राप्य पद्मा स्थिता वत्स । त्वन्नेत्रशतपत्रकम् ॥
गुणयुक्तं हि मे गेहे । सरसीव रसाकरे ॥ ३५ ॥
गत्वरी भविता पुत्र । त्वयि याते तु सत्वरम् ॥
निजचापल्यतो नूनं । चपला चपलेव सा ॥ ३६ ॥

॥ युग्मम् ॥

१ अगमस्यतीत्यगास्तिः "अथागस्त्यः कुम्भयोनि । रगस्ति. कलशीसुत." इति शब्दार्णवः ॥

२ ચોખાના ખેતરોને નેહેરોથી પાણી પાવાનું પ્રસિદ્ધજ છે

હે વત્સ ! (દહીં દૂધ આદિક) રસોની ખાણ સરખા (પક્ષે—પાણીની ખાણ સરખા) એવા તળાવ તુલ્ય મારા ઘરમાં (રહેલા) ગુણોવાળાં (પક્ષે—તંતુઓવાળાં) તારા નેત્રરૂપી કમળને મેળવીને લક્ષ્મી રહેલી છે; પણ હે પુત્ર ! તારા જવાથી તો તે ચપલ એવી લક્ષ્મી ખરેખર પોતાની ચપલતાથી વીજળીની પેઠે તુરત ચાલી જશે.

**मन्मुखकुमुदं त्वां हि । भारतं भरतं विना ॥**
**नो नंदिता यथा वत्स । भारतं भरतं विना ॥३७॥**

હે વત્સ ! કાંતિમાં આસક્ત એવા ચંદ્ર તુલ્ય તું વિના, ભરત વિના જેમ ભારત ક્ષેત્ર તેમ મારૂં મુખરૂપી ચંદ્રવિકાસિ કમલ આનંદ પામશે નહીં. (આ શ્લોકનું બીજું તથા ચોથું પદ એક સરખું છે)

**ग्रहीष्यंति द्रुतं वत्स । दुःखदारिद्रदस्यवः ॥**
**जीवनं देहगेहान्मे । त्वद्दोर्दंडार्गलं विना ॥ ३८ ॥**

હે વત્સ ! તારા ભુજદંડરૂપી અર્ગલા વિના મારા શરીરરૂપી ઘરમાંથી જીવિતરૂપી ધનને દુઃખ અને દરિદ્રતારૂપી ચોરો તુરત લેઇ લેશે

**अबलामबलां मां हि । कंधरां तव कंधराम् ॥**
**विनोद्धरिष्यति कोऽक । पंकाद्धौरेयकस्य ते ॥३९॥**

(હે વત્સ !) નિબળ એવી મને સ્ત્રીને; બળદ સમાન એવો જે તું, તેની સુખને ધરનારી એવી કંધરા વિના ખરેખર દુઃખરૂપી કાદવમાંથી કોણ ખેંચી કહાડશે ?

**वत्स कंठीरवेणेव । त्वया कुंठितविद्विषा ॥**
**विना कुंठितसत्वां मां । विधवां दरधूपिताम् ॥४०॥**
**संसारगहने गहने । यूथभ्रष्टां मृगीमिव ॥**
**एकाकिनीं विनिर्विद्धि । वैरिव्याधवधे धृताम् ४१**

॥ युग्मम् ॥

हे वत्स! अटकावेल छे वैरीओने जेणे एवा सिंह समान तुं विना, आ संसाररूपी भयंकर वनमां, रोकाएला बळवाळी, विधवा तथा भयथी संतापयुक्त थएली, यथथी भ्रष्ट थएली एकाकी हरिणी सरखी एवी मने वैरिओरूपी पारधिना वधमां प्राप्त थएली जाणजे ?

कोकिलेव रसालं त्वां । वीक्ष्य फुल्लविपल्लवम् ॥

हृष्टा त्वयि गते मां च । पश्य फुल्लविपल्लवाम् ॥४२॥

(हे वत्स!) प्रफुल्लित अने पल्लवयुक्त एवा आंबा सरखा तने जोइने कोकिलानी पेठे (हुं) हर्षित थइ छु; पण तारा जवाथी मने (तुं) प्रफुल्लित थएल छे आपदाना लवो जेणीने एवी जोजे ?

वत्स त्वमातपत्रोऽरि । तपनातपवारकः ॥

त्वयि गते तु विच्छाया । मसौ मां तापयिष्यति ४३

हे वत्स! वैरीरूपी सूर्यना तापने अटकावनारो तु (मने) छत्र समान छे; पण तुं गयाबाद छाया रहित थएली (विलखी थएली) एवी मने ते वैरीरूप सूर्य ताप आपशे

त्वया विना तु दायादै । र्दयाहीनैर्हि निर्बला ॥

तिरस्कृता भविष्यामि । हंसीवाहं निशाटनैः ॥४४॥

(हे वत्स) निर्बल एवी हुं तारा विना निर्दय एवा पितराइओथी. खरेखर, घुवडोथी जेम हंसी तेम तिरस्कार युक्त थइश

वत्स त्वयि गतेहीने । ऽहीने वैरिकदंबकैः ॥

तमिस्रैः सहसा गाढं । ग्रस्ता तु भवितास्म्यहम् ४५

हे वत्स! तुंरूपी अनिंद्य सूर्य खरेखर जाते छते, वैरिओना समूहरूप अंधकारोथी हुं एकदम अत्यंत ग्रस्त थइ जइश

दूरगे त्वयि वत्सेंदा । वानंदरसमद्भुतम् ॥

चकिते कोऽत्र मे चित्त । चकोरे दास्यति ध्रुवम् ४६

હે વત્સ ! તુંરૂપી ચંદ્ર દૂર જાને છતે, ભય પામેલા એવા મારા ચિત્ત-રૂપી ચકોર પક્ષીને, અહી ખરેખર અદ્ભૂત આનંદરસ કોણ આપશે ?

त्वयि गते तु हे वत्स । वसंतेव वसंती मे ॥
रसाले हृद्रसाले किं । मुत्पिकी लास्यमाप्स्यति ४७

હે વત્સ ! વસંતઋતુ સરખો તું ગયાબાદ, રસયુક્ત એવા મારા હૃદય-રૂપી આમ્રવૃક્ષપર વસતી હર્ષરૂપી કોયલ શું નૃત્યને પ્રાપ્ત થશે ?

कमलाकरदायी त्वं । दूरगो वरमानसः ॥
हंसं मे हंत निःपद्मं । प्रवासं दास्यसि स्वयम् ॥४८॥

( હે વત્સ ! ) લક્ષ્મીના સમૂહને દેનાર ( પક્ષે—કમળોના સમૂહને દેનાર ) તથા ઉત્તમ મનવાળો ( પક્ષે—ઉત્તમ માનસ સરોવર ) એવો તું જ્યારે દૂર જશે, ત્યારે લક્ષ્મી રહિત થએલા ( પક્ષે—કમલ રહિત થએલા ) એવા મારા પ્રાણને ( પક્ષે—હંસને ) પોતાની મેળેજ અરેરે ! (તું) પ્રવાસ આપીશ.

विना क्षीरं[1] यथा धेनु । र्विना क्षीरं यथा सरः ॥
विना जीवं[2] यथा देहो । विना जीवं यथा सुरः ॥४९॥
विना देवं[3] यथा देशो । विना देवं यथा दिवम् ॥
विना देवं यथा देहो । विना देवं यथा दिवम् ५०
विना सारं यथा देहो । विना सारं यथा तनूः
विना सारं यथा देहो । विना सारं यथा तनूः ॥५१॥

---

१ क्षीरं पानीयदुग्धयो. इति हैम ॥ २ जीव स्यात्रिदशाचार्ये । द्रुमभेदे शरीरिणि ॥ इति हैम. ॥ ३ देवं हृषीके देवस्तु । नृपतौ तोयदे सुरे ॥ इति हैमः ॥ ४ सारो बले मज्जनि च स्थिरांशे । न्याय्ये च नीरे च धने च सारं ॥ इत्युक्तत्वात् ॥

तथा त्वया विना वत्स । भविता नो गृहं वृथा ॥
तथाऽत्वयाविना वत्स । भविता नो गृहं वृथा ॥५२॥

॥ चतुर्भिः कलापकम् ॥

દૂધવિના જેમ ગાય, પાણીવિના જેમ તળાવ, જીવવિના જેમ શરીર, બૃહસ્પતિવિના જેમ દેવ, રાજાવિના જેમ દેશ, દેવવિના જેમ દેવલોક, ઇંદ્રિયવિના જેમ શરીર, મેઘવિના જેમ આકાશ તથા બલવિના, સ્નાનવિના, પાણીવિના અને ધનવિના જેમ શરીર તેમ હે વત્સ! તારાવિના અમારૂં ઘર પણ વૃથા છે, અને હે વત્સ! (અત્વયાવિના) તું હોવાથી (અમારૂં) ઘર વૃથા નહી થશે

सैवं विलापं त्वरितं विधाय ।
वज्राहतेवात्र पपात मह्याम् ॥
पुत्रश्च स्वस्योत्तरियांचलेन ।
तां वीजयामास विमूर्छितांगाम् ॥ ५३ ॥

એવી રીતે વિલાપ કરીને તે માતા, જાણે વજ્રથી હણાએલી હોય નહીં તેમ અહી પૃથ્વીપર પડી ગઇ; અને પુત્ર પોતાના દુપટ્ટાના છેડાથી, મૂર્ચ્છિત અંગવાળી એવી તે માતાને પવન નાખવા લાગ્યો

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गस्त्र्यंकः कविशिशुकहीरेण कथितः ॥५४॥

"त्र्यंक." એટલે ત્રીજો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો.)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिच्चरिते आत्मारामजितो जन्म ढुंढकमतसाधुसमागम दीक्षाग्रहणेच्छा मातृविलापवर्णनो नाम तृतीयः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ चतुर्थः सर्गः प्रारभ्यते ॥

क्रमाच्च लब्धचैतन्या । सूनुनाथ कथंचन ॥
मातोच्यत स्म नेत्रांबु । बिंदुपूर्णसुचक्षुषा ॥ १ ॥

હવે અનુક્રમે કેટલેક પ્રયાસે પ્રાપ્ત થએલ છે ચૈતન્ય જેણીને, એવી (તે) માતા, અશ્રુબિંદુથી ભરેલા છે ઉત્તમ નેત્રો જેના એવા પુત્રે કરીને કહેવાતી હવી (અર્થાત્ પુત્ર તેણીને કહેતા હવા)

वैराग्याचितचेतो मे । न कथंचिदपीहते ॥
मातरसारसंसारं । घोरदुःखौघसंयुतम् ॥ २ ॥

હે માતા! વૈરાગ્યમા ચોટેલુ એવુ મારૂ ચિત્ત, ભયંકર દુઃખના સમૂહથી ભરેલા એવા આ અસાર સંસારને કોઇપણ રીતે ઇચ્છતુ નથી

प्रव्रजितु ततो मात । हर्षतोऽनुग्रहाण माम् ॥
यथा मे कार्यसिद्धिः स्या । त्वदाशिःसुपवित्रिता ॥३॥

માટે હે માતા! તુ મને દીક્ષા લેવા માટે હર્ષથી રજા આપ? કે જેથી તારી આશિષથી પવિત્ર થએલી એવી મારી કાર્યસિદ્ધિ થાય.

चिंतयित्वाथ मातापि । सुतं निश्चितमानसम् ॥
अन्वमन्यत दुःखेन । तं च प्रव्राजितुं ततः ॥ ४ ॥

હવે માતા પણ પુત્રને નિશ્ચિત મનવાળા જાણીને, પછી દુખે કરીને તેને દીક્ષા લેવા માટે રજા આપતી હવી

आत्मारामोऽपि तत्साधो । स्त्वरितं सविधे ययौ ॥
जग्राह च ततो दीक्षां । विशुद्धसरलाशयात् ॥५॥

(પછી) આત્મારામજી પણ તે સાધુ પાસે તુરત ગયા, અને તેમની પાસેથી શુદ્ધ તથા સરલ આશયથી (તેમણે) દીક્ષા લીધી

[1]तेन सार्धं ततः सोऽपि । विहरन् पृथिवीतले ॥
ददर्श सकलां रीतिं । ढुंढकमतचारिणाम् ॥ ६ ॥

પછી તે આત્મારામજી પણ તેની સાથે પૃથ્વીતલપર વિહાર કરતા થકા, તે ઢુઢક મતમા રહેલાઓની સઘળી રીતિ જોવા લાગ્યા

---

૧ આત્મારામજીની બુદ્ધિ ઘણીજ તીવ્ર તથા નિર્મળ હતી તેમના ગુરૂ બહુ ભણેલા નહોતા તેથી તેમણે કાશીરામ નામે એક ઢુઢક શ્રાવકની પાસે ઉત્તરાધ્યયનના કેટલાક પાઠો શીખી લીધા અને દિક્ષા લીધા પછી પદર દિવસમાં તેઓ વ્યાખ્યાન કરવા લાગ્યા પછી તેઓ ગુરૂની સાથે ત્યાથી નીકળીને સરસારાણીયા ગામમા ગયા, અને સવત ૧૯૧૧ નુ ચોમાસું ત્યાજ કર્યું ત્યા માલેરકોટલાના રહીશ ખરાયતીમલ્લ અગ્રવાલ વાણિઆ દિક્ષા લેઇને આત્મારામજીના ગુરૂભાઇ થયા તે હાલ કાઠિઆવાડ પ્રાતમા વિચરે છે જેનુ નામ સવેગીપણાની દિક્ષામા શ્રી ખાતિવિજયજી છે તથા તેઓ મહાજ્ઞાની અને તપસ્વી છે. આત્મારામજીએ રાણીયામા રહીને વૃદ્ધ પોસાલીય તપગચ્છના રૂપઋષિજી પાસે ઉત્તરાધ્યયન સૂત્ર વાચ્યુ ત્યાથી તેઓ યમુના નદીવાસી રૂડમલ્લ સાધુની પાસે શાસ્ત્ર ભણવા ગયા, અને તેમની પાસેથી એક ઉવવાઇ શાસ્ત્ર શીખ્યા. ત્યાથી દિલ્લી થઇને સરગથલ ગામ ગયા ત્યાં સવત ૧૯૧૨ નું ચોમાસું કર્યુ ત્યાથી ગુરૂ જીવણરામજી અને ગુરૂબંધુ ખરાયતીમલ્લની સાથે તેઓ જયપુરમાં ગયા ત્યા અમીચદ–શ્રુતકેવળી નામે ઢુઢક પાસેથી આત્મારામજીએ આચારાંગસૂત્ર ભણવાનુ શીરૂ કર્યું ત્યાંના ઢુઢક લોકોએ આત્મારા-

ततो वाचमुवाचैवं । गुरुरप्यगुरुः श्रुतौ ॥
श्रुतं दृष्टं नचास्माभि । राप्तासवचनान्वितम् ॥९॥

ત્યારે શાસ્ત્રમાં અનિપુણ એવા તે ગુરૂ પણ એવી રીતની વાણી બોલ્યા કે, અમોએ સત્ય એવા યથાર્થ ઉપદેશ દેનારાના વચનોવાળું શાસ્ત્ર જોયું નથી.

परं परिणतं चित्ते । नः परंपरयागतम् ॥
कर्मैतत्कुरुमो नित्यं । मत्वा संसारतारकम् ॥ १० ॥

પણ અમારી પરંપરાથી પ્રાપ્ત થએલું અને અમારા ચિત્તમા પરિણમેલું સંસારને તારનારૂ જાણીને આ કાર્ય અમો હમેશા કરીએ છીએ.

---

અને જીવાભિગમ, વગેરે શાસ્ત્રોનો અભ્યાસ તેમણે કર્યો તે વખતે ફકીરચંદજીની પાસે હર્ષચંદ નામે એક શિષ્ય સિદ્ધહૈમકૌમુદી–ચંદ્રપ્રભા નામે જૈન વ્યાકરણ ભણતો હતો તેથી ફકીરચંદજીએ તેમને કહ્યું કે, તમારી બુદ્ધિ ઘણી સ્વચ્છ છે, માટે તમે મારી પાસેથી ચંદ્રપ્રભા ભણો તમને તે જલદી આવડશે પરંતુ આત્મારામજીને પૂર્વોક્ત કર્મરોગથી આ વચનામૃત પણ રૂચ્યુ નહિ

ચોમાસુ વીત્યા બાદ આત્મારામજીએ નાગોરથી વિહાર કરી મેડતા, અજમેર, કિસનગઢ, અને મરવાડ, વગેરે મુખ્ય શેહેરોમા થોડો થોડો વખત રહી ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, સૂયગડાંગ, અનુયોગદ્વાર, નંદી, ઢુંઢકોનું આવશ્યક, અને બૃહત્કલ્પ, વગેરે શાસ્ત્રો કંઠાગ્ર કર્યા તેમણે સુમારે ૧૦ હજાર શ્લોક કંઠાગ્ર કર્યા હતા સંવત ૧૯૧૫ નુ ચોમાસુ તેમણે જયપુરમા રહીને કર્યું ત્યાર પછી તેઓ બલીરામ નામે એક સાધુની સાથે માધોપુર અને રણથંભોર થઇ બુંદીકોટે ગયા ત્યા ઢુંઢક સાધુઓમા શ્રેષ્ટ એવા મગનજીસ્વામીને મળવાની તેમને ઇચ્છા હતી પણ તેઓ એ વખતે ભાનપુરમાં હતા તેથી ત્યા જઇને તેમને મળ્યા પછી બંને જણ વચ્ચે કેટલીક ચર્ચાવાર્ત્તા થઇ, તેથી અન્યોઅન્ય ઘણો આનંદ થયો. ભાનપુરથી આત્મારામજી સીતામ અને ઉજાવરા થઇને સલાનામા ગુરૂને મળી રતલામ ગયા ત્યા ઢુંઢક મતનો જ્ઞાતા સૂર્યમલ્લ કોઠારી હતો તે કહેતો કે, જૈન મતના ૧૧ શાસ્ત્રો સાચા છે, અને બાકીના બધા યતિઓએ કલ્પનાથી રચ્યા છે તેની સાથે આત્મારામજીએ ચર્ચા કરીને તેને નિરૂત્તર કર્યો. પછી ત્યાથી નીકળીને ખાચરોદ, વંદાવર, વડનગર, ઇંદોર, અને ધારાનગરીમા થઇને પાછા રતલામ આવી સંવત ૧૯૧૬ નુ ચોમાસું તેમણે રતલામમા કર્યું મગનસ્વામીજીએ

श्रुत्वेति तद्गिरं शिष्यः । कर्णयोर्विषसारणीम् ॥
अवदद्वदनाद्वाणीं । दूरीकृतघनध्वनिम् ॥ ११ ॥

એવી રીતે કર્ણોમા ઝેરના ઝરણા સરખી તેની વાણી સાભળીને શિષ્ય, દૂર કરેલ છે વરસાદની પણ ગર્જના જેણે એવી વાણી મુખમાથી બોલ્યા

हंहोऽर्हत्प्रतिमा ह्युक्ता । पूजनीया जनैरिति ॥
ज्ञाताधर्मादिसूत्रेषु । शास्त्रपाथोधिपारगैः ॥ १२ ॥

અરે! "અરિહંત પ્રભુની પ્રતિમા લોકોએ પૂજવી" એમ ખરેખર **જ્ઞાતાધર્મકથાદિક** સૂત્રોમા શાસ્ત્રરૂપી સમુદ્રના પારને પહોચેલા એવા (કેવલીઓએ) કહેલુ છે

---

પણ ત્યા આવીને ચોમાસું કર્યું આત્મારામજીને તેમની પાસેથી વિદ્યા ભણવાની જે ઉત્કંઠા હતી, તે અનાયાસે ઇશ્વરકૃપાથી પાર પડી આત્મારામજીએ તેમની પાસેથી ઢુંઢક મતની જેટલી પુંજી હતી, અર્થાત ૩૨ શાસ્ત્ર ઢુંઢકે મતવાળા માને છે, તે સર્વ ભણી લીધા, અને કેટલાક કંઠાગ્ર પણ કરી લીધાં. હવે આત્મારામજીના મનમા એવી આશંકા થવા લાગી કે, મેં ઢુંઢક મતનાં સર્વ શાસ્ત્રો જોયા, તથા તે મતના સર્વ પંડિતોને હુ મળ્યો, તે બધાઓનું કહેતું એક બીજાની વિરૂદ્ધ છે અમૂક બાબતમા કોઇ, એક પ્રકારનો અર્થ કરે છે, તો વળી બીજો બીજી પ્રકારનો અર્થ કરે છે અને જ્યારે કોઇ અર્થ ઠીક નથી પડતો, ત્યારે ચાર કે પાચ જણની સલાહ પ્રમાણે મનઘડીત અર્થ કરે છે. જેને પંચાયતી અર્થ કહે છે પંજાબ દેશમા પ્રાય પંચાયતી અર્થ પ્રસિદ્ધ છે. ત્યારે હવે મારે કોનો મત સાચો માનવો, અને કોનો ખોટો માનવો? વળી કેટલાક લોક ૪૫ આગમો માને છે કેટલાક ૩૨, કેટલાક ૩૧, અને કેટલાક ૧૧ શાસ્ત્રો માને છે તો એમા સાચો કોણ અને જુઠો કોણ? મારે કેટલાં શાસ્ત્ર સાચા માનવા? કારણ કે બુંદીકોટાવાળા શાસ્ત્રોના અર્થ મોઢેથી પોતાના મનમાન્યા કરે છે, તેમ મારવાડી સાધુ, ભાષામા જે ટબાર્થ લખ્યો છે તેમા પણ પોતાના મતની સાથે જે મળતો આવે, તે માને છે, અને બાજો છોડી દે જે. અથવા તે પાઠ ઉપર હડતાલ લગાડી પોતાની કલ્પનાનો અર્થ લખી દે છે. વળી તપગચ્છ ખરતરગચ્છવાળા કહે છે કે, ઢુંઢક લોક શાસ્ત્રનો અર્થ યથાર્થ રીતે જાણતા નથી. ઇત્યાદિ અનેક પ્રકારે તેમના મનમાં સંકલ્પ વિકલ્પ ઉત્પન્ન થયા પછી તેમણે એવો નિશ્ચય કર્યો કે, સંસ્કૃત, પ્રાકૃત વ્યાકરણ ભણ્યા પછી શાસ્ત્રનો જે યથાર્થ અર્થ થતો હશે, તે હુ માનીશ. આ

**पत्न्या हि पांडुपुत्राणां । पुत्र्या पंचालभूपतेः ॥**
**पांचाल्या पूजिता तत्र । स्पष्टं मूर्तिर्जिनेशितुः ॥१३॥**

તે જ્ઞાતાધર્મકથામાં પાંડવોની પત્ની, તથા પંચાલ રાજાની પુત્રી એવી દ્રૌપદીએ સ્પષ્ટ રીતે જિનેશ્વર પ્રભુની પ્રતિમા પૂજેલી છે; (એમ કહેલું છે.)

**ततो वदत भो यूयं । किमेवं वदथ स्वयम् ॥**
**मुग्धलोकाननालोक । परलोकविडंबिनः ॥ १४ ॥**

માટે હે અજ્ઞાનથી પરલોકને વિડંબના કરનારા એવા તમો કહો કે, એવી રીતને તમો પોતે મુગ્ધ લોકોને શા માટે કહો છો?

---

વખતે તેમને વૈધનાથનું તથા ફકીરચંદનું કહેવું સત્ય જણાયું ઘણા દેશોમાં ફરવાથી ઘણા જૈન મંદિરો તથા પુસ્તકોના મોટા ભંડારો તેમના જોવામાં તથા સાંભળવામાં આવેલા, તેથી એજ વખતે તેમને જૈન મત ઉપર શ્રદ્ધા ચોટી હતી તેમ ઢુંઢક મતના કેટલાક મત મતાન્તરો જોઇને તેના ઉપર તેમની અનાસ્થા થઇ ગઇ હતી; તેથી તેમણે ગુજરાતમાં આવી અહીં પંડિત સાધુઓથી ઘણીક વાતોનો નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો વળી જૈનોના પ્રસિદ્ધ શત્રુંજય તથા ગિરનાર વગેરે તીર્થોની ઘણીજ ખ્યાતિ તેમના સાંભળવામાં આવેલી, તેથી એ તીર્થોની યાત્રા કરવાનો પણ તેમને ઘણો અભિલાષ થયો હતો તેથી તેમણે તત્કાળ ગુજરાતમાં આવવાની ઇચ્છા કરી, પરંતુ જીવણરામજીએ ગુજરાતમાં આવવા માટે કેટલાક પ્રકારની દેહેશત બતાવી, ના પાડવાથી તેઓ ચોમાસા બાદ ઝાવરા, મંદસોર, નિમચ અને જાવદ થઇ ચિત્તોડ ગયા ત્યાંના જુના કિલ્લામાં પ્રવેશ કરી ઘણાક ખંડેરો, જૈન મંદિરો, ફતેહના મેહેલો, કીર્તિના સ્તંભ, જળના કુંડ, કીર્તિધર સુકોશલ મુનિની તપ કરવાની ગુફા, પદ્મિની રાણીની સુરંગ, અને સૂર્યકુંડ, ઇત્યાદિ ઘણા પ્રાચીન સ્થાનો જોઇને તેમને સંસારની અનિત્યતા તથા તુચ્છતાનો ઇંદ્રજાળની પેઠે ક્ષણ માત્રનો તમાસો યાદ આવ્યો ચિત્તોડથી ઉદેપુર, નાથદ્વારા, કાંકરોલી, ગંગાપુર, ભીલાડા, સરવાડ, જયપુર, ભરતપુર, મથુરા, અને વૃન્દાવન થઇને કાશીને માર્ગે દિલ્હી ગયા ત્યાં ચોમાસું કરવાની આત્મારામજીની ઇચ્છા હતી, પરંતુ જીવણરામજીના કહેવાથી સંવત ૧૯૧૭ નું ચોમાસું તેમણે સરગથળ નામે ગામમાં કર્યું ચોમાસા બાદ ત્યાથી નીકળી ફરીને દિલ્હી ગયા. દિલ્હીથી જમનાપાર, ખટ્ટા, લુહારા, બીનોલી, બડોત, અને સુનપતની આસપાસના ગામોમાં ફરીને સંવત ૧૯૧૮ નું ચોમાસું તેમણે દિલ્હીમાં જઇને કર્યું ત્યાથી ચોમાસા બાદ

गुरुरवङ् निशम्यैवं । गिरं तस्य नयान्वितताम् ॥
नो वयं शास्त्रवेत्तारो । ह्यर्हतामर्ह्यसंपदाम् ॥ १५ ॥

એવી રીતની તેની (આત્મારામજીની) ન્યાયયુક્ત વાણી સાંભળીને ગુરૂએ કહ્યુ કે, ઉત્તમ સંપદાવાળા એવા અરિહંત પ્રભુના શાસ્ત્રોના જાણનારાઓ અમો નથી

व्याकरणं च कृतं येन । कंठेऽकुंठितधीमता ॥
स विजानाति तत्सर्वं । सर्वज्ञैरुदितं श्रुतम् ॥ १६ ॥

જે તીક્ષ્ણ બુદ્ધિવાને વ્યાકરણ કંઠે કર્યું છે, તે માણસ સર્વજ્ઞોએ કહેલું તે સઘળુ શાસ્ત્ર જાણે છે

---

સુનપત, અને પાનીપત થઇને કરનાલ ગયા ત્યાં પંજાબી ઢુંઢીઆના પૂજ્ય-અમરસિંઘના શિષ્ય રામબક્ષ વગેરેનો તેમને મેળાપ થયો. તેઓ આત્મારામજીનું પાંડિત્ય જોઇને ઘણા ખુશી થયા રામબક્ષ અને તેમના ચેલા વિશ્નુચંદજીની ઇચ્છાથી આત્મારામજીએ તેમને શ્રી અનુયોગદ્વાર, આચારાંગ, નંદિસૂત્ર, અને જીવાભિગમાદિ શાસ્ત્ર ભણાવ્યા કરનાલથી અંબાલા, ખરડ, રોપડ, અને માછીવાડામાં ગયા રોપડમાં સદાનંદજી નામે એક બ્રાહ્મણ પંડિત પાસે તેમણે સારસ્વત ભણવાનું શરૂ કર્યું ને થોડી મુદતમાં પોતાની અપૂર્વ બુદ્ધિ વડે તે ગ્રંથના પટ્લિંગ સુધી અભ્યાસ કરી લીધો પછી ત્યાંથી તેઓ માલેરકોટલામાં જઇને પોતાના ગુરૂ જીવણરામજીને મળ્યા ત્યાંથી જીવણરામજી રાણીયા ગામમાં જઇ ચોમાસુ રહ્યા અને આત્મારામજી સુનામમાં ગયા. ત્યાં એક માણસ તેમનો ચેલો થયો સુનામથી સમાણા, પત્યાલા, નાભા, માલેરકોટલા, રાયકોટ, અને જીગરામાં થઇને પોતાના અસલ રહેઠાણ જીરા ગામમાં તેઓ ગયા સંવત ૧૯૧૯ નુ ચોમાસું તેમણે જીરામાં કર્યું જ્યારે તેઓ દિલ્હીથી પંજાબમાં ગયા, ત્યારે ત્યાંના શ્રાવકોમાં તેમનો યશ ઘણોજ વધ્યો હતો તેથી અમરસિંઘના શ્રાવકો તો બહુ ખુશી થયા, પરંતુ રામરત્ન વિગેરે ઢુંઢક શ્રાવકોને શોક થયો

જીરામાં ચોમાસું કરીને આત્મારામજી ઢુંઢિઆ સાધુઓમાં વૃદ્ધ પંડિત રત્નચંદજીની પાસે વિદ્યાભ્યાસ કરવાની ઇચ્છાથી આગ્રામાં ગયા તેમને રત્નચંદજીએ ઘણીજ ખુશીથી સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, પન્નવણા, બૃહત્કલ્પ, વ્યવહાર, નિશીથ, દશાશ્રુતસ્કંધ, સંગ્રહણી, ક્ષેત્રસમાસ, સિદ્ધપંચાશિકા, સિદ્ધપાહુડ, નિગોદછત્રીસી, પુદ્ગલછત્રીસી, લોકનાડીદ્વાત્રિંશિકા,

**व्याकरणं तदस्माभि । र्व्याधिकरणमुच्यते ॥**
**अध्ययनं ततस्तस्य । कुर्महे न कदाचन ॥ १७ ॥**

તે વ્યાકરણને અમો ' વ્યાધિકરણ " ( દુઃખ કરનારૂ ) કહીએ છીએ, અને તેથી તેનુ અધ્યયન અમો કદાપિ પણ કરતા નથી

**इत्युक्त्वा स गुरुस्तं च । चिंतयामास चेतसि ॥**
**हा दैव कुपितस्त्वं किं । किमकारि त्वया द्रुतम् १८**

એવી રીતે તેને કહીને ગુરૂ મનમા ચિતવવા લાગ્યા કે, હા દૈવ ! તું કેમ (અમારાપર) કોપાયમાન થયો ? તથા તે આ અચાનક શુ કરી નાખ્યુ ?

---

ષટ્કર્મગ્રથ અને ચાર જાતના નયચક્ર, ઇત્યાદિ અનેક શાસ્ત્રો ભણાવ્યા જેમાનાં કેટલાક પ્રથમ આત્મારામજી ભણેલા હતા, તે પણ અર્થ નિશ્ચય કરવા માટે ફરીને ભણ્યા વળી તેમને થોડુક વ્યાકરણ આવડ્યાથી વિભક્તિ માલુમ પડવા લાગી હતી અને વિભક્તિ દ્વારાએ તેમને જે અર્થ માલુમ પડતા તે ઢુંઢકોના ધરાવેલા અર્થની સાથે મળતા નહોતા તેથી તેમણે વિચાર્યુ કે જે મહા વૈયાકરણી તાર્કિક શિરોમણિ પૂર્વાચાર્ય થઇ ગયા છે, તેઓના કરેલ અર્થ ભાષ્ય ચૂર્ણિનિર્યુક્તિ ટીકા આદિ દ્વારાએ જે છે, તેજ સત્ય છે તોપણ પરીક્ષા કરવા એહા તો પુરી કરવી જોઇએ રત્નચદજીના ધરાવેલ અર્થ પ્રાય અન્ય ઢુઢકોથી વિપરીત અને ટીકાદિની સાથે મળતા તેમને માલુમ પડ્યા તેથી વધારે હર્ષથી તેમની પાસે ભણવા લાગ્યા કેટલુક અપૂર્વ જ્ઞાન પણ રત્નચદજીની પાસેથી તેમણે પ્રાપ્ત કર્યુ સવત ૧૯૨૦ નુ ચોમાસુ તેમણે આગ્રામાજ કર્યુ રત્નચંદજીની પાસે ઘણી મુદત સુધી આત્મારામજીને રહેવાની ઇચ્છા. હતી, પરતુ જીવણરામજીના બોલાવ્યાથી ચોમાસું વીત્યા બાદ તેમની પાસે જવા તૈયાર થયા તે વખતે રત્નચદજીએ તેમને કહ્યુ કે—" મારી તમને છેલ્લી શીખામણ એ છે કે જિનપ્રતિમાની કદિ નિદા કરવી નહિ, પેશાબવાળા હાથ પુસ્તકને લગાડવા નહિ, અને દાડો પોતાની પાસે રાખવો નહિ " એ ત્રણ વાતો આત્મારામજીએ સ્વિકારી વળી આત્મારામજીના પુછવાથી રતનચદજીએ કહ્યુ કે કાનમા દોરો પરોવી મોઢા ઉપર મુહપતી રાખવી, એ શાસ્ત્રાધાર નથી પછી ખાત્રી કરવા સારૂ તેમણે ફરીને ઘણાક શાસ્ત્રો તપાસી જોયા. પછી તેમણે નિશ્ચય કર્યો કે, હું મારી પોતાની શક્તિ વડે ભવ્ય લોકોની આગળ સત્ય વાત પ્રકટ કરીશ તે જેમને રૂચશે, તે ગ્રહણ કરશે. એવો વિચાર કરી, આગ્રેથી તેઓ દિલ્હી ગયા. ત્યા તેમને વિશ્નુચદજી વગેરે સાધુ મળ્યા, તેમણે

**अस्माभिश्चिंत्तितं चान्य । दन्यमेव विजृंभितम् ॥**
**मनोरथास्तु सर्वे न । श्चेतसश्चेतासि स्थिताः ॥१९॥**

અમોએ ચિંતવ્યું કંઇ ! અને નિવડી પડ્યું કંઇ ! તથા અમારા મનના સર્વે મનોરથો તો મનમાંજ રહ્યા

**मनोरथद्रुरस्माकं । मरुता मेघजालवत् ॥**
**दैवेन हांततां नीतः । फलस्यावसरे खलु ॥ २० ॥**

પવને કરીને જેમ વાદળાઓનો સમૂહ, તેમ અમારો મનોરથરૂપી વૃક્ષ, ફલને અવસરેજ ખરેખર દૈવે નાશ કર્યો ! !

---

આત્મારામજીની પાસે શાસ્ત્ર ભણવા શરૂ કર્યા અને સાથેજ ત્યાથી વિહાર કરી માલેરકોટલામા ગયા ત્યા આત્મારામજીએ વિશ્નુચંદજીને કહ્યું કે તમે પેશાબવાળો હાથ વગર ધોયે હવે પુસ્તકને લગાડશો નહિ એ વાત પ્રથમ તો તેમને રૂચિ નહિ, તોપણ આત્મારામજીનુ મહાજ્ઞાન જોઇને તેમનાજ અનુયાયી થઇને રહેવાનો તેમણે ઠરાવ કર્યો પછી માલેરકોટલાથી તેઓ સર્વે રાયકોટ થઇને જગરાવા ગયા ; ત્યા રતનચંદજીના સ્વધામ ગયાના સમાચાર જાણી આત્મારામજીને શોક થયો પણ તે શોક પોતાના જ્ઞાનબળથી સમાવીને ત્યાથી લુધિઆને ગયા ત્યા શ્રાવક સેઢમલ તથા ગોપીમલ વગેરેને અજીવપંથની શ્રદ્ધા છોડાવી પોતાના મતમા લીધા ત્યાથી કોટલામા જઇને સંવત ૧૯૨૧ નું ચોમાસું કર્યું ત્યા આત્મારામજીએ ચંદ્રિકા, કોષ, કાવ્ય, અલંકારાદિ તથા થોડોક તર્કનો પણ અભ્યાસ કર્યો ચોમાસા બાદ તેઓ લુધીઆને થઇને દેશુ નામે ગામમા ગયા ત્યા એક યતિના પુસ્તકો પૈકી શ્રી શિલાકાચાર્ય વિરચિત શ્રી આચારાંગ સુત્ર તેમને હાથ આવ્યુ તેથી તેમને ઘણો આનંદ થયો, ત્યાંથી રાણીયા, રોડી અને સરસા વગેરે ગામોમા વિચરી સંવત ૧૯૨૨ નુ ચોમાસું તેમણે સરસામાજ કર્યું ત્યાં કિશોરચંદજી યતિની પાસેથી શ્રી આત્મારામજી એત્રણ જ્યોતિષ ગ્રંથો ભણ્યા તેમજ વડગચ્છના રામસુખ યતિની પાસેથી તથા ખરતરગચ્છના યતિ મોતીચંદની પાસેથી સાધુ શ્રાવકનુ પડિક્કમણું તથા તેના વિધિના પાના લાવીને જોયા, તો ઢુંઢક પડિક્કમણું અને તેનો વિધિ તેમને તેથી ઉલટો જણાયો અન્ય પણ કેટલાક પુસ્તકો લાવીને જોયાં તથા આચારાંગ સુત્ર વૃત્તિની પણ સ્વાધ્યાય કરી તેથી તેમને નિશ્ચય થયો કે, ઢુંઢકમત અસલ જૈનમત નથી. પરંતુ લુંકા લવજીના કલ્પેલા લોકામતમાંથી ધર્મદાસ છીપા વગેરેએ કાઢયો છે. તોપણ તેમણે વિચાર કર્યો કે આ સમયે આખા પંજાબ દેશમાં

**एवं विचिंतयित्वाथ । तस्मिन् मौनमुपेयुषि ॥**
**आत्मारामोऽपि दध्यौ च । चेतसि चकितश्चिरम् २१**

હવે એમ વિચારીને તે ગુરૂ જ્યારે મૌન રહ્યા, ત્યારે આત્મારામજી પણ ઘણો કાળ સુધિ ચકિત થયા થકા મનમાં વિચારવા લાગ્યા કે,

**अथ व्याकरणस्याहं । विधास्येऽध्ययनं धुरि ॥**
**धारयिष्यामि शास्त्रार्थान् । पश्चान्मे हितकाम्यया २२**

હવે તો હુ પ્રથમ વ્યાકરણનો અભ્યાસ કરીશ તથા પછી મારા હિતની ઇચ્છાથી હુ શાસ્ત્રોના અર્થોને ધારણ કરીશ

---

પ્રાય ઢુઢકમતનુ પરિબળ વધારે છે અને હુ એકલો શુદ્ધ શ્રદ્ધાન પ્રકટ કરીશ તો કોઇ માનશે નહિ માટે અ દર શુદ્ધ શ્રદ્ધાન રાખી બાહ્ય વ્યવહાર ઢુઢકોના જેવો રાખીને કાર્યસિદ્ધિ કરવી અવસરે સર્વ સારૂ થશે એ પ્રમાણે નિશ્ચય કરીને આત્મારામજી ચોમાસા બાદ સરસેથી સુનામ થઇને કોટલે ગયા ત્યા લાલા કવરસેન તથા મ ગતરાયને પોતાની અ તર ગ શ્રદ્ધા સમજાવી શ્રાવક કર્યા પછી ત્યાથી લુધીઆને ગયા ત્યા ગોધીમલ્લને પોતાની શ્રદ્ધામા આણી ત્રીજો શ્રાવક કર્યો ત્યાર પછી વિશ્નુચ દજીએ અને તેમના શિષ્ય ચ પાલાલે શ્રી આત્મારામજીના મતની વૃદ્ધિ કરવામા ઘણી મદદ કરી તેથી દિનપર દિન તેમના મતના માણસોની સ ખ્યા વધવા લાગી

શ્રી આત્મારામજી લુધીઆનેથી જાલ ધર ગયા ત્યા અજીવપથી રામરતન વસ તરાય સાથે તેમને અજીવપ થ સ બ ધી વાદવિવાદ થયો તેમાં પાદરી તથા બ્રાહ્મણ પ ડિતને મધ્યસ્થ સ્થાપ્યા હતા અને ૨૭ શેહેરોના શ્રાવકો એકઠા થયા હતા આખરે શ્રી આત્મારામજીનો તેમા જય થયો હતો જાલ ધરથી તેઓ અમૃતસર ગયા ત્યા અમરસિ ઘનો તેમને મેળાપ થયો. તેમની સાથે કેટલીક ચર્ચા થઇ, પણ શ્રી આત્મારામજીનુ કહેવુ તેમણે સ્વીકાર્યું નહિ અમૃતસરથી પાછા જાલ ધરમા થઇને સ વત ૧૯૨૩ નુ ચોમાસુ હુશીઆરપુરમા જઇ કર્યું ત્યાથી ચોમાસા બાદ વિહાર કરીને દિલ્હી તરફ આવ્યા, અને સ વત ૧૯૨૪ નું ચોમાસું બિનૌલીમા કર્યું તથા સ વત ૧૯૨૫ નુ ચોમાસું બડૌતમા કર્યું બિનૌલીમાં કેટલાક શ્રાવકોએ શુદ્ધ શ્રદ્ધા અ ગિકાર કરી. તથા ત્યાં ચોમાસામા નવતત્વ બનાવ્યા પૂર્વોક્ત બ ને ચોમાસામા દિલ્હીના કેટલાક ઢુ ઢક શ્રાવકોએ તથા અમરસિ ઘે દિલ્હી, મારવાડ અને પ જાબ આદિ

**यतो देहो विना नेत्रं । विना क्षेत्रं यथा कृषिः ॥**
**सर्वशास्त्रार्थबोधो हि । तथा व्याकरणं विना ॥२३॥**

કેમકે, નેત્રવિના જેમ શરીર તથા ક્ષેત્રવિના જેમ ખેતી, તેમ વ્યાકરણ વિના સર્વ શાસ્ત્રાર્થોનું જ્ઞાન ખરેખર (ફોકટ) છે

**विचिंत्येति तदभ्यासो । रभसाकारि तेन वै ॥**
**साहसिका विलंबंते । नो कदापि स्वकर्मसु ॥ २४ ॥**

એમ વિચારીને તેમણે તે વ્યાકરણનો અભ્યાસ તુરત કરી લીધો; કેમકે સાહસિક માણસો પોતાના કાર્યોમા કદાપિ પણ વિલબ કરતા નથી.

---

દેશોમા કાગળો લખી ખબર આપી કે, આત્મારામજીની શ્રદ્ધા પ્રતિમા પૂજવાથી મૂક્તિ માનવાની, બાવીશ અભક્ષ્ય વસ્તુઓ ન ખાવાની, અને મુખોપરિ દોરાથી મુહપત્તિ નહિ બાધવાની થઇ ગઇ છે માટે તેમની સ ગત કરવી નહિ. ઇત્યાદિ પર તુ જે લોકો જાણતા હતા કે, આત્મારામજી શાસ્ત્રાનુસારજ કથન કરે છે, અને ઢુ ઢક પોતાની મનકલ્પિત વાતો બતાવે છે, તેઓ તો કાગળ જોઇને તેમની હાસી કરવા લાગ્યા વળી કહેવા લાગ્યા કે, ઢુઢકો માત્ર દૂરથીજ તડાકા મારે છે, પણ આત્મારામજીની સામે કોઇ થઇ શકતા નથી. તેનુ મૂળ કારણ એ છે કે તેઓ વ્યાકરણને વ્યાધિકરણ માની તેનો અભ્યાસ કરતા નથી અને આત્મારામજીના પરિવારમા તો પ્રાય' વ્યાકરણનો અભ્યાસ મુખ્ય છે, વિભક્તિજ્ઞાન વિના યથાર્થ અર્થ થઇ શકતો નથી એ તો સ્પષ્ટ છે કે ભણેલાની સાથે અભણની વાર્તા થઇ શકતી નથી.

સ વત ૧૯૨૬ નુ ચોમાસું શ્રી આત્મારામજીએ માલેરકોટલામાં કર્યું. ત્યા તેમણે પ્રકટપણે યથાર્થ સત્ય પ્રાચીન જૈન ધર્મની પ્રરૂપણા કરવી શરૂ કરી. અને ઘણા લોકોએ તેમનુ કહેવું સત્ય માની સ્વિકાર્યું બીજી તરફ વિ'નુચ'દજી અને હુકમચ દજી વગેરે મુખ્ય મુખ્ય શેહેરોમાં ફરી શ્રાવકોને પ્રતિબોધ કરતા હતા તેથી તેમના મતની ઘણી વૃદ્ધિ થતી ગઇ. સ'વત ૧૯૨૭ નુ ચોમાસું આત્મારામજીએ બીજીવાર બિનૌલિમા કર્યું ત્યાથી ચોમાસા બાદ પ'જાબમાં જીરા ગામે ગયા અને ત્યાંના અડધા શ્રાવકોને પોતાના પક્ષમાં કર્યા. સ'વત ૧૯૨૮ નુ ચોમાસું તેમણે લુધીઆને કર્યું. ત્યાં તેમણે પ્રમાણસુંદર, સ્યાદ્વાદમ'જરી આદિ જૈન તર્કનો અભ્યાસ કર્યો.

**एवं व्याकरणस्यासौ । परितः पारतां गतः ॥**
**किमपि नो दुराराध्यं । दृश्यते बुद्धिशालिनाम् ॥२५॥**

એવી રીતે આ **આત્મારામજી મહારાજ** ચારે બાજુથી અર્થાત્ સંપૂર્ણ રીતે વ્યાકરણના પારપણાને પામ્યા, કેમકે બુદ્ધિવાનોને કઇ પણ દુષ્કર દેખાતુ નથી

**ददर्शाथ स शास्त्राणि । त्राणीभूतानि देहिनाम् ॥**
**आप्ताननशशांकाप्ता । मृतवाक् पूरितान्यरम् ॥२६॥**

પછી તે પ્રાણીઓને શરણભૂત તથા યથાર્થ વક્તાના (જિનેશ્વરોના) મુખરૂપી ચદ્રથી પ્રાપ્ત થએલા અમૃતરૂપી વાણીથી ભરેલા શાસ્ત્રોને તુરત જોવા લાગ્યા

---

ચોમાસા બાદ શ્રી આત્મારામજી લુધીઆનેથી હુશિયારપુરમા ગયા ત્યા વિશ્નુચંદજી વગેરે ૧૨ સાધુઓ અમરસિંઘથી છુટા પડીને શ્રી આત્મારામજીને જઇ મળ્યા તે સિવાય બીજા ૮ સાધુ યોગરાજના ટોળાના મળીને કુલ ૨૦ સાધુઓ હુશિયાપુરમા એકઠા થયા એથી અમરસિંઘે ગભરાઇને ફરીને આત્મારારજીની વિરૂદ્ધમા ગામે ગામ કાગળો મોકલાવ્યા કે તેમને કોઇએ માનવા નહિ, તેમ આશ્રય આપવો નહિ પરતુ " ખાડો ખોદે તેજ પડે " એ કહેવત મુજબ તેમને થયુ તેમનેજ કોઇએ માન્યા નહિ, તેમ આશ્રય પણ આપ્યો નહિ હવે હુશિયારપુરમા એકઠા થયેલા આત્માગમજીના પક્ષના ૨૦ સાધુઓ જૂદે જૂદે સ્થળે ચારે તરફ પોતાનો મત પ્રવર્ત્તાવવા માટે નીકળી પડ્યા તેઓ સર્વ ક્ષેત્રોમા પોતાનુ પાથરણું પાથરતા અને ઢુંઢકોનુ ઉઠાવતા ચાલ્યા એમ કરતા કરતા તેમણે હુશિયારપુર, નિકોદર, અમૃતસર, પટ્ટી, કસુર, વેરોવાળ, નારોવાળ, ઝડીયાળા, સખતરા, પસરૂર, જમુ, ગુજરાવાળા, જીરા, કોટલા, અંબાલા, લુધીઆના, લાહોર, રોપડ, જેજો, રામનગર, અને સરહિંદ વગેરે ઘણાક સ્થળોમા તેમણે ફરીને ત્યાના શ્રાવકોને પોતાના પક્ષમાં આણ્યા પછી સંવત ૧૯૨૯ નુ ચોમાસુ શ્રી આત્મારામજીએ જીરામા કર્યું એ ચોમાસા બાદ સર્વ સાધુઓ ફરતા રહ્યા જેથી લગભગ ૭૦૦૦ શ્રાવકો ઢુંઢક મત છોડીને શુદ્ધ ધર્મમા દાખલ થયા સંવત ૧૯૩૦ નુ ચોમાસુ અંબાલામાં, અને સંવત ૧૯૩૧ નુ ચોમાસુ હુશિયારપુરમા કર્યું એ ચોમાસા બાદ બધા સાધુઓ લુધીઆનામા એકઠા થયા. તેમણે શ્રી આત્મારામજીને

द्वाविंशतीति वर्षाणि । तत्र स्थित्वा मते मुनिः ॥
पश्चादथ स संभाव्य । मतं तद्दोषपोषकम् ॥ २७ ॥
आत्मारामोऽस्मुद्धर्तु । मात्मानं च परात्मनः ॥
ढुंढकमततस्तूर्णं । मह्मदावादमाययौ ॥२८॥ ॥ युग्मम् ॥

એવી રીતે તે આત્મારામજી મુનિરાજ તે ઢુંઢકમતમા બાવીસ વર્ષો સુધિ રહિને તથા પછી તે મતને દૂષણોને પોષનારો જાણીને, તેમાથી પોતાનો અને બીજાઓનો તુરત ઉદ્ધાર કરવા માટે તુરત અમદાવાદમા આવ્યા.

मुनिं तत्र स्थितं चैकं । जैनसिद्धांतपारगम् ॥
शुद्धधर्मोपदेष्टारं । श्रीबुद्धिविजयाह्वयम् ॥ २९ ॥
श्रुत्वैष बहुभिर्युक्तो । मुनिभिरपरैरपि ॥
उद्धर्तुं निजमात्मान । मेनस्योपाश्रयं ययौ ॥ ३० ॥

॥ युग्मम् ॥

પછી જૈન સિદ્ધાંતોના પારંગામી તથા શુદ્ધ ધર્મનો ઉપદેશ દેનારા એવા શ્રી બુદ્ધિવિજયજી નામના મહા મુનિને ત્યા ( અમદાવાદમા ) રહેલા સાંભ-

---

કહ્યુ કે, મહારાજ ! હવે આ શાસ્ત્રથી વિરૂદ્ધ ઢુંઢકોના વેષમાં અમોને ક્યાં સુધી ફેરવશો ? હવે તો કૃપા કરી શાસ્ત્ર મુજબ જે ગુરૂ હોય, તેની પાસે દિક્ષા લેઇ શાસ્ત્રોક્ત વેષધારી યથાર્થ ગુરૂ ધારણ કરવા જોઇએ તથા શ્રી શત્રુંજય અને ગિરનાર વગેરેના દર્શન કરાવીને અમારો જન્મ સફળ કરાવો. આ વાત શ્રી આત્મારામજીને પણ પસંદ પડવાથી તેઓ ત્યાથી નીકળીને હાંસી, ભિવાણી, ડીડવાણા, મેડતા, પાલી અને આબુરાજ વગેરેની યાત્રા કરીને અમદાવાદ પધાર્યા. એ વખતે અમદાવાદમાં શાન્તિસાગર નામે એક સાધુએ જૈન મતની વિરૂદ્ધમાં કેટલુંક ધાધળ મચાવી મૂક્યું હતું તેની સાથે શ્રી આત્મારામજીએ શાસ્ત્ર રીતિએ વાદ કરીને તેને નિરૂત્તર કર્યો. અને તે દિવસથી તેણે ચર્ચા કરવી છોડી દીધી. અમદાવાદના શ્રાવક સંઘે શ્રી આત્મારામજીનું અપૂર્વ જ્ઞાન અને બુદ્ધિ જોઇને ઘણી સ્તુતિ કરી તથા પોતાને દર્શનનો લાભ આપી સત્ક઼ ્ય દર્શાવ્યાથી આભાર માન્યો.

ळीने, ते આત્મારામજી મહારાજ બીજા પણ ઘણા મુનિઓ સહિત પોતાના આત્માનો ઉદ્ધાર કરવા માટે તેમને ઉપાશ્રયે ગયા.

मूर्त्याप्तमिव बोधं च । तनुमंतं तपोभरम् ॥
देहाप्तमिव चारित्र । मात्मध्यानपरायणम् ॥३१॥
गीतार्थमुनिभिर्ग्लान । परिसेवाविचक्षणैः ॥
संवाह्यमानसर्वांगं । करैः कमलकोमलैः ॥ ३२ ॥
अंगतोऽगिप्रभेदैक । निश्चयैकाग्रमानसम् ॥
कमलामलहस्तस्थ । पुस्तकन्यस्तचक्षुषम् ॥ ३३ ॥
शरीरापरभागस्थं । भवभंगैकमुद्गरम् ॥
धारयंतं मनोहारि । रजोहरणमंतिके ॥ ३४ ॥
[1]अहंपूर्विकयोपेतै । र्नरनारीकदंबकैः ॥
परिप्राप्ताधिकश्रद्धै । राबद्धपरिमंडलम् ॥ ३५ ॥
आनंदोद्गारसंयुक्त । देशनामृतदायिनम् ॥
तपगच्छरथाकर्ष । धौरेयं धैर्यधारकम् ॥ ३६ ॥
वल्कलाकल्पितासन्ना । सने पर्यंकमासितम् ॥
ददर्श सोऽथ तत्रस्थं । तं बुद्धिविजयं मुनिम् ॥३७॥

॥ सप्तभिः कुलकम् ॥

મૂર્તિને પ્રાપ્ત થએલું જાણે જ્ઞાનજ હોય નહીં એવા, શરીરધારી જાણે તપનો સમૂહજ હોય નહીં એવા, દેહધારી જાણે ચારિત્રજ હોય નહીં એવા, આત્મધ્યાનમા તત્પર, ગ્લાનોની સેવા કરવામા વિચક્ષણ એવા ગીતાર્થ મુનિ-

1 अहपूर्वमहपूर्वमित्यहपूर्विका स्त्रियाम् ॥इत्यमर ॥

**भो भव्या भवभंगाय । संगाय च निजात्मनः ॥**
**रंगाय मुक्तिरामायाः । समाधिं भजत ध्रुवम् ॥४१॥**

હે ભવ્ય લોકો! ભવભ્રમણના નાશ માટે તથા પોતાના આત્માના સંગ માટે અને મુક્તિરૂપી સ્ત્રીના રાગ માટે ખરેખર તમો સમાધિને ભજો ?

**कषायविषसंघात । मघात्तं वमत द्रुतम् ॥**
**समाधिसुसुधाधारा । माकंठं पिबत ध्रुवम् ॥ ४२ ॥**

પાપોથી પ્રાપ્ત થએલા કષાયોરૂપી ઝેરના સમૂહને તમો તુરત વમી નાખો ? અને સમાધિરૂપી ઉત્તમ અમૃતની ધારાને તમો ખરેખર છેક કંઠ સુધિ પીઓ ?

**सिक्ता रागादिपानीयैः । पादपा विषयाह्वयाः ॥**
**विषतुल्या हि लूयंते । समाधिक्रकचैररम् ॥ ४३ ॥**

રાગ આદિક રૂપ પાણીઓથી સિંચાએલા વિષયો નામના ઝેર તુલ્ય વૃક્ષો ખરેખર સમાધિરૂપી કરવતોથી તુરત કપાઇ શકે છે

**समाधिशैलशृंगाग्र । गतं जंतुं न जातुचित् ॥**
**जेतुं शक्ता जगज्जैत्रा । वीरेशा विषयारयः ॥ ४४ ॥**

સમાધિરૂપી પર્વતના શિખરના અગ્રભાગપર રહેલા પ્રાણીને, જગતને જીતનારા તથા સુભટોમા અગ્રેસર એવા વિષયરૂપી વૈરીઓ કોઇપણ સમયે જીતવાને સમર્થ થતા નથી

**समाधिस्वर्धुनीनीर । निर्मलीभूतदेहिनः ॥**
**[1] सुमनोभ्योऽपि जायंते । ते सदा हृदयप्रियाः ॥४५॥**

---

१ समाधिना तीर्थंकरत्व केवलित्व वा प्राप्य भव्या निर्जरनिकरेभ्योऽपि पूजनीयत्वेन चित्तानददायिनो भवति । व्यग्यार्थे त्वभोजादिपुष्पेभ्योऽपि निर्मलत्वेन चित्तानदकरा भवतीति स्वोपज्ञटीकायाम् ॥

સમાધિરૂપી દેવગંગાના પાણીથી નિર્મલ થએલા પ્રાણીઓ હમેશાં દેવો પ્રતે પણ અથવા ઉત્તમ મનવાળા સજ્જનો પ્રતે પણ હમેશાં વહાલા થાય છે.

ये समाधिसुधाधारा । धरा धीरधुरंधराः ॥
विषयान् विषतुल्यांस्ते । मत्वा मुंचंति दूरतः ॥४६॥

વૈર્યવાનોમા અગ્રેસરી એવા જે માણસો સમાધિરૂપી અમૃતની ધારાને ધારણ કરનારાઓ છે, તેઓ વિષયોને ઝેર તુલ્ય જાણીને દૂરથીજ છોડી દીએ છે (આ શ્લોકનું બીજું પદ ફક્ત "ધ" અને "ર" રૂપ બેજ અક્ષરોથી બનેલું છે )

देहाहितमनोहारि । समाधिरत्नकंबलाः ॥
ते साधवो न धावंति । परान् सिचयसंचयान् ४७

શરીરપર ધારણ કરેલ છે મનોહર સમાધિરૂપી રત્નકંબલો જેઓએ, એવા તે ( પ્રસિદ્ધ ) સાધુઓ બીજા વસ્ત્રોના સમૂહો પ્રતે દોડતા નથી; અર્થાત્ તેઓને લાલચ હોતી નથી

समाधिविरुधाधारः । पतत्रीव पतत्रिभिः ॥
अनंगमृगयोर्मुक्तै । र्मुक्तः प्राणैर्भवेन्न ना ॥ ४८ ॥

સમાધિરૂપી વૃક્ષના આધારવાળો પુરૂષ, કામદેવરૂપી શિકારિના છોડેલાં બાણોથી પક્ષીની પેઠે પ્રાણોથી રહિત થતો નથી

त्यक्तानल्पविकल्पो यः । समतामलकल्पगः ॥
कल्पते तं तु कल्पांते । क्षुधाक्षोभः क्षणं[1] किमु ४९

તજેલ છે સઘળા ( સંસાર સંબંધિ ) વિકલ્પો જેણે, એવો જે માણસ સમતારૂપી નિર્મળ કલ્પવૃક્ષને પ્રાપ્ત થયો છે, તેને કલ્પાતે પણ શું ક્ષુધાનો ભય અવકાશ આપે છે? ( અર્થાત્ તેવો યોગી શું ક્ષુધાથી પીડાય છે? )

1 क्षण कालविशेषे स्या । त्पर्वण्यवसरे महे ॥ व्यापारविकलत्वे च । परतंत्रत्वमध्ययों ॥ इति हैमः ॥

समाधिरथमारुह्य । यो मुक्तिपथि पांथकः ॥
तस्य रत्नत्रयं मोह । चौरश्चोरयति किमु ॥ ५० ॥

જે માણસ સમાધિરૂપી રથમા ચડીને મોક્ષમાર્ગ પ્રતે પથિ થએલો છે, તેના ત્રણે રત્નોને શુ મોહરૂપી ચોર ચોરી જાય છે? અર્થાત્ નથી ચોરી જતો.

क्रोधसर्पोपदंशेन । दुःखिता ये दरिद्रिणः ॥
समतामणिमंत्रौघा । कुर्वंति निरुजो हि तान् ॥५१॥

જે દરિદ્રિઓ ક્રોધરૂપી સર્પના ડંખથી દુખિત થએલા છે, તેઓને સમતારૂપી મણિમત્રોના સમૂહો ખરેખર તે દુખથી નિર્મુક્ત કરે છે (સર્પનું ઝેર દૂર કરવામા મણિમત્રોનુ પ્રાબલ્ય પ્રસિદ્ધજ છે)

मत्तं मानगजं कर्तुं । वशे वांछंति ये जनाः ॥
धारयंतु सदा ते तु । समताशृणिकामरम् ॥ ५२ ॥

જે માણસો મદોન્મત્ત એવા માનરૂપી હાથીને વશ કરવાને ઇચ્છે છે, તેઓ તો તુરત સમતારૂપી અંકુશને ભલે ધારણ કરે

संसारगहने[1] ये हि । गहने हन्तुमिच्छवः ॥
मायाख्यभूरिमायानां[2] । द्रव्यकुंज[3]विहारिणाम् ५३
स्थिरीकुर्वंतु ते सर्वे । स्वीयपार्श्वे सुपार्श्विनम् ॥
समताभिधपंचास्यं[4] । दर्पद्विपदरप्रदम् ॥ ५४ ॥

॥ युग्मम् ॥

१ गहन वनदुःखयो गह्वरे कलिले चापि ॥इति हैम ॥ २ स्त्रिया शिवा भूरिमाय गोमायुमृगधूर्तका ॥इत्यमर ॥ ३ कुंजोऽ स्त्रिया निकुंजेऽपि हनौ दंते च दन्तिनाम् ॥इति विश्व ॥ ४ पचते 'पाचि विस्तारे' (भ्वा० आ० से०) पंचं विस्तृतमास्यमस्य । यद्वा मुख पादाश्च पच आस्यानीव यस्य । युद्धे मुख्यत्वात् ॥

९—जशवत प्रेस, जामनगर.

આ સંસારરૂપી ભયંકર વનમા, ધનરૂપી કુંજોમાં ભ્રમણ કરનારા, કપટરૂપી શિયાળિઆઓને ખરેખર હણવાની ઇચ્છાવાળા જે માણસો છે, તે સઘળાઓએ ઉત્તમ મદદગાર તથા કામદેવરૂપી હાથીને ભય આપનારા એવા સમતા નામના સિંહને પોતાની પાસે રાખવો.

अलं लोभानलं लोल । मवलीकर्तुमिच्छति ॥
यः सदा स हि वांछेत्तु । शमधाराधरोच्चयम् ॥५५॥

જે માણસ ચપળ એવા લોભરૂપી અગ્નિને સારી રીતે નિર્મળ કરવાને ઇચ્છે છે, તેણે ખરેખર સમતારૂપી મેઘના સમૂહની ઇચ્છા કરવી

ये रागमधिकारंग । मपाकर्तुमभिप्सवः ॥
शमाख्यखटिकाखंडं । दोर्दंडे मंडयंतु ते ॥ ५६ ॥

જે માણસો રાગરૂપી મષિના રંગને દૂર કરવાની ઇચ્છાવાળા હોય, તેઓ પોતાના હસ્તદંડમાં સમતા નામના ચાકના કકડાને મંડનરૂપ કરો? ( અર્થાત્ ધારણ કરો? )

समतासुखलीनैश्च । कुठिता कर्णघोटकाः ॥
कुमार्गगाः कदापि किं । चपलाश्चपला अपि ॥५७॥

સમતારૂપી ઉત્તમ લગામોથી ( અથવા સમતારૂપી સુખમા લીન થએલાઓએ ) હાથમાં રાખેલા વીજળી સરખા ચપળ એવા પણ ઇંદ્રિઓરૂપી ઘોડા શું કદાપિ કુમાર્ગે ગમન કરનારા થાય છે? ( નથીજ થતા )

द्वेषाख्यविषवल्लीं ये । छेत्तुं वांछंति देहिनः ॥
ते समाख्यं हि कुर्वंतु । कुठारं कठिनं करे ॥ ५८ ॥

જે પ્રાણીઓ દ્વેષનામની ઝેરની વેલડીને છેદવાને ઇચ્છે છે, તેઓ સમતા નામના કઠ કુહાડાને ખરેખર હાથમાં ધારણ કરે.

समतासुमनोलीना । जनालिललितालयः ॥
[1]विष्टाद्यनिष्टरामार्क । पुष्पेभ्यःस्पृहयंति किम् ५९

સમતારૂપી પુષ્પોમા લીન થએલી, માણસોરૂપી ભમરાઓની મનોહર શ્રેણિઓ વિષ્ટા આદિકથી અનિષ્ટ થએલા સ્ત્રીઓરૂપી આકડાના પુષ્પો પ્રતે શુ સ્પૃહા કરે છે? (નથીજ કરતી)

चंद्राननाकुचद्वंद्वे । चंदनैः पंकिलेऽप्यलम् ॥
लुलिता नो स्खलंति ये । समाधिदंडमंडिताः ॥६०॥

જે માણસો સમાધિરૂપી લાકડીથી મ ડિત થએલા છે, તેઓ ચ દનોએ કરીને સારી રીતે પ કિલ થએલા એટલે લેપયુક્ત થએલા (કાદવ યુક્ત થએલા) એવા પણ, ચ દ્ર સરખા મુખવાળી સ્ત્રીના બને સ્તનોપર આસક્ત થયા થકા સ્ખલના પામતા નથી (લાકડીવાળા માણસને કાદવવાળી જગામા પ્રાયે સ્ખલના થતી નથી)

शमभाजां जनानां हि । लभंते लोचनानि न ॥
पतंगा इव लीनत्वं । ललनानयनानले ॥ ६१ ॥

સમતાવ ત માણસોની આખો, પત ગો જેમ (અગ્નિમા) લીનપણાને પામે છે, તેમ સ્ત્રીની આખોરૂપ અગ્નિમા ખરેખર લીનપણાને પામતી નથી.

रमणीरमणीरागे[2] । शमाश्रितजनश्रवाः ॥
न पातं पाशसंकाशे । मार्गयंति मृगा इव ॥ ६२ ॥

શાનતાને આશ્રિત થએલા માણસોના કર્ણો, પાશ તુલ્ય એવા મનોહર સ્ત્રીના (ગાધારાદિક) રાગમા હરિણોની પેઠે પતનપણાને શોધતા નથી. (અર્થાત્ મનોહર સ્ત્રીના ગાયનમા આસક્ત થતા નથી)

---

१ यदुक्तं श्रीमुनिसुंदरसूरिभिरध्यात्मकल्पद्रुमे । स्त्रीममत्वमोचनाधिकारे ॥
विलोक्य दूरस्थममेध्यमल्प । जुगुप्ससे मोटितनासिकस्त्वम् ॥
भूतेषु तेनेव विमूढयोषा । वपुष्षु तत्किंकुरुषेऽभिलाषम् ॥ १ ॥
२ रागः स्याल्लोहितादिषु । गाधारादौ क्लेशादिके ॥ इति हैमः ॥

समताममतामत्ता[1] । गीयंते न गजा इव ॥
नितंबिनीनितंबानां । स्पर्शकर्मसमाश्रिताः ॥ ६३ ॥

સમતાના મમત્વમા હર્ષિત થએલા માણસો, હાથીઓની પેઠે સ્ત્રીઓના નિતંબોના સ્પર્શકાર્યને આશ્રિત થએલા કહેવાતા નથી.

समताकमनीयानां । ललना[2]ललनाधरे ॥
निष्ठेवाढ्ये तु नो लीना । रसलीना मीना इव ॥६४॥

સમતાથી મનોહર થએલા માણસોની જીભ્હા થુકવાલા સ્ત્રીના ઓષ્ટપર, રસમા લીન થએલા મત્સ્યોની માફક ખરેખર લીન થતી નથી.

समतारसलीनानां । ललनाननसारसे[3] ॥
नासिका भवते नैवा । ल्यालिरिव हि लोलुपा ॥६५॥

શાત રસમા લીન થએલા માણસોની નાશિકા સ્ત્રીના મુખરૂપી કમલ પ્રતે ભમરાઓની શ્રેણિની માફક લોલુપી થતીજ નથી.

आननान्यंगनानां तु । कुंडानीव विषांभसाम् ॥
दूरं विमुच्य ते यांति । ये शमपेयपायिनः ॥ ६६ ॥

જેઓ સમતારૂપી પીવા લાયક પદાર્થને પીનારા છે, તેઓ સ્ત્રીઓના મુખોને તો ઝેરી પાણીના કુંડોને જેમ તેમ દૂરથીજ છોડીને ચાલ્યા જાય છે,

संगीतानीह भामिन्या । यमसागधरवानिव ॥
कलयित्वा नरा नैव । श्रुण्वंति समतांचिताः ॥६७॥

સમતાથી શોભિત થએલા પુરૂષો સ્ત્રીના ગાયનોને અહીં યમના ભાટના શબ્દોની તુલ્ય જાણીને, સાભળતાજ નથી.

१ हृष्टे मत्तस्तृप्त प्रह्लन्न प्रमुदित प्रीत ॥ इत्यमर ॥ २ ललना कामिनीनारी-भेद जिह्वासु योषिति । इति विश्वमेदिन्यौ ॥ ३ सारसं सरसीरुहे । सारसः पुष्कराख्येन्द्वो. ॥ इति हेम ॥

शमस्पर्शसुशर्म्यांगा । अंगनांगस्य संगमम् ॥
अधिगम्य गता दूरं । शिखिशिखासखं खरम् ॥६८॥

સમતાના સ્પર્શરૂપી ઉત્તમ સુખવાળું થએલું છે અંગ જેઓનું એવા માણસો, સ્ત્રીના અંગના સંગમને અગ્નિની શિખા સરખું અને કઠોર જાણીને (તેનાથી) દૂર રહેલા છે

लालानिष्ठीवनालिप्तां । ललनाधरधोरणीम् ॥
विज्ञाय मानसे दूरं । विसृजंति शमस्पृशः ॥ ६९ ॥

સમતાનો સ્પર્શ કરનારા માણસો સ્ત્રીઓના ઓટોની શ્રેણિને, મનમાં લાળ અને થુંકથી લીપાએલી જાણીને દૂર છોડે છે

चर्मास्थिरुधिरश्लेष्म । श्लिष्टं हि ललनाननम् ॥
चांडालकुंडतुल्यं ते । विदंति ये शमान्विताः ॥७०॥

જેઓ સમતાવાળા છે, તેઓ ચર્મ, હાડકા, રૂધિર, અને શ્લેષ્મથી યુક્ત થએલા સ્ત્રીના મુખને ચાડાલના કુંડ સરખું જાણે છે

भामोदरं शमप्राप्ता । जानंति त्रिवलिच्छलात् ॥
रत्नत्रयफलच्छेदे । छन्नं हि च्छुरिकात्रयात् ॥ ७१ ॥

સમતાને પ્રાપ્ત થએલા માણસો સ્ત્રીના ઉદરને (તેપર રહેલી) ત્રણ વલીઓના મિષથી (જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ) ત્રણે ફલોને છેદવામાં ખરેખર ત્રણ છરીઓથી આચ્છાદિત થએલું જાણે છે

शमशोभितदेहा ये । ते नेच्छंति विभूषणम् ॥
चंदनालेपनं मुक्त्वा । कोऽंगे गोमयमिच्छति ॥७२॥

જે માણસો સમતાથી શોભિતાં શરીરવાળા છે, તેઓ આભૂષણને ઇચ્છતા નથી, (કેમકે) શરીરપર ચંદનના લેપનને છોડીને છાણને કોણ ઇચ્છે છે ?

शमपीयूषपुष्टांगा । स्तेऽन्यपेयं पिबंति किम् ॥
पीतपेयपयोवारा । मैरेयं ते लषंति किम् ॥ ७३ ॥

સમતારૂપી અમૃતથી પુષ્ટ થએલા છે અંગો જેમના તેવા માણસો શું અન્ય પેયને પીએ છે? કેમકે પીધેલ છે પીવા લાયક દૂધના સમૂહો જેણે, તેવા માણસો શું મદિરાને ઇચ્છે છે?

शमभोजनतुष्टा ये । तेऽन्यं नेच्छंति भोजनम् ॥
पीनपायसपुष्टा ये । माषं नेच्छंति हंत ते ॥ ७४ ॥

સમતારૂપી ભોજનથી જેઓ સંતુષ્ટ થએલા છે, તેઓ અન્ય ભોજનને ઇચ્છતા નથી, કેમકે જેઓ ઘાટા દૂધપાકથી પુષ્ટ થએલા છે, તેઓ અડદને (બાકુલાને) ઇચ્છતા નથી.

[1]ये शमनीरधौतांगा । नीरजा एव ते खलु ॥
नीरजा न तु ते वाह्य । रजोभिर्ये मलीमसाः ॥७५॥

સમતારૂપી પણીથી ધોવાએલા છે અંગો જેમનાં, તેઓજ ખરેખર (નીરજા) એટલે કર્મોરૂપી રજો વિનાના (પક્ષે—કમલો) છે; પણ જેઓ બાહ્ય એટલે આત્મસ્વભાવથી વ્યતિરિક્ત એવી કર્મોરૂપી રજોથી (પક્ષે—પુષ્પધૂલિથી) મલીન થએલા છે, તેઓ ખરેખર નીરજો (કર્મોરૂપી રજ વિનાના) (પક્ષે-કમલો) નથી (આ શ્લોકથી માંડીને "स एव कमलोघोऽत्र" ત્યાંસુધિના શ્લોકોનો શેષ પ્રકારનો અન્યોક્તિવાળો વ્યંગ્યાર્થ તથા ધ્વન્યર્થ તેની સ્વોપજ્ઞ સંસ્કૃત ટીકાથી જાણી લેવો.)

शमाब्जस्था हि ये हंसा । ये च सन्मानसंगमाः
त एव ननु ते हंसा । ये च [2]तामरसाश्रयाः ॥ ७६ ॥

१ अस्माच्च श्लोकादारभ्य "स एव कमलोघोऽत्र" इति पर्यंताः श्लोका व्यंग्ये त्वन्योक्तिसूचका सति । तेषां स्फुटार्थस्त्वस्य ग्रंथस्य स्वोपज्ञसंस्कृतभाषोपेतटीकातो ज्ञेय ॥ २ तामरसं पद्मे । ताम्रकांचनयोरपि ॥ इत्युक्तत्वात् ॥

જે હંસો (પક્ષે—જીવો) સમતારૂપી કમલપર રહેલા છે, તથા જેઓ ઉત્તમ ઉન્નતિના સંગમવાળા છે, અથવા ઉત્તમ જનોના મન પ્રતે ગમન કરનારા છે, (પક્ષે—ઉત્તમ એવા માનસ સરોવર પ્રતે જનારા છે) તેઓજ ખરેખરા હંસો (પક્ષે—જીવો) છે; પણ જેઓ સુવર્ણમા પ્રેમવાળા છે (પક્ષે—જેઓ કમળમા પ્રેમ રાખનારાઓ છે) એવા ખગ હંસો નથી.

**पुष्पलिहस्त एवेह । शमपुष्पलिहस्तु ये ॥**
**न च पुष्पलिहस्ते ये । दंशंति दशनैर्जनान् ॥७७॥**

જેઓ સમારૂપી પુષ્પોને ચાખે છે, તેઓજ ખરેખરા ભમરાઓ છે, પણ જેઓ (પોતાના) દશોથી લોકોને ડંખે છે, તેઓ ખરેખરા ભમરાઓ નથી.

**शमपाटलपुंजा ये । तेंगिभ्रमरप्रियाः ॥**
**न तु पाटलपुंजास्ते । ये धृतकंटकोत्कटाः ॥ ७८ ॥**

જે સમતારૂપી ગુલાબના સમૂહો છે, તેજ પ્રાણીઓરૂપી ભ્રમરોને પ્રિય છે, પણ જે ગુલાબોના સમૂહો ધારણ કરેલા કાંટાઓથી ભયંકર થએલા છે, તેઓ ખરા ગુલાબોના સમૂહો નથી

**तएव ज्योतिषां[1] वारा । ये शमज्योतिरंचिताः ॥**
**न तु ते ज्योतिषां वारा । ये जनामिततापदाः ॥७९॥**

તેજ પ્રકાશોના સમૂહો ખરેખરા છે, કે જે સમતારૂપી પ્રકાશથી શોભિત થએલા છે, પણ જે પ્રકાશોના સમૂહો માણસોને અત્યંત તાપ દેનારા છે, તે ખરેખરા પ્રકાશોના સમૂહો નથી.

**सुधांशुद्युतयस्ता हि । याः शमत्वसुधांचिताः ॥**
**सुधांशुद्युतयस्ता न । या नष्टकमलाकराः ॥ ८० ॥**

ચંદ્રની કાંતિઓ પણ તેજ ખરેખરી છે, કે જેઓ સમતારૂપી અમૃતથી શોભાન્વિત થએલી છે; પણ નાશ કરેલ છે કમળોનો (વ્યંગ્યે લક્ષ્મીનો) સમૂહ જેણીએ, તે ખરેખરી ચંદ્રમાની કાંતિઓ નથી.

---

१ ज्योतिरग्नौ दिवाकरे । पुमान् नपुंसकं दृष्टौ स्यान्नक्षत्रप्रकाशयो ॥इति मेदिनी॥

ता एव सद्यांशूराभा[1] । याः शमशूरभासुराः ॥
या दत्तकुमुदाक्रंदा । न तु ताः शूरदीप्तयः ॥ ८१ ॥

તેજ પૃથ્વીમાં ખરેખરી સૂર્યની કાંતિઓ છે, કે જેઓ સમતારૂપી સૂર્યથી ભાસુર થએલી છે, પણ દીધેલો છે ચંદ્રવિકાસિ કમલોને ભય જેઓએ તે સૂર્યની કાંતિઓ ખરેખરી નથી

त एव जलदव्राता । ये शमस्वातिजा भुवि ॥
अधरीतसुधास्वादाः । सुमुक्तसंपदां प्रदाः ॥ ८२ ॥
किंतु ये जलदव्राताः । सदा हंसप्रयाणदाः ॥
न तु ते जलदव्राता । स्ते जलदास्तु कंप्रदाः ॥८३॥

॥ युग्मम् ॥

જે સમતારૂપી સ્વાતિ નક્ષત્રમા ઉત્પન્ન થયા છે, તથા દૂર કરેલ છે અમૃતનો પણ સ્વાદ જેઓએ અને ઉત્તમ મોતીઓની (વ્યંગ્યે—ઉત્તમ એવા મોક્ષે ગએલાઓની) સંપદાને દેનારા છે, તેજ આ પૃથ્વીમા ખરેખરા મેઘોના સમૂહો છે, પણ મેઘોના જે સમૂહો હમેશા હંસોને (વ્યંગ્યે—જીવોને) પ્રયાણ આપે છે, એટલે ઉડાડી મેલે છે, તેઓ ખરેખરા મેઘોના સમૂહો નથી, તે સમૂહો તો "कप्रद" એટલે પાણીને અથવા કામાગ્નિને દેનારા છે.

स एव कमलौघोऽत्र । यो जनालिसुखप्रदः ॥
स तु नो कमलौघोऽत्र । यस्तामिस्रात्तबंधनः[2] ॥८४॥

જે માણસોરૂપી ભમરાઓને (પક્ષે—માણસોની શ્રેણિને) સુખ આપનારો છે, તેજ ખરેખરો કમલોનો (પક્ષે—લક્ષ્મીનો) સમૂહ છે; પણ જેણે રાત્રિથી (પક્ષે—ગુસ્સાથી) સંકોચ ધારણ કરેલ છે, તે ખરેખરો કમલોનો (પક્ષે—લક્ષ્મીનો) સમૂહ નથી તે તો નામમાત્ર "કમલ" છે.

---

१ शूरश्चारुभटे सूर्ये ॥ इति विश्व ॥ २ तमिस्रं तिमिरे कोपे । तमिस्रा तु तमस्ततौ ॥ कृष्णपक्षनिशायाञ्च ॥ इति विश्वमेदिन्यौ ॥

विचिंत्यैवं हि भो भव्या। स्त्यक्त्वा कातरतामरम् ॥
लभध्वं सततं यूयं। समतामममतां तताम् ॥ ८५ ॥

એમ વિચારીને હે ભવ્ય લોકો! તમો ખરેખર કાયરપણાને તુરત તજીને, હમેશાં વિસ્તારવાળી સમતાની મમતાને મેળવો?

एवं तद्देशनाप्रांते। नरनारीसमुच्चयाः ॥
निजं निजं निकायं ते। जगमुर्जिनमार्गगाः ॥८६॥

એવી રીતે તેમની દેશનાને અંતે, જિનમાર્ગમાં રહેલા પુરૂષ અને સ્ત્રીઓના સમૂહો પોતપોતાને સ્થાનકે ગયા.

गत्वाग्रतोऽथ तत्पार्श्वे। विधिना[1] मुनिसंयुतः ॥
आत्मारामो ननामैनं। धराविन्यस्तमस्तकः ॥८७॥

પછી આત્મારામજી પણ વિધિપૂર્વક (સાથેના) મુનિઓ સહિત અગાડી તેમની પાસે જઇને, પૃથ્વીપર મસ્તક નમાવીને તેમને નમસ્કાર કરતા હવા.

दत्वाशीषं मुनींद्रोऽपि। पप्रच्छागमकारणम् ॥
सोऽपि न्यवेदयत्सर्वं। स्वोदंतं नतिपूर्वकम् ॥८८॥

(ત્યારે) શ્રી બુદ્ધિવિજયજી મુનિરાજે પણ (તેમને) આશિષ દેઇને (તેમના) આવવાનુ કારણ પૂછ્યું; ત્યારે તે આત્મારામજીએ પણ નમસ્કાર પૂર્વક પોતાનો સર્વ વૃત્તાત નિવેદન કર્યો.

सहर्षं मुनिरप्याह। लभध्वं लाभसंयुताम् ॥
यूयं दीक्षां पुनर्मुक्ति। प्रमदाप्रमदप्रदाम् ॥ ८९ ॥

(પછી) શ્રી બુદ્ધિવિજયજી મુનિરાજે પણ હર્ષ સહિત (તેમને) કહ્યું કે, તમો લાભવાળી તથા મુક્તિરૂપી સ્ત્રીને આનંદ આપનારી ફરીને દીક્ષા ગ્રહણ કરો?

१ सुखपृच्छारूपद्वादशावर्तवदनपूर्वकाविधिनेति, स्वोपज्ञटीकायाम् ॥

आत्मारामोऽपि जग्राह । बहुभिर्मुनिभिर्युतः ॥
शुद्धवृत्तं तु तत्पार्श्वे । पार्श्वस्थभवनाशकम् ॥ ९० ॥

(પછી) આત્મારામજીએ પણ ઘણા મુનિઓ સહિત નજદિકમાં રહેલા ભવને નાશ કરનારૂ શુદ્ધ વૃત્ત તેમની પાસે ગ્રહણ કર્યું.

विकसितवदनः प्रफुल्लनेत्रः ।
पुलककदंबकराजिमंडितश्च ॥
गुरुपदकमले मधुव्रतो हि ।
सफलमसौ निजजन्म तत्र मेने ॥९१॥

વિકસ્વર થએલ છે મુખ જેમનુ તથા પ્રફુલ્લિત થએલાં છે નેત્રો જેમના અને રોમાચના સમૂહની શ્રેણિથી મંડિત થએલા આ આત્મારામજી મહા મુનિરાજ ત્યા પોતાનો જન્મ સફળ માનવા લાગ્યા.

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गस्तुर्यः कविशिशुकहीरेण कथितः ॥९४॥

"तुर्य." એટલે ચોયો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारामजिचरिते आत्मारामजितो ढुंढकदीक्षाग्रहण ढुंढ-

कमतदूषणदर्शन अह्मदावादागमन बुद्धिविजयजितोवैराग्यदेशना आत्मारामजितःशुद्धजैनदीक्षाग्रहणवर्णनो नाम चतुर्थः सर्गः समाप्तः ॥ श्री ॥



## ॥ पंचमः सर्गः प्रारभ्यते ॥

मलीमसं निरस्यैवं । वृत्तं शुद्धमवाप्य च
तच्छरीरं शुशोभाथ । गंगोर्म्यस्तमलामलम् ॥ १ ॥

એવી રીતે મલીન વૃત્તને તજીને તથા શુદ્ધ વૃત્ત મેલવીને તે શ્રી આત્મારામજી મહારાજનુ શરીર, ગંગાના મોજાંઓથી દૂર થએલો છે મેલ જેમનો તેના સરખુ નિર્મળ શોભવા લાગ્યુ.

विशालभालशुभ्रांशु । भ्राजिष्णुर्दिद्युतेह्यसौ ॥
अनंगमपि निर्जेतु । मंगवानिव शंकरः ॥ २ ॥

વિશાળ લલાટરૂપી ચદ્રથી શોભતા એવા તે શ્રી આત્મારામજી મહા મુનિરાજ કામદેવને પણ જિતવા માટે દેહધારી જાણે મહાદેવજ હોય નહીં તેમ શોભવા લાગ્યા (આ શ્લોકમા "અનગને" પણ જિતવાને "અંગવાન્" છે, તે આશ્ચર્ય છે!)

तन्मूर्ध्नि मूर्धजा धौम । ध्वजा धूमा व भांति वै ॥
अंतर्दहदनंगस्य । जगतीजयशालिनः ॥ ३ ॥

જગતના જયથી મનોહર થએલા અને (શ્રી આત્મારામજીના) અંતઃકરણમા દહન થતા, એવા કામદેવના અગ્નિ સંબધિ જાણે ધુંવાડાજ હોય નહીં જેમ, તેમ તેમના મસ્તકપર કેશો શોભે છે.

तथैवास्य मुनीशस्य । भ्रूलतिके ननंदतुः ॥
धनुषी इव निर्जेतुं । दरदं पुष्पधन्विनम् ॥ ४ ॥

તેમજ ભય આપનાર એવા કામદેવને જીતવા માટે જાણે બે ધનુષ્યો હોય નહી જેમ, તેમ તે મુનીશ્વરની બે ભ્રકુટીઓ શોભતી હતી.

तस्य नेत्रे सुधापूर्णे । [1]द्वयधर्मगजेंद्रयोः ॥
रेजतुर्दानिनो नित्यं । क्रीडायै सरसी इव ॥ ५ ॥

તેમની બન્ને આંખો, (મોક્ષરૂપી) દાનવાળા (પક્ષે—મદવાળા) બે પ્રકારના ધર્મરૂપી હાથીની ક્રીડા માટે અમૃતથી ભરેલાં જાણે બન્ને તળાવો હોય નહીં જેમ, તેમ શોભતી હતી.

कपोलफलकौ तस्य । दर्पणाविव तर्पणे[2] ॥
सिद्धश्रीवरवर्णिन्या । विराजेते स्वतेजसा ॥ ६ ॥

તેમના બે કપોલો મોક્ષની લક્ષ્મીરૂપી સ્ત્રીને ખુશી કરવામાં જાણે બે આરિસા હોય નહીં, તેમ પોતાના તેજથી શોભે છે.

स्वशरीरे समाधातुं । सुखदुःखविहंगमौ[3] ॥
श्रवौ तस्य विभासेते । पंजराविव निर्मितौ ॥ ७ ॥

પોતાના શરીર પ્રતે સુખ અને દુ ખરૂપી પક્ષિઓને તુલ્ય રીતે રાખવાને બનાવેલા જાણે પાંજરાંજ હોય નહીં જેમ, તેમ તેમના બે કર્ણો શોભે છે.

---

१ यतिगृहस्थचर्यारूपौ द्वौ धर्मौ तावेव गजेन्द्रौ दतावलेन्द्रौ तयोरिति स्वोपज्ञटीकायाम् ॥ २ प्रमदा हि स्वाननदर्शनार्थं दर्पण लब्ध्वा तुष्यत्येवेति लोकप्रसिद्धम् । मुक्तिरूपमहिला तु सर्वदा प्रमदैव तस्या जरणत्वाभावादिति स्वोपज्ञटीकायाम् ॥ ३ ससारगतसुखदु खयोश्चलाचलस्वभावत्वात्तयोर्विहगमोपमा । यतोऽङ्गजाना तु प्रतिक्षणमेकस्थानादपरस्थानभ्रमण लोकप्रसिद्धमिति स्वोपज्ञटीकायाम् ॥

नाशिका काशते तस्य । शस्यलावण्यतास्पदम् ॥
मित्रशत्रुव्रजश्रेणिं । समां धातुं तुलेव सा ॥ ८ ॥

તેમની ઉત્તમ લાવણ્યના સ્થાનકરૂપ એવી તે નાશિકા, મિત્ર અને શત્રુઓના સમૂહની શ્રેણિને તુલ્ય રાખવા માટે જાણે કાટો હોય નહીં તેમ શોભે છે.

शोभते श्मश्रुलोमालिः । श्यामा मोहमहीपतेः ॥
निष्काशिता भटश्रेणि । रिवास्याजे[1]र्मुनीशितुः ९

(તે) મુનીશ્વરની શ્યામ એવી ડાઢીમૂછના વાળની શ્રેણિ મુખરૂપી સમરાંગણની ભૂમિમાથી કહાડી મેલેલી એવી મોહ રાજાના સુભટની જાણે શ્રેણિ હોય નહીં જેમ, તેમ શોભે છે.

विभाविद्रुतविद्रुम । प्रभावोष्ठौ तु तन्मुनेः ॥
भातोऽतर्जप्रबोधांशो । स्तेजःपुंजनिभौ बहिः[2] ॥१०॥

કાંતિથી પરાભવ યુક્ત કરેલ છે પરવાળાની કાંતિ જેઓએ, એવા તે મુનિરાજના હોઠો, અ ત કરણમા ઉત્પન્ન થએલા જ્ઞાનરૂપી સૂર્યના બહાર નિકળેલા તેજના રાશિ સરખા શોભે છે.

रराज रदनश्रेणिः । सितकांतिच्छटाच्छलात् ॥
हसंतीवास्य कृष्णास्यान् । श्मश्रुमोहचमूचरान् ११

આ મુનિરાજની દાતોની શ્રેણિ શ્વેત કાંતિની છટાના મિષથી કાળાં મુખવાળા, દાહાડી મૂછના વાળરૂપી મોહ રાજાના સુભટોની જાણે હાસી કરતી હોય નહીં, તેમ શોભતી હતી

बभौ शिखिशिखेवास्य । रसना रक्तभान्विता ॥
अंतर्ज्वलदनंगस्य । चितायाः निर्गता खलु ॥ १२ ॥

१ आजिः स्त्री समभूमौ सग्रामे । इति मेदिनी ॥ २ वहिरागच्छन्नूतनसूर्यस्य रक्तवर्णतेजस्त्वादिति स्वोपज्ञटीकायाम् ॥

આ મુનીશ્વરની લાલ કાંતિવાળી જીભ્યા અંતરમાં બળતા કામદેવની ચિતામાંથી નિકળેલી ખરેખર જાણે અગ્નિની શિખાજ હોય નહીં તેમ શોભતી હતી.

**तदाननं ननंदैवं । [1]तमःस्तोमतिरस्करम् ॥**
**जनताकुमुदानां च । मुदे कुमुदबांधवम् ॥ १३ ॥**

એવી રીતે તે મહા મુનિરાજનું મુખ માણસોના સમૂહરૂપી ચંદ્રવિકાસિ કમલોના હર્ષ માટે ચંદ્ર સરખું અને પાપોના સમૂહનો (પક્ષે—અંધકારના સમૂહનો) નાશ કરનારૂં શોભતું હતું

**कंठः कंबुरिवोद्भाति । तस्य वलित्रयान्वितः ॥**
**अज्ञानरजनीसुप्त । जगज्जागरणक्षमः ॥ १४ ॥**

તે મુનિરાજનો, અજ્ઞાનરૂપી રાત્રિમા નિદ્રાયુક્ત થએલા જગતને જગાડવામા સમર્થ એવો જાણે શંખજ હોય નહીં, તેમ ત્રણ વલીઓવાળો કંઠ શોભે છે

**मांसलौ तस्य पीनांसा । वुद्धर्तुं [2]पंकसंचयात् ॥**
**प्रयाताविव जंतूनां । धौरेययोर्धुरीणताम् ॥ १५ ॥**

તે મુનિરાજના માંસયુક્ત તથા જાડા એવા ખભાઓ, જંતુઓને પાપોના (પક્ષે—કાદવોના) સમૂહમાંથી ઉદ્ધારવા માટે બળદોના અગ્રેસરીપણાને જાણે પ્રાપ્ત થયા હોય નહી જેમ, તેમ શોભે છે.

**धीलक्ष्मीधृतिवाणीनां । निवासाय निसर्गतः ॥**
**लभते हृदयं तस्य । विपुलामिह वप्रमाम् ॥ १६ ॥**

બુદ્ધિ, લક્ષ્મી, ધૈર્યતા તથા સરસ્વતીને સ્વભાવથીજ રહેવા માટે તેમનું હૃદય વિસ્તારવાળી કિલ્લાની શોભાને અહીં મેળવે છે.

---

१ तमो राहौ गुणे पापे ॥ इति हेम ॥ २ अस्त्री पंक पुमान् पाप्मा । पापं किल्बिषकल्मषम् ॥ तथा ॥ निषद्वरस्तु जंबाल । पंकोऽस्त्री शादकर्दमौ ॥ इत्यमरः॥

अर्गलेवास्य शोभेते । नरकद्वारि गामिनाम् ॥
जगति जंतुजातानां । भुजौ कजनिभावपि ॥ १७ ॥

આ મુનિરાજની કમલ સરખી પણ બન્ને ભુજાઓ, જગતમા નરકદ્વાર પ્રતે ગમન કરનારા માણસોના સમૂહને (અટકાવવાને) જાણે ભાગોલો હોય નહી જેમ, તેમ શોભે છે.

रेजुरंगुलय[1]स्तस्य । प्रफुल्लपल्लवा इव ॥
जगत्तापहरार्हत्य । धर्ममंदारशाखिनः ॥ १८ ॥

જગતના તાપને હરનારા એવા અરિહંત પ્રભુના ધર્મરૂપી કલ્પવૃક્ષના વિકસ્વર થએલા જાણે પલ્લવોજ હોય નહી જેમ, તેમ તે મુનિરાજની આગળીઓ શોભતી હતી.

तस्योदरं च संसार । सर्पदर्पविदारकम् ॥
रत्नत्रयप्रयुक्तं व । भाति तु त्रिवलिच्छलात् ॥ १९ ॥

ત્રણ વળીઓના મિષથી જાણે ત્રણ રત્નોથી યુક્ત થએલું હોય નહીં જેમ, તેમ સસારરૂપી સર્પના અહંકારને વિદારનારૂ તેમનુ ઉદર શોભે છે.

गिरेस्तटमिवोद्भाति । मुनेरस्य कटीतटम् ॥
मोहितंजनमोहाख्य । दंतिदंतदरप्रदम् ॥ २० ॥

મોહિત કરેલા છે લોકોને જેણે એવા મોહ નામના હાથીના દાતોને ભય આપનારૂ પર્વતની મેખલાનુ જાણે તટ હોય નહી, તેમ આ મુનિરાજનુ કટીતટ શોભે છે

तस्य नाभिर्विभाति स्म । गांभिर्यभरधारिणी ॥
धर्मपंचाननस्यात्र । सुखं स्थातुं दरीव सा ॥ २१ ॥

1 आगि गतो "ऋतन्यजि." इत्युलि ॥

ગંભીરતાના સમૂહને ધારણ કરનારી તે મુનિરાજની પ્રસિદ્ધ એવી નાભિ, અહીં ધર્મરૂપી સિંહને સુખે રહેવા માટે જાણે ગુફા હોય નહીં જેમ, તેમ શોભે છે.

ऊरू मुनिवरस्योरू । राजेते रजतप्रभौ ॥
द्विधर्मदंतिनोरस्य । बंधनालानसंनिभौ ॥ २२ ॥

આ મુનિરાજના મનોહર તથા રૂપા સરખી કાંતિવાળા બન્ને સાથળો બે પ્રકારના ધર્મરૂપી હાથીઓના બંધનસ્તંભ સરખા શોભે છે.

तस्य जंघे लभेतेच । द्रढस्तंभश्रियं किल ॥
शर्मदजिनधर्माख्य । हर्म्यरक्षाक्षमां क्षितौ ॥ २३ ॥

વળી તે મુનિરાજની બન્ને જ ઘાઓ, આ પૃથ્વીમાં સુખ આપનાર એવા જિનધર્મ નામના મેહેલની રક્ષા કરવામાં સમર્થ એવી મજબૂત સ્તંભની શોભાને ખરેખર પ્રાપ્ત થાય છે

मुनेश्च चरणौ तस्य । भातो राजीवजित्वरौ ॥
अविलंबं तदालंबं । नृरोलंबा लभंत्वलम् ॥ २४ ॥

વળી તે મુનિરાજના કમળોને જીતનારાં બન્ને ચરણો શોભે છે; તેના આલંબનને હે મનુષ્યરૂપી ભમરાઓ ! તમો તુરત સારી રીતે જેમ થાય, તેમ મેળવો ?

अथासौ जलदं कालं । तत्र स्थित्वा ततादरम् ॥
नंतुं चचाल शैलेंद्रं । श्रीशत्रुंजयनामकम् ॥ २५ ॥

હવે તે શ્રી આત્મારામજી મહા મુનિરાજ ત્યાં ( અમદાવાદમાં ) વિસ્તાર યુક્ત આદરપૂર્વક વર્ષાકાળસુધિ રહીને શ્રી શત્રુંજય નામના ગિરિરાજને નમવાને ચાલ્યા.

चलन् पादप्रचारेणा । चिरेणासाद्य संनिधिम् ॥
संनिधिस्थापवर्गश्री । श्रीशत्रुंजयसद्गिरेः ॥ २६ ॥

सुमुनिभिर्मुनीशोऽसौ । यूथपो यूथकैर्यथा ॥
मुमुदे वरविंध्याद्रे । रागारपरिवर्जितः ॥ २७ ॥

॥ युग्मम् ॥

યૂથનો સ્વામિ જેમ પોતાના ટોળાં સહિત મનોહર એવા વિંધ્યાચળના સમીપપણાને પામીને આનંદ પામે, તેમ આ અણગારી મુનિરાજ પણ ઉત્તમ મુનિઓ સહિત પગે ચાલતા થકા, નજદીકમા છે મોક્ષ લક્ષ્મી જેને એવા શ્રી શત્રુંજય ગિરિરાજના સમીપપણાને તુરત પામીને આનંદિત થયા

मुनिरेको मुनींद्रं तं । गिरींद्रं दरदारिणम् ॥
दृष्ट्वा सुविस्मितोऽप्रच्छ । स्वामिन्कोऽयं महागिरिः २८

( તે વખતે ) એક મુનિ, ભયને નાશ કરનારા તે ગિરિરાજને જોઇને આશ્ચર્ય પામતા થકા તે મુનિરાજને પુછવા લાગ્યા કે, હે સ્વામી ! આ મહાન પર્વત કયો છે ?

उवाच तं मुनीशोऽपि । सुधामधुरया गिरा ॥
शत्रुंजयगिरींद्रोऽसौ । सर्वपर्वतगर्वभित् ॥ २९ ॥

તે શ્રી આત્મારામજી મુનિરાજ પણ તેને અમૃત સરખી મધુર વાણીથી કહેવા લાગ્યા કે, સર્વ પર્વતોના ગર્વને ભેદનારો આ શ્રીશત્રુંજય નામનો ગિરિરાજ છે.

अप्सरोऽभिरमोऽप्येष । पंकजानामगोचरः ॥
कमलाकरमुक्तोऽपि । नीरजानां स गोचरः ॥ ३० ॥

આ પર્વત પાણીના સરોવરોથી મનોહર થએલો છે, છતા પણ કમળોને ગોચર નથી, એ વિરોધ ; ( પરિહારમાં—અપ્સરાઓથી ( તથા પાણીના કુંડોથી પણ ) મનોહર છે અને પાપથી ઉત્પન્ન થએલાઓને તે અગોચર છે. ) તથા કમલાકરથી રહિત છે અને નીરજોને એટલે કમલોને તે ગોચર છે, એ વિરોધ ; ( પરિહારમાં—પાણીના મેલના સમૂહોથી તે મુક્ત થએલો છે અને

તેજસ્વીઓમા જેમ સૂર્ય તથા દેવોમા જેમ ઇંદ્ર તેમ સર્વ ઉત્તમ તીર્થોમાં આ ગિરિરાજ મુખ્ય છે.

सर्वेऽप्येवं चलंतश्च । क्रमादस्य गिरेस्तटम् ॥
आरोहन्नूर्ध्वगं भागं । शिवारोहणसन्निभम् ॥ ३४ ॥

એવી રીતે સર્વે ચાલતા થકા અનુક્રમે તે ગિરિરાજના તટ પાસે આવીને મોક્ષની નિસરણી (સીડી) સરખા, ઉપરના ભાગપર ચડવા લાગ્યા

एवमारुह्य संयुक्तः । शिष्यैरादेशवर्तिभिः ॥
विवेश मुनिराजोऽसौ । प्रथमप्रभुमंदिरम् ॥ ३५ ॥

એવી રીતે આજ્ઞામા વર્તનારા શિષ્યો સહિત આ મુનિરાજ (તે પર્વતપર) ચડીને શ્રી યુગદીશ પ્રભુના દેવાલયમા દાખલ થયા

अमितामोदसंदोह । मुद्गिरन्निव मानसात् ॥
जिनास्यदत्तदृष्टिःस । स्तुतिमेवं चकार च ॥ ३६ ॥

પ્રમાણ વિનાના હર્ષના સમૂહને મનમાથી જાણે બહાર કહાડતા હોય નહીં જેમ, તેમ તે શ્રી આતમારામજી મુનિરાજ પ્રભુના મુખ તરફ દૃષ્ટિ રાખીને નીચે પ્રમાણે (તેમની) સ્તુતિ કરવા લાગ્યા

श्रीनाभेय जयामेय । गुणमाणिक्यरोहण ॥
जयापारकृपाधारा । पारसंसारतारक ॥ ३७ ॥

હે! નાભિરાજાના પુત્ર! તથા હે! ન માપી શકાય એવા ગુણોરૂપી માણિક્યપ્રતે રોહણાચલ-સમાન! તમો જય પામો? તથા હે! અપાર કૃપાના આધારભૂત, તથા હે! અપાર સંસારથી તારનારા! તુમો જય પામો?

श्रीमन्नाभिभव स्वामिन् । सहजेन निजौजसा ॥
भवपंकनिमग्नं मां । धौरेय त्वं समुद्धर ॥ ३८ ॥

હે શ્રીમાન્ નાભિરાજાથી ઉત્પન્ન થએલા સ્વામિ! તથા ધૌરેય! તમો આપના સહજ બળથી સંસારરૂપી કાદવમા ખુચેલા એવા મને ઉધરી કહાડો?

१ज्योतीरूपो जिनाधीश । चेतोवासे त्वमेव मे ॥
स्थितोऽपि दाहको नैव । प्रत्युतानंददायकः ॥ ३९ ॥

હે જિનાધીશ ! જ્યોતિરૂપ ( પક્ષે—અગ્નિરૂપ ) એવા તમોજ મારા ચિંત્તરૂપી આવાસમાં રહ્યા છો, છતાં દહન કરનારા નથીજ ! પણ ઉલટા આનંદ આપનારા છો !

तव कांतिसुधाधारा । मापीयापि जिनाधिप ॥
आकंठमद्य मे देव । नेत्रे तृप्तिं न गच्छतः ॥ ४० ॥

હે જિનાધીશ ! તથા હે દેવ ! તમારી કાંતિરૂપી અમૃતની ધારાને છેક કંઠ સુધિ પીને પણ આજે મારાં નેત્રો તૃપ્તિ પામતા નથી !

पंकिले मम चित्ते त्वं । सदा स्थितोऽप्यपंकिलः ॥
सततं नीरजा नूनं । पंकजा अप्यपंकिलाः ॥ ४१ ॥

(હે પ્રભુ !) મારા પંકયુક્ત ચિત્તમાં આપ હમેશાં રહ્યા છો, છતાં પણ (આપ તો) પંક રહિત છો ! (માટે) ખરેખર કમળો (પક્ષે—કંરૂપ રજ વિનાના) પંકમા (કાદવમાં) ઉત્પન્ન થાય છે, તોપણ તેઓ હમેશાં પંક રહિતજ હોય છે !

देव त्वं हि निरागारः । सदा लोकेषु श्रूयसे ॥
तथापि मे हृदागारे । सागारीवासि संस्थितः ॥४२॥

હે દેવ ! તમો ખરેખર લોકોમાં હમેશાં નિરાગારી સંભળાઓ છો, છતાં પણ મારા હૃદયરૂપી આગારમા સાગારીની પેઠે રહેલા છો !

वीतरागो जिनेश त्व । मिति मह्यां तु गीयसे ॥
किंतु मुक्तिरमारागं । नो कदापि विमुंचसि ॥४३॥

હે જિનેશ ! તમો "વીતરાગ" છો, એમ તો પૃથ્વીમા કહેવાઓ છો, છતા પણ મુક્તિરૂપી સ્ત્રીના રાગને તો કદાપિ પણ તજતા નથી !

१ ज्योतिरग्नौ दिवाकरे । पुमान् नपुंसक दृष्टौ स्यान्नक्षत्रप्रकाशयो. ॥ इति मेदिनी ॥

देव त्वं पुंडरीकाक्ष । स्तथापि नो जनार्द्दनः ॥
श्रीपतिरपि देव त्वं । दैत्यारिर्न च संस्मृतः ॥ ४४ ॥

હે દેવ! તમો "પુંડરીકાક્ષ" છો, છતા પણ "જનાર્દ્દન" નથી, એ વિરોધ છે; (પરિહારમા—તમો કમળ સરખી આખોવાળા છો, પણ લોકોની હિંસા કરનારા નથી) વળી હે દેવ! તમો "શ્રીપતિ" છો, છતાં પણ "દૈત્યારિ" કહેવાએલા નથી, એ વિરોધ છે; (પરિહારમાં—તમે મોક્ષરૂપ લક્ષ્મીના પતિ છો અને દૈત્યોના વૈરી નથી.)

सदानंदोऽपि देव त्वं । रजोमूर्त्तिर्न दृश्यसे ॥
नासि [1]हिरण्यगर्भोऽपि । नाभिजन्मा तु गीयसे ४५

વળી હે દેવ! તમો "સદાનંદ" પણ છો, છતા "રજોમૂર્ત્તિ" તો નથી દેખાતા, એ વિરોધ છે; (પરિહારમાં—હમેશા આનંદી છો અને રજયુક્ત મૂર્તિવાળા નથી) વળી તમો "હરિણ્યગર્ભ" પણ નથી, છતા "નાભિજન્મા" તો કહેવાઓ છો, એ વિરોધ છે; (પરિહારમા—હિરણ્ય છે ગર્ભમા જેમને એવા તમો નથી અને નાભિ રાજાના પુત્ર તો તમો છો)

वृषध्वजोऽसि नाथ त्वं । चर्मवासास्तथापि न ॥
महेश्वरोऽपि देव त्वं । रुद्रोऽसि न कदाचन ॥४६॥

હે નાથ! તમો "વૃષધ્વજ" તો છો, છતાં પણ "ચર્મવાસાઃ" નથી, એ વિરોધ છે; (પરિહારમા—તમો વૃષભના ચિન્હવાળા છો, પણ ચામડારૂપ વસ્ત્રવાળા નથી) વળી હે દેવ! તમો "મહેશ્વર" પણ છો, છતાં "રૂદ્ર" તો કદાપિ પણ નથી, એ વિરોધ છે, (પરિહારમા—તમો મોટા પ્રભુ છો અને કદાપિ ભયંકર નથી)

देवनाथोऽपि नाथ त्वं । शतमन्युस्तथापि न ॥
त्वं पाकशासनोऽप्यत्र । गोत्राभिन्न च संस्मृतः ४७

[1] तदण्डमभवद्धैम । सहस्रांशुसमप्रभम् ॥ इति मनूक्तेः ॥

હે નાથ ! તમો "દેવનાથ" પણ છો, છતાં પણ "શતમન્યુ" નથી, એ વિરોધ છે; (પરિહારમા—તમો દેવોના સ્વામિ છો, પણ સેંકડો ગમે ક્રોધવાળા નથી) વળી તમો "પાકશાસન" પણ છો, છતા પણ "ગોત્રભિત" નથી, એ વિરોધ છે; (પરિહારમા—તમો રસોઇની રીતી શિખવનારા છો, પણ ગોત્રનો ભેદ કરનારા નથી)

करोषि त्वं चिरं चित्ते । चित्रं मे भगवन्निदम् ॥
सभ्यो रत्नत्रयं नित्यं । नीरत्नोऽपि प्रयच्छसि ॥ ४८ ॥

હે ભગવન્! મારા ચિત્તમા ઘણા કાળથી તમો આ (એક) આશ્ચર્ય કરી રહ્યા છો; કે, તમો રત્નવિનાના (નિષ્પરિગ્રહી) છતાં પણ હમેશા સજ્જનોને (જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ,) ત્રણ રત્નોને આપો છો.

अपरं त्वयि यच्चित्रं । ज्ञायते त्वं तु तच्छृणु ॥
परिग्रहेण मुक्तोऽपि । मुक्तमालासमन्वितः ॥ ४९ ॥

વળી આપનામા બીજું જે આશ્ચર્ય જણાય છે, તે પણ આપ સાભળો? (તે એકે) આપ પરિગ્રહથી રહિત થયા છો, છતા મોતીઓની માળા સહિત છો!! (પરિહારમા મોક્ષે ગએલાઓની શ્રેણિઓની સાથે રહેલા છો.)

प्रभो त्वत्तुल्यतां याति । कथं जैवातृकोऽपि सः ॥
उद्यन्नेव न पूर्णोऽसौ । त्वं तु पूर्णकलाधरः ॥ ५० ॥

હે પ્રભુ! આપની તુલ્યતાને તે ચદ્ર પણ શી રીતે આવી શકે? કેમકે તે તો ઉત્પન્ન થતો થકો કઇ સપૂર્ણ કળાવાળો નથી, પણ તમો તો જન્મથીજ સપૂર્ણ કળાવાન છો

चित्रं घने नवीनेऽत्र । दृष्टे त्वयि सुखप्रदे ॥
मे स्वांतकमलं फुल्लं । हंसोऽपि प्रमुदं गतः ॥ ५१ ॥

(હે પ્રભુ!) સુખ આપનારા એવા આપરૂપી નવીન વરસાદને જોવાથી મારૂં હૃદયરૂપી કમળ પ્રફુલ્લિત થયું! તથા મારો હંસ પણ (આત્મા પણ)

હર્ષને પામ્યો ! એ આશ્ચર્ય છે ! ! કેમકે, વરસાદથી તો કમળોનો નાશ તથા હંસોનુ ઉડીજવાપણુ થાય છે.

इति स्तुत्वा मुनीशोऽसौ । जिनेशं जितमन्मथम् ॥
जितमन्मथ आदीश । मंदिराद्बहिरायथौ ॥ ५२ ॥

એવી રીતે જિતેલ છે કામદેવને જેણે એવા આ મુનિરાજ કામદેવને જીતનારા જિનેશ્વરને સ્તવીને, પ્રથમ તીર્થંકરના તે મંદિરમાંથી બહાર આવ્યા.

तत्रान्यजिनवेश्मानि । बहूनि बहुहर्षतः ॥
हर्षदानि तथा नत्वा । नगतोऽयमवातरत् ॥ ५३ ॥

વળી ત્યાં ઘણા એવા બીજા હર્ષ આપનારા જિનમંદિરોને (પણ) બહુ હર્ષથી નમીને આ મુનિરાજ પર્વતપરથી નીચે ઉતર્યા.

इतश्चरणचारेण[1] । चरणी चरणावहैः ॥
सेवितचरणद्वंद्वः । शिष्यैर्मधुकरोपमैः[2] ॥ ५४ ॥
स्वज्ञानभानुभानुभि[3] । र्भव्यांभोजान् विबोधयन् ॥
क्रमेणासौ लसद्भावो । भावनगरमाययौ ॥ ५५ ॥

॥ युग्मम् ॥

---

१ "चार पियालवृक्षे स्याद्गतौ वचापसर्पयो ॥इति मेदिनी॥" २ यथा मधुकरा भ्रमरा वनवाटिकागतविकसितकुसुमेभ्यतेषामबाधनेन स्तोक स्तोक मकरदकदवक लभते तथाऽस्यमुनिराजस्य शिष्या अपि गृहस्थपुष्येभ्यस्तेषामबाधनेनैवाहारादिरूपमकरदवस्तूनि स्तोक स्तोक यथास्यात्तथाऽधिगच्छतीति तेषा मधुकरोपमा । यद्वदति महातो हरिभद्रसूरय ॥

वृद्धार्यथमसगस्य । भ्रमरोपमयाटत ॥
गृहिदेहोपकाराय । विहितेति शुभाशयात् ॥ १ ॥

अथवा गुरुचरणाभोजे चचरीकतुल्यैरित्यपि ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ ३ भानू रस्मिदिवाकरौ ॥ इत्यमर ॥

પછી ત્યાંથી ચારિત્રને ધરનારાઓ તથા ભ્રમર તુલ્ય એવા શિષ્યોએ કરીને સેવાએલા છે બન્ને ચરણો જેમના એવા આ ચારિત્રધારી તથા ઉલસાયમાન ભાવવાળા મહા મુનિરાજ પગે ચાલતા થકા તથા પોતાના જ્ઞાનરૂપી સૂર્યના કિરણોથી ભવ્યોરૂપી કમલોને પ્રબોધિત કરતા થકા અનુક્રમે **ભાવનગર-પ્રતે** આવ્યા.

**लोका अपि समायाताः । समायातं शमान्वितम् ॥**
**मुनिं नंतुं निराकर्तुं । तं कर्माणि सुशर्मदम् ॥ ५६ ॥**

(ત્યારે) લોકો પણ, સમતાને ધારણ કરનારા, તથા ઉત્તમ (મોક્ષરૂપી) સુખને આપનારા એવા તે આવેલા મુનિને નમવા માટે અને પોતાના કર્મોને દૂર કરવા માટે (ત્યાં) આવ્યા

**दत्वाशीषं मुनींद्रोऽपि । धर्मलाभाभिधां नृणाम् ॥**
**धर्मलाभविवृद्ध्यर्थं । प्रददौ धर्मदेशनाम् ॥ ५७ ॥**

આત્મારામજી મુનિરાજ પણ લોકોને "ધર્મલાભ" નામની આશીષ્ દેઇને ધર્મના લાભની વૃદ્ધિ માટે ધર્મદેશના દેવા લાગ્યા.

**भोभो लोका असारेऽस्मिन् ॥ संसारे दुःखदायकाः ॥**
**विषया विषतुल्यास्ते । कथितास्तीर्थपैः सदा ॥५८॥**

હે લોકો! આ અસાર સસારમાં તીર્થંકરોએ (ઇદ્રિઓના) તે વિષયોને હમેશા દુઃખદાયી તથા વિષતુલ્ય કહેલા છે

**स्पर्शविषयिन[१]स्तत्र । विषयः कामनामकः ॥**
**कामपालनृपस्येव । त्रासदोऽत्र परत्र च ॥ ५९ ॥**

તેમા પણ "કામ" નામનો સ્પર્શેદ્રિયનો વિષય કામપાલ રાજાને જેમ, તેમ આ લોક અને પરલોકમા પણ ત્રાસનો દેનારો છે.

॥ तथाहि ॥—(તે કામપાલ રાજાની હવે કથા કહે છે.)

१ विपची विषयासक्ते । वाच्यवत् क्लीबमिंद्रियं ॥ इत्युक्तत्वात् ॥

इहैव भरतक्षेत्रे । पुरं नागपुराभिधम् ॥
परं नागपुरं येन । स्वधनैरधरीकृतम् ॥ ६० ॥

આજ ભરતક્ષેત્રમાં "નાગપૂર" નામનુ નગર (છે) જેણે પોતાના ધનથી ઉત્કૃષ્ટું એવું શેષનાગનુ નગર પણ દૂર કર્યુ છે

अंगासक्तमुक्तमालाभिः । सदा दानाविवर्षणैः ॥
नागौघोव जनौघोऽत्र । तदाख्यां सफलां व्यधात् ६१

આ નગરમા, અંગપર ધારણ કરેલી મોતીઓની માળાઓથી તથા હમેશા દાનના (પક્ષે—મદના) વરસાદોથી માણસોનો સમૂહ હાથીઓના સમૂહની પેઠે તેના "નાગપૂર" (હસ્તીપૂર) એવા નામને સફળ કરતો હતો.

तत्रासीत्कामपालाख्यः । पालयामास योऽनिशम् ॥
त्रस्तं तं दययेवेह । कामं कामं हि रुद्रतः ॥ ६२ ॥

તે નગરમા કામપાલ નામે રાજા હતો, કે જે મહાદેવથી ત્રાસ પામેલા તે પ્રસિદ્ધ કામદેવને દયાથીજ જાણે સારી રીતે જેમ થાય તેમ અહીં હમેશાં પાળતો હતો; (અર્થાત્ અત્યંત કામાતુર હતો.)

तस्यैका महिषी स्वीय । रूपेण महिषीतरा ॥
तथापि महिषीवोरु । पयोधरपयोऽंचिता ॥ ६३ ॥
चंद्रलेखाभिधानासी । द्दधानाननचारुताम् ॥
यादाश्चित्रं जनीनेत्र । कजानामनिमेषताम् ॥ ६४ ॥

॥ युग्मम् ॥

તે રાજાને, પોતાના રૂપથી મહિષીથી ઇતર એટલે શ્વેતકાંતિવાળી, તો પણ મહિષીની પેઠે ઉત્તમ સ્તનોમાં રહેલા સ્તન્યથી શોભિતી અને મુખની મનોહરતાને ધારણ કરનારી "ચંદ્રલેખા", નામે પટરાણી હતી, કે જે લો-

કોના સમૂહના નેત્રરૂપી કમળને, અનિમેષપણું (પ્રફુલ્લિતપણું) આપતી હતી, એ આશ્ચર્ય છે!!

तत्र वारांगनैकासी । दासीकृतसुरांगना ॥
स्वनिरुपमरूपेण । नाम्ना मदनमालिका ॥ ६५ ॥

તે નગરમા પોતાના નિરૂપમ રૂપથી દાસીરૂપ કરેલ છે દેવાંગના જેણીએ, એવી મદનમાલિકા નામની એક વેશ્યા હતી

सा तताड जनान्नित्यं । निजनेत्रपतत्रिभिः ॥
चित्रं नराः परं तेना । मन्यंतानंदमद्भुतम् ॥ ६६ ॥

તે વેશ્યા હમેશા લોકોને પોતાના નેત્રરૂપી બાણોથી મારતી હતી; પણ આશ્ચર્યની વાત છે કે, તેથી માણસો ઉલટા અપૂર્વ આનંદ માનતા હતા.

रूपरत्नखनौ तस्यां । राजा सोऽयमरज्यत ॥
चित्रं किमत्र यद्राजा । काशगोऽपि कलंकभृत् ६७

રૂપરૂપી રત્નોની ખાણ સરખી એવી તે વેશ્યામા તે આ કામપાલ રાજા પણ આસક્ત થયો; પણ તેમા શુ આશ્ચર્ય છે? કેમકે આકાશમા રહેલો રાજા પણ (ચદ્ર પણ) કલકને ધરનારો છે!

राज्यकर्मात्यजद्राजा । रक्तोऽस्यां मलमंदिरे ॥
दर्शे मुक्तो हि किं चित्रं । राजापि निजकर्मणा ॥६८॥

મલીનતાના મદિર સરખી એવી તે વેશ્યામાં આસક્ત થએલા તે રાજાએ રાજ્યકાર્યોનો ત્યાગ કર્યો; પણ તેમા શુ આશ્ચર્ય છે? કેમકે મલીનતાના સ્થાનક સરખી એવી અમાવાસ્યામા આસક્ત થએલો રાજા પણ (ચંદ્રપણ) પોતાના કાર્યથી મુક્ત થએલો છે; (અર્થાત્ તે દિવસની રાત્રિએ તે પણ પ્રકાશ આપતો નથી)

एकदा सुरभौ तत्र । सुरभीभूतकानने ॥
आननालीतकर्णोरु । पंचमस्वरकोकिलाः ॥ ६९ ॥

आह्वयंत मनोज्ञैस्तु । स्वरवैः स्वरवैभवाः ॥
कामिनः कामिनीयुक्तान् कामकेलिकलापरान् ७०
॥ युग्मम् ॥

त्या એક દહાડો વસત ઋતુમા સુગધયુક્ત થએલા વનમા નાદના વૈભવવાળી તથા મુખમા લાવેલા અને કાનને મનોહર લાગે એવા પચમસ્વરવાળી કોયલો પોતાના મનોહર શબ્દોથી, કામક્રીડાની કળાઃમા તત્પર એવા કામીઓને સ્રીઓ સહિત બોલાવા લાગી

भूपोऽपि सपौरोऽथ । पूरयितुं मनोऽरथान् ॥
रथासीनः पुरासन्ने । काननेऽतिमनोरमे ॥ ७१ ॥
तया गणिकयोपेतो । गणयन् मदनं निजम् ॥
मदनमालिकया तत्र । समायातः समायया ॥७२॥
॥ युग्मम् ॥

હવે (તે) રાજા પણ નગરના લોકો સહિત મનોરથોને પૂરવા માટે નગરની નજદીકમા રહેલા તે મનોહર વનમા, પોતાને કામદેવ ગણતો થકો તે કપટી મદનમલિકા ગણિકા સહિત રથમા બેસીને આવ્યો

अनंगानलदग्धानां । दयया मलयानिलाः ॥
लीलया ललिताश्चक्रु । स्त्राणं मित्राणिवच्चलाः ७३

(ત્યા) કામદેવરૂપી અગ્નિથી દગ્ધ થએલા છે અગો જેમના, એવા માણસોનુ મલયાચલના મનોહર અને ચચળ પવનો દયાથી, ક્રીડાએ કરીને મિત્રોની પેઠે રક્ષણ કરતા હતા

मंजरिपिंजरीभूत । नम्राणामाम्रभूरुहाम् ॥
अटव्यामाटतानंगः । कोरकैः स्वशरैरिव ॥ ७४ ॥

માજરેથી પિજરા રગવાળા અને નમી ગએલા એવા આબાની કળીકાઓરૂપી પોતાના બાણો સહિત કામદેવ વનમા ભ્રમણ કરવા લાગ્યો.

अशोकेऽशोकमारुह्य । कुसुमस्तबकच्छलात् ॥
पथि पांथहृदि ताडं । मदनो मददो ददौ ॥ ७५ ॥

મદ ચડાવનારો કામદેવ શોક વિના પુષ્પોના ગુચ્છાઓના મિષથી અશોક વૃક્ષપર ચડીને માર્ગમા પથિઓના હૃદયમા તાડના આપવા લાગ્યો.

तत्र रोलंबझंकारैः । परिपूरितदिग्गणैः ॥
बंदिभिरिव दर्पस्य । कोनामंस्त तदागमम् ॥ ७६ ॥

ત્યા કામદેવના બિરૂદાવલી બોલનારાઓ સરખા તથા ચારે કોરથી પૂરેલા છે દિશાઓના સમૂહો જેઓએ એવા ભમરાઓનાં ઝંકારવોથી કામદેવનું આવવું કોણ નહી માનતો હતો ?

चकोराक्षी चकारात्र । बकुलं निजलीलया ॥
कापि निजास्यमद्येन । मत्तं जडमपि ध्रुवम् ॥७७॥
घूर्णयन्निव वातेनां । दोलितः सोऽवलक्षितः ॥
प्रहसन्निव पुष्पौघै । स्तेन भर्तेव तत्र च ॥ ७८ ॥

॥ युग्मम् ॥

વળી અહીં ચકોર સરખી આંખોવાળી કોઇક સ્ત્રી પોતાની લીળાથી, પોતાના મુખના મદ્યથી, જડ એવા પણ બકુલ વૃક્ષને મત્ત (પ્રફુલ્લિત) કરતી હવી ; અને તેથી ત્યા પવનથી કંપેલો તે બકુલ જાણે ઘૂર્ણાયમાન થતો હોય નહીં જેમ, તથા પુષ્પોના સમૂહોથી જાણે હસતો હોય નહીં જેમ, તેમ ભર્તારની પેઠે દેખાવા લાગ્યો.

कुंदाभैः कुसुमैः कापि । कृत्वा कुरुबकोद्भवैः ॥
कांता कांतकुचा कांत । केलये केलिकंदुकम् ॥७९॥
तताड हृदि हृद्यांगी । सत्यीकर्तुमिवेच्छया ॥

जितजगज्जनस्यास्त्रं । कौसुमं कुसुमास्त्रिणः ॥ ८० ॥

॥ युग्मम् ॥

ઉત્તમ સ્તનોવાળી તથા મનોહર અંગવાળી કોઇક સ્ત્રી મોગરા સરખા કુરૂબકના પુષ્પોથી ક્રીડાનો દડો બનાવીને, ભરતારની ક્રીડા માટે (તેને) હૃદયમાં તે મારવા લાગી, તે જાણે કે, જિતેલા છે જગતના માણસો જેણે એવા કામદેવાના પુષ્પરૂપી હથીઆરને સત્ય કરવાની ઇચ્છાથી હોય નહી જેમ, તેમ (શોભવા લાગી)

प्रेंखाप्रेंखोलनप्रेंख । द्भयभंगुरभामिनी ॥

भर्तारं भूरि रंभोरुः । कापीहालीयत स्वयम् ॥ ८१ ॥

હીંડોળાના હીંચકાથી થતા ભયથી ભંગુર થએલી કેળ સરખા સાથળવાળી કોઇક સ્ત્રી પોતાની મેળેજ અત્યંત રીતે જેમ થાય તેમ ભર્તારને આલિંગન કરવા લાગી

मल्लिका भल्लिकेवात्र । स्मरभिल्लस्य भास्वरा ॥

पथि पांथप्रमंथाया । प्रथयत्पृथु पौरुषम् ॥ ८२ ॥

વળી અહીં કામદેવરૂપી ભિલ્લના તેજસ્વી ભાલા સરખી મલ્લિકા, માર્ગમાં પંથિઓને હેરાન કરવાને અત્યંત બળ વિસ્તારવા લાગી.

चंपकांकुरसंकीर्ण । मल्लीधम्मिल्लबंधनैः ॥

केऽप्यत्र रचयांचक्रु । रानंदं प्रेयसीर्निजाः ॥ ८३ ॥

વળી કેટલાક પુરૂષો તો અહી ચંપકના અંકુરાઓથી ભરેલી મલ્લિકાના અંબોડા બાન્ધવાએ કરીને, પોતાની સ્ત્રીઓને આનંદ કરવા લાગ્યા.

[1]मालत्यां मालतीमालां । मालती लतिकांतरे ॥

कापि धृत्वा निजे कंठे । गता गौराननां वने ॥८४॥

१ मालती युवतौ काच । माच्या जातिविशल्ययो ॥ ज्योत्स्नाया निशि नद्यां च ॥ इति हैम ॥

मालतीव जनैर्दृष्टा । मालतीपतिसंयुता ॥
अत्रागता जनक्रीडां । लोकितुं लोकवल्लभा ॥८५॥

॥ युग्मम् ॥

આ વનમા ચાદનીમા પોતાના કઠમાં ચ બેલીની માળા પેહેરીને, ગૌર મુખવાળી કોઇક યુવાન સ્ત્રી વેલડીઓની અદર રહી થકી, જાણે લોકોની ક્રીડા જોવા માટે, લોકોને વલ્લભ એવી જ્યોત્સના ચદ્ર સહિત આવી હોય નહીં જેમ, તેમ માણસોથી જોવાવા લાગી.

कोऽप्यत्र कठिनं तुंगं । मुक्तमालासमन्वितम् ॥
निरीक्ष्य कुंभिकुंभाभं । स्वस्त्रियः स्तनमंडलम् ८६

अचिंतयद्ध्रुवं चित्ते । तस्या अंगेषु संगतम् ॥
निवासं त्रिजगज्जेतृ । मत्तमन्मथदंतिनः ॥ ८७ ॥

॥ युग्मम् ॥

અહીં કોઇક પુરૂષ પોતાની સ્ત્રીના કઠિન, ઉચા તથા મોતીની માળાવાળા હાથીના કુભસ્થળ સરખા સ્તનમડલને જોઇને, મનમા ચિ તવવા લાગ્યો કે, તેણીના અ ગોમા ત્રણે જગતોમા જીત મેળવનારા મદોન્મત્ત કામદેવરૂપી હાથીનો ખરેખર નિવાસ પ્રાપ્ત થયો છે

पूर्यमाणेषु पौरेषु । निजानेवं मनोरथान् ॥
रत्या दर्प इवारंस्त । राजाप्यत्र तया सह ॥ ८८ ॥

એવી રીતે નગરના લોકો પોતાના મનોરથોને પૂરતે છતે રતીની સાથે જેમ કામદેવ તેમ રાજા પણ અહીં તે વેશ્યાની સાથે ક્રીડા કરતો હતો.

स तस्याः कुचकुंभे चा । चित्रयत्पत्रवल्लरिम् ॥
प्रशस्तिमिव पंचेषो । रेणाक्ष्या एणनाभिभिः ॥८९॥

હરિણ સરખાં નેત્રોવાળી એવી તે વેશ્યાના કુચકુંભપર, તે રાજા, જાણે કામદેવની પ્રશસ્તિ લખતો હોય નહીં જેમ, તેમ કસ્તૂરીથી પત્રવલ્લરી ચિતરવા લાગ્યો.

सापि स्वबाह्यरूपेणां-[1]तर्मलालिमलीमसा ॥
राजानं प्रीणयामास । कैरविणीव [2]वापिगा ॥ १० ॥

અંતરમાં રહેલા મેલની શ્રેણિથી મલીન થએલી (પક્ષે—અંદર રહેલા કૃપણ[3] ભમરાથી મલીન લાગતી) એવી તે વેશ્યા પણ વાવમાં રહેલી કુમુદિનીની પેઠે રાજાને (પક્ષે—પોતાના સ્વામિ ચંદ્રને) પોતાના બાહ્ય રૂપથી ખુશી કરવા લાગી

वाचमुवाच वाचाटा । वंचका वंचकामसौ ॥
स्वामिन्निह हि नीलेय । मलिमालातिलोलुपा ॥ ११ ॥
कमलामलसौरभ्ये । भवंतं हि विना भवेत् ॥
ममायःशृंखलेवालं । बंधने दर्पदंतिनः ॥ १२ ॥

॥ युग्मम् ॥

તે ઠગનારી તથા વાચાળ એવી વેશ્યા પણ ઠગવાવાળી વાણી બોલવા લાગી કે, હે સ્વામિ! અહીં ખરેખર કમલોના નિર્મલ સુગંધમાં લોલુપ થ-

१ अतर्मलालिमलीमसा वेश्यात्वेन परपुरुषाभिलापरूपहृदयगतपापसभारतो मलीनत्वापन्ना । अथवा सरीरातर्गतविष्टादिमलश्रेणितोमलीनता प्राप्ता । यत । " वशाशुक्रमसृग्मज्जा । कर्णविड्मूत्रविन्नखा ॥ श्लेष्माश्रुदूषिका खेदो । द्वादशैते नृणा मला ॥ १ ॥ कैरविणीपक्षे तु अत स्थितकृपणभ्रमरेण श्यामत्व प्राप्ता अथवा अतर्गत मकरदरसलुब्धभ्रमराचरितचुबनत्वेन दशादिप्रहारेण कामुककृतचुबनादिना मुग्धकुमारिकेव मालिन्यं गता । कमलिनीना कुमुदिनीना च कुड्मलकालेऽपि भ्रमराणा मकरदकदबकलुब्धकत्वेन वचनप्रसिद्धितो हि कृपणत्व युक्तमेवेति स्वोपज्ञटीकायाम् ॥ २ वाप्या वापिरपि स्मृता ॥ इति द्विरूपकोश ॥ ३ मलोऽस्त्री पापविट्किट्टे । कृपणेत्वभिधेयवत् ॥ इति मेदिनी ॥

એલી આ ભમરાઓની શ્રેણિ આપ વિના મારા કામદેવરૂપી હાથીને બાધવામા લોખંડની સાંકળની પેઠે સમર્થ થાય

नृपोऽप्यकथयन्मां हि । प्रिये त्वया विना वने ॥
अनिलोऽप्यनलीभूय । दाक्षिणात्यो दहेदिह ॥९३॥

રાજા પણ કહેવા લાગ્યો કે, હે પ્રિયે ! તારા વિના અહીં વનમા દક્ષિણ દિશાનો પવન પણ અગ્નિરૂપ થઇને મને બાળત

कृत्वैवं कानने क्रीडां । पौरैः पूर्णमनोरथैः ॥
भूपश्च तया सार्धं । प्रचचाल पुरंप्रति ॥ ९४ ॥

એવી રીતે રાજા વનમા ક્રીડા કરીને, સંપૂર્ણ મનોરથોવાળા એવા નગરના લોકો અને તે ગણિકા સહિત નગર પ્રતે જવા લાગ્યો

अथ लावण्यसंयुक्तो । मूर्तिमानिव मन्मथः ॥
तया वारस्त्रियादर्शि । जनः कोऽपि चलन्निलः ॥९५॥

હવે એટલામા લાવણ્યથી સંયુક્ત થએલા તથા જાણે દેહધારી કામદેવજ હોય નહીં એવા કોઇક પુરૂષને તે વેશ્યાએ સાથા જતો જોયો.

तं दृष्ट्वा हृदि सा विद्धा । पंचेषोरिषुभीरयात् ॥
चित्रं तथापि रोमांचं । स्वदेहे तु मुदादधात् ॥९६॥

તેને જોઇને તે વેશ્યા એકદમ કામદેવના બાણોથી વીંધાણી, તો પણ આશ્ચર્યની વાત છે કે, તે તો (ઉલટી) પોતાના શરીરપર હર્ષથી રોમાચ ધારણ કરવા લાગી !

हृदीयं चिंतयामास । हृद्यं हृदीश्वरं त्विमम् ॥
लभेयं यदि नो लभ्यं । लप्स्ये शरणमानलम् ॥९७॥

વળી તે હૃદયમાં ચિંતવવા લાગી કે, મનોહર તથા મેળવવા લાયક એવા મારા હૃદયના સ્વામિ સરખા આ પુરૂષને જો હું ન મેળવી શકું, તો હુ અગ્નિનું શરણું લેઇશ.

एवं विचिंतयित्वा सा । पृच्छद्दासीं रहस्तदा ॥
सखि याति युवा कोऽय । मनंगोवांगवानपि ॥९८॥

એમ વિચારીને તે વેશ્યા તે વખતે (પોતાની) દાસીને ગુપ્તરીતે પૂછવા લાગી કે, હે સખિ! દેહધારી કામદેવ સરખો આ કોણ યુવાન પુરૂષ જાય છે? (આ શ્લોકમા અનગને પણ જે અગવાન્ કહ્યો છે, તે આશ્ચર્ય છે!!)

दास्यवक् चित्तचौरस्ते । चर्मकारश्चरत्यरम् ॥
चतुरश्चटुलाक्ष्येष । चारुश्चंचरिकाभिधः ॥ ९९ ॥

ત્યારે દાસીએ કહ્યું કે, હે ચ ચળ આંખોવાળી સખિ! તારા ચિત્તને ચોરનારો, તથા ચતુર અને મનોહર એવો આ ચ ચરિક નામનો મોચી વેગથી ચાલ્યો જાય છે

क्रामन्नथ क्रमेणारं । नृपोऽपि सौधमाययौ ॥
ययुर्जना अपि स्वीया । गाराणि कौतुकान्विताः १००

હવે રાજા પણ અનુક્રમે ચાલતો થકો (પોતાના) મેહેલપ્રતે આવ્યો; અને માણસો પણ કૌતુક સહિત પોતાને ઘેર ગયા

पणांगनापि भूनाथ । माप्टच्छ्यागान्निजं गृहम् ॥
चर्मकारं समानेतुं । प्रैषीद्दासीं द्रुतं च तम् ॥ १०१ ॥

(તે) વેશ્યા પણ રાજાની રજા લેઇને પોતાને ઘેર આવી તથા તે મોચીને બોલાવવા માટે તેણીએ તુરત દાસીને મોકલી

सापि समानयत्तूर्णं । चर्मकारं तदंतिके ॥
वेश्यापि कृतसत्कारं । पल्यंके तं न्यवीविशत् १०२

તે દાસી પણ તુરત તે મોચીને તેણીની પાસે લાવી અને વેશ્યાએ પણ સત્કારપૂર્વક તેને પલગપર બેસાડ્યો.

१३—जशवंत प्रेस, जामनगर.

ततः सोवाच तं प्रीत्या । स्वामिन्मामुररीकुरु ॥
अस्मि तव कलाक्रीता । दासीवाहमतःपरम् ॥१०३॥

પછી તે વેશ્યા તે મોચીને પ્રીતિથી કહેવા લાગી કે, હે સ્વામિ ! તમો મને અગિકાર કરો ? આજથી માડીને હુ તમારી કલાથી ખરીદાએલી દાસી તરિકે છું

सोऽपि तद्वचनं श्रुत्वा । श्रवपीयूषसंनिभम् ॥
अवदद्वदनाद्वाणीं । हर्षतो हर्षदायिनीम् ॥ १०४ ॥

એવી રીતનું કર્ણને અમૃતસરખું વેશ્યાનું વચન સાંભળીને તે મોચી પણ હર્ષથી હર્ષને દેનારી વાણી મુખમાથી કહેવા લાગ્યો.

प्रिये ते वचसा मे हि । मौलौ तु मुकुटायितम् ॥
तथापि नृपसंगस्ते । दुःखयति मे मानसम् ॥ १०५॥

હે પ્રિયે ! તારા વચને તો ખરેખર મારા મસ્તકપર મુકુટની પેઠે આચરણ કર્યું છે, તો પણ તારો રાજાની સાથેનો સગ મારા મનને દુભાવે છે.

सोवाच तं न भेतव्यं । त्वया मयास्ति चिंतितः ॥
तस्यापनयनोपायः । सुलभस्तंश्रुणु स्वयम् ॥ १०६ ॥

ત્યારે તે વેશ્યા તેને કહેવા લાગી કે, તારે બીવું નહીં, મે તેના મૃત્યુનો સુલભ ઉપાય ચિતવી કહાડયો છે, અને તે ઉપાય તું પોતે પણ સાભળ ?

सोऽस्ति मय्यतिविश्वस्त । स्ततो मैरेयकच्छलात् ॥
पाययिष्याम्यहं हंत । तं तु तीव्ररसायनम् ॥ १०७॥

તે રાજા મારા પ્રતે અત્યંત વિશ્વાસી છે, તેથી મદિરાના મિષથી હું તેને તો આકરૂ રસાયન પાઇ દેઇશ

तेन रोगोरगैः सोऽपि । द्रुतं ग्रासीभविष्यति ॥
गमिष्यत्यविलंबेन । ततः कीनासदासताम् ॥१०८॥

અને તેથી તે પણ રોગોરૂપી અજગરોએ કરીને તુરત ગ્રાસરૂપ થશે, અને પછી તુરત યમના દાસપણાને પામશે

**हृदि शल्यायिते तस्मिन् । नष्टे तु कंटकोत्कटे ॥**
**आवामन्वभविष्यावो । निर्भयं सुखसंचयम् ॥१०९॥**

હૃદયમા શલ્યરૂપ થએલા કાંટામરખા ભયકર તે રાજા જ્યારે મૃત્યુ પામશે, ત્યારે આપણ બન્ને ભયરહિત સુખનો સમૂહ અનુભવિશુ

**एवमुक्त्वा विसृज्यैनं । सा सन्मानपुरस्सरम् ॥**
**कथंचिदतिचक्राम । तमिस्रामपि तापदाम् ॥११०॥**

એમ કહીને, તથા સન્માનપૂર્વક તેને વિસર્જન કરીને તે વેશ્યાએ તાપ (ખેદ) આપનારી રાત્રીને પણ કેટલેક કષ્ટે નિર્ગમન કરી (આ શ્લોકમાં રાત્રિને પણ જે તાપ આપનારી કહી, તે આશ્ચર્ય છે!!)

**प्रातर्नृपः समायातः । साप्यपाययत रसायनम् ॥**
**तेन सोऽप्यचिरेणैव । प्रयातो रोगभोगताम् ॥१११॥**

હવે પ્રભાતે રાજા આવ્યો, અને તેને તેણીએ રસાયન પાયુ, અને તેથી તે પણ તુરતજ રોગના ભોગપણાને પ્રાપ્ત થયો

**वैद्यैश्चिकित्सितोऽप्येष । नो व्याधिभिरमुच्यत ॥**
**अंते च विपदं प्राप्य । प्राप सोऽरं यमालयम् ॥११२॥**

તે રાજાના વૈદ્યોએ ઇલાજો કર્યા, પણ તે વ્યાધીઓથી નિર્મુક્ત થયો નહીં, અને અંતે દુઃખ પામીને તે તુરત મૃત્યુ પામ્યો

**कियत्कालेन वृत्तांतं । प्राप्य तं राजबांधवैः ॥**
**तौ वेश्याचर्मकारौ द्वौ । प्रापितौ यमसंनिधौ ॥११३॥**

પછી કેટલેક કાળે તે વૃત્તાંતને રાજાના ભાઇઓએ મેળવીને તે વેશ્યા અને મોચી બન્નેને યમની પાસે પહોચાડયા; અર્થાત્ મારી નંખાવ્યા.

विचिंत्यैवं जनाःसर्वे । विमुखा भवथ स्वयम् ॥
विषयेभ्यः सदा तत्र । वेश्यायास्तु विशेषतः ॥११४॥

એમ વિચારિને હે સર્વ લોકો! તમો તમારી મેળેજ હમેશાં ખરેખર વિષયોથી વિમુખ થાઓ? તેમા પણ વેશ્યાથી વિશેષે કરીને વિમુખ થાઓ?

आपायैवं जनाः सर्वे । कर्णपात्रैर्वचोऽमृतम् ॥
मुन्याननसुधारश्मि । निर्गतं जग्मुर्मुदा ॥ ११५ ॥

એવી રીતે મુનિના મુખરૂપી ચંદ્રથી નિકળેલા વચનરૂપી અમૃતને કાનરૂપી પાત્રોથી પીને સઘળા માણસો હર્ષથી ગયા.

एवं वै मुनिवृंदसेवितपदोमर्योत्तमोऽयं मुनि ।
वांगुस्तैर्वरलोकबांधवइव प्राण्यंबुजं बोधयन् ॥
मिथ्याधर्मकुवादिनायकगणान् घूकान् घनं तापयन् ।
वर्षाकालमिहैव भावनगरे स्थित्वा सुखेनात्यगात् ॥

એવી રીતે મુનિઓના સમૂહથી સેવાએલા છે ચરણો જેમના, પક્ષે-(આતાપના આદિકથી, મુનિઓના સમૂહથી સેવાએલા છે કિરણો જેમના) તથા મનુષ્યોમા ઉત્તમ (પક્ષે—દેવોમા ઉત્તમ) એવા આ, મુનિરાજ ઉત્તમ સૂર્યની પેઠે ભવ્યરૂપી કમલને પ્રબોધિત કરતા થકા, અને મિથ્યાધર્મના કુવાદિઓના નાયકોરૂપી ઘુવડોને અત્યંત તાપ દેતા થકા અહી ભાવનગરમાંજ રહીને સુખેથી વર્ષાકાળ નિર્ગમન કરતા હવા.

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मयाः सर्गःडाङ्कः कविशिशुकहीरेण कथितः ११७

"ञ्चङ्कः" એટલે પાંચમો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिच्चरिते तच्छरीर शत्रुंजयप्रतितदागमन ऋषभप्रभोःस्तुतिः भावनगरागमन तद्गतवेश्यात्यागोपदेश वसंततुसूक्ष्मवर्णनो नाम पंचमः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ षष्ठः सर्गः प्रारभ्यते ॥

गतायामथ वर्षायां । मुनीशोऽपि पुरस्ततः ॥
विजहारान्यदेशेषु । बोधयितुं जनव्रजान् ॥ १ ॥

હવે વર્ષાકાળ જાતે છતે (તે) મુનિરાજ પણ માણસોના સમૂહોને બોધ આપવા માટે તે નગરમાથી (નિકળીને) અન્ય દેશોમા વિહાર કરવા લાગ્યા.

प्रचचाल निजैः पादैः । महां स मुनिभिर्युतः ॥
यथा नभसि नक्षत्रै । र्नक्षत्रेशो निजेच्छया ॥ २ ॥

આકાશમાં સૂર્ય જેમ નક્ષત્રોસહિત પોતાની ઇચ્છાનુસાર ચાલે છે, તેમ આ મુનિરાજ પણ મુનિઓસહિત પોતાના પગોએ કરીને (પક્ષે—કિરણોએ કરીને) ચાલવા લાગ્યા.

पुराण्येष बहून्येवं । तथा ग्रामाननेकशः ॥
पूतीकृत्य पदन्यासै । र्जामनगरमाययौ ॥ ३ ॥

એવી રીતે તે મુનિરાજ પદન્યાસોથી ઘણા નગરોને તથા અનેક ગા-
મોને પવિત્ર કરીને **જામનગરમાં** આવ્યા

**वंदित्वा जिनवेश्मानि । वेश्मानीव सुपर्वणाम् ॥**
**सुपर्वणामपि स्वांते । चित्रदानि मुनीश्वरः ॥ ४ ॥**
**असमं सुमुदे सोऽत्र । तेष्वपि च विशेषतः ॥**
**व्यस्मयत्स्मयमाने हि । दृष्ट्वेमे जिनवेश्मनि ॥ ५ ॥**

॥ युग्मम् ॥

અહીં દેવોના ઘરો સરખા તથા દેવોના મનમા પણ આશ્ચર્ય આપનારાં જિનમંદિરોને વાંદીને તે મુનિરાજ અત્યંત આનંદ પામ્યા; તેઓમા પણ વિ-
શેષે કરીને, એ અદ્‌ભુત જિનમંદિરોને જોઇને તો તે આશ્ચર્ય પામ્યા

**कारिते तु पुरोभे ते । इभ्याभ्यां विभुभक्तितः ॥**
**वर्धमानाभिधेनैकं । राज्यसिंहेन चापरम् ॥ ६ ॥**

એક **વર્ધમાનશાહ** નામના શેઠે અને બીજું **રાયસિંહ** નામના શેઠે, એમ તે બંને જિનમંદિરો પૂર્વે બંને શાહુકારોએ પ્રભુની ભક્તિથી કરાવ્યાં છે.

**तयोरुत्तुंगतां दृष्ट्वा । तुंगतुंगनिभां किल ॥**
**व्यचिंतयदसावेवं । किमेतौ पर्वताविह ॥ ७ ॥**

તે બંને જિનમંદિરોની ખરેખર ઉંચા પર્વત સરખી ઉંચાઇ જોઇને તે મુનિરાજ એમ વિચારવા લાગ્યા કે, શું આ અહીં પર્વતો છે?!

**श्रेष्ठिना वर्धमानेन । कारितोऽयं जिनालयः ॥**
**स्तंभयुक्तो विशेषेण । गवाक्षैर्भाति मंडितः ॥ ८ ॥**

(વળી તેમા પણ) **વર્ધમાનશાહ** શેઠે કરાવેલું, સ્તંભોવાળું તથા ઝરૂખાઓથી શણગારેલું આ જિનમંદિર વિશેષ પ્રકારે શોભે છે.

दुष्टमोहगजेन्द्रस्य । कुम्भदारणकेसरी ॥
शोभते शांतिनाथो हि । प्रासादेऽस्मिन्मनोरमे ॥९॥

આ મનોહર પ્રાસાદમા, દુષ્ટ મોહરૂપી ગજેંદ્રના કુંભસ્થળનો નાશ કરવાને કેસરીસિંહ સરખા **શ્રી શાંતિનાથપ્રભુ** શોભે છે

[1]जिनालयस्यामुष्येयं । पताका त्वंबरे गता ॥
दृश्यते पिबतीवेंदोः । सुधां स्वांचलजिह्वया ॥१०॥

આ **વર્ધમાનશાહ**ના જિનાલયની આકાશમા ગએલી આ ધજા, જાણે પોતાના છેડારૂપી જીભથી ચંદ્રમામા રહેલા અમૃતને પીતી હોય નહીં જેમ, તેમ લાગે છે

---

૧ આ શ્રી **વર્ધમાનશાહ**ના જિનપ્રાસાદમા જતા રંગમંડપના દરવાજા બહાર, ડાબા હાથ ઉપર, આળીઆમા એક શિલાલેખ છે, તેની નકલ અહીં તેના અર્થસાથે પ્રસંગોપાત લખીએ છીએ

॥ जामश्रीलक्षराजराज्ये ॥

**श्रीमत्पार्श्वजिनः** प्रमोदकरणः कल्याणकन्दाम्बुदो ।
विघ्नव्याधिहरः सुरासुरनरैः संस्तूयमानक्रमः ॥
सर्पाङ्को भविनां मनोरथतरुव्यूहे वसन्तोपमः ।
कारुण्यावसथः कलाधरमुखो निलच्छवि पातु वः ॥ १ ॥

હર્ષ કરનાર, કલ્યાણરૂપી વૃક્ષના મૂળને વર્ષાદ સમાન વિઘ્ન તથા વ્યાધિને હરનાર, સુર, અસુર તથા નરોથી પૂજાએલ છે, ચરણ જેમના, સર્પના લંછનવાળા, ભવિ માણસોના મનોરથરૂપી વૃક્ષના સમૂહને પ્રફુલ્લિત કરવામાં વસંતઋતુ સમાન, કરૂણાના સ્થાનકરૂપ, ચંદ્રસરખા મુખવાળા તથા શ્યામ કાંતિવાળા શ્રી પાર્શ્વનાથ પ્રભુ તમારૂ રક્ષણ કરો ?

क्रीडां करोत्यविरत कमला विलास । स्थानं विचार्य कमनीयमनन्तशोभम् ॥
श्रीउज्जयन्तनिकटे विकटाधिनाथे । **हालारदेश**अवनिप्रमदाललामे २

શ્રી ગિરનાર પર્વતની પાસે, બળવાન છે રાજા જ્યાં તથા પૃથ્વીરૂપી સ્રીને લલામ ('ચાડલા') સરખા હાલાર દેશમા, લક્ષ્મી, પોતાનુ વિલાસ કરવાનુ અતિ મનોહર સ્થાન વિચારીને હમેશા ક્રીડા કરે છે.

[1]एवं स्थित्वा सुखेनासौ । कतिचिद्वासरानिह ।
जगाम साधुभिः सार्धं । मन्यत्र मुनिपस्ततः ॥ ८ ॥

એવી રીતે અહીં જામનગરમાં કેટલાક દિવસો સુખેથી રહીને આ મુનિરાજ ત્યાંથી સાધુઓ સહિત બીજી જગોએ જવા લાગ્યા.

---

૧ જામનગરથી પોતાના સાધુઓ સહિત મોરબી, ધ્રાગધરા, ઝીંઝુવાડા આદિ સ્થળે થઇને, શંખેશ્વરમાં શ્રી સંખેશ્વર પાર્શ્વનાથજીની યાત્રા કરીને, ત્યાંથી પાટણ ગયા; તથા ત્યાંના જગપ્રસિદ્ધ જૈન પુસ્તકોના ભંડારો તેમણે જોયા. પછી ત્યાથી તારંગાજી, પાલણપુર, આબુ, શીરોહી અને પાલી થઇને જોધપુર ગયા.

---

उत्तुङ्गतोरणमनोहरवीतराग । प्रासादपंक्तिरचनारुचिरीकृतोर्वी ॥
नन्द्यान्नवीननगरी क्षितिसुन्दरीणां । वक्षःस्थले ललति सा हि ललन्तिकेव

ઉંચા ઉંચા, તથા મનોહર તોરણોવાળા વીતરાગના પ્રાસાદની પંક્તિથી અતિ સુંદર છે, પૃથ્વી જેની, તથા આ પૃથ્વીરૂપી પ્રમદાના વક્ષસ્થલમાં જે એક માળાની પેઠે ઉલ્લસાયમાન થઇ રહી છે, એવી નવીનનગરી (જામનગર) સમૃદ્ધિ પામો.

सौराष्ट्रनाथः प्रणतिं विधत्ते । कच्छाधिपो यस्य भयाद्बिभेति ॥
अर्द्धासनं यच्छति मालवेशो । जीयाद्यशोजित् स्वकुलावतंसः ४

જેને સૌરાષ્ટ્ર દેશનો રાજા નમે છે તથા કચ્છ દેશનો રાજા જેના ભયથી બીહે છે તથા માળવાનો રાજા જેને અરધું આસન કહાડી આપે છે, એવા પોતાના કુળમાં મુકુટ સમાન, જામ શ્રી "જશાજી" જયવંતા વર્તો ?

श्रीवीरपट्टक्रमसंगतोऽभू । द्भाग्याधिकः श्रीविजयेन्दुसूरिः ॥
श्रीमन्धरैःप्रस्तुतसाधुमार्ग । श्चक्रेश्वरीदत्तवरप्रसादः ॥ ५ ॥

શ્રી વીર પ્રભુની પાટે અનુક્રમે, અધિક ભાગ્યવંત, શ્રી વિજયેંદુસૂરિ નામના આચાર્ય થયા, જેનો સાધુમાર્ગ શ્રી મંધરસ્વામિએ વખાણ્યો છે તથા ચક્રેશ્વરી દેવીએ તેને વરદાન આપ્યું હતું

सम्यक्त्वमार्गो हि यशोधनाह्वो । हढिकृतो यत्सपरिच्छदोऽपि ॥
संस्थापितश्रीविधिपक्षगच्छः । संघैश्चतुर्भिः परिसेव्यमानः ॥ ६ ॥

**सिंचन् स्वास्यप्रणाल्या स । संचयं श्रुतपाथसाम् ॥**
**बोधिबीजं वपन्मह्यां । न्यक्कुर्वन् कंटकोच्चयान् ॥ ९॥**
**[1]वृषं निजं पुरस्कृत्य । क्षेत्राजीवीव संचरन् ॥**
**मुनीशोऽपि क्रमादागा । द्योधपुराभिधं पुरम् ॥१०॥**

॥ युग्मम् ॥

પોતાના મુખરૂપી પ્રણાલિકાથી જ્ઞાનરૂપી પાણીના સમૂહને પૃથ્વીપર સિંચતા થકા, તથા બોધિબીજને વાવતા થકા અને ક્ષુદ્ર વાદીઓરૂપી શત્રુઓના સમૂહોને ( પક્ષે—કાંટાઓના સમૂહોને ) દૂર કરતા થકા તથા મુનિરાજ થઇને પણ ખેડુની પેઠે પોતાના વૃષને એટલે ધર્મને ( પક્ષે—બળદને ) અગાડી કરીને ચાલતા થકા અનુક્રમે **જોધપુર** નામના નગરપ્રતે તે આવ્યા.

---

१ वृषो गव्याखुधर्मयो ॥ इति हेम ॥

---

પછી, દૃઢ પરિવારવાળા તથા શ્રી વિધિપક્ષગચ્છના સ્થાપનારા તથા ચતુર્વિધ સંઘથી સેવાતા, સમ્યક્ત્વમાર્ગવાળા, યશોધન નામે આચાર્ય થયા,

पट्टे तदीये **जयसिंहसूरि**. । श्री**धर्मघोषः प्रमहेंद्रसिंहः** ॥
**सिंहप्रभश्चाजितसिंहसूरि । देवेन्द्रसिंहः** कविचक्रवर्ती ॥७॥

તેની પાટે જયસિંહસૂરિ, પછી શ્રી ધર્મઘોષસૂરિ, પછી પ્રમહેંદ્રસિંહસૂરિ, પછી સિંહપ્રભસૂરિ, પછી અજિતસિંહસૂરિ તથા પછી કવિઓમા ચક્રવર્તિ સમાન, દેવેંદ્રસિંહસૂરિ થયા

**धर्मप्रभःसिंहविशेषकाह्वः** । श्री**मान्महेन्द्रप्रभ**सूरिरार्यः ॥
श्री**मेरुतुङ्गो**ऽमितशक्तिमाश्च । कीर्त्यद्भुतः श्री**जयकीर्ति**सूरिः ८

પછી ધર્મપ્રભસિંહ, પછી મહેંદ્રપ્રભસૂરિ, પછી ઘણી શક્તિવાળા મેરૂતુંગસૂરિ તથા પછી અદ્ભુત કીર્તિવાળા જયકીર્તિસૂરિ થયા

वादिद्विपौघे जयकेसरीश । सिद्धान्तसिन्धु र्भुवि भावसिन्धुः ॥
सुरीश्वरः श्री **गुणसेवधि**श्च । श्री**धर्ममूर्ति**र्मधुदीपमूर्तिः ॥९॥

जना अपि मुनिं श्रुत्वा । समायातममायिनम् ॥
वंदितुं वंदनार्हं चा । जगमुर्हर्षसंयुता: ॥ ११ ॥

લોકો પણ નિષ્કપટી તથા વંદન કરવાને યોગ્ય એવા તે મુનિને આવેલા જાણીને હર્ષ સહિત વાંદવા માટે આવ્યા.

---

પછી વાદિરૂપી હાથીઓના સમૂહને જિતવામા કેસરીસિંહ સમાન તથા સિદ્ધાંતના અને ભાવના સમુદ્ર સમાન, ગુણસેવધિ નામે આચાર્ય થયા, પછી શ્રીધર્મમૂર્તિ તથા મધુદીપમૂર્તિ નામે આચાર્ય થયા.

यस्यांघ्रिपङ्कजनिरन्तरसुप्रसन्नात् । सम्यक् फलन्ति सुमनोरथवृक्षमाला: ॥
श्रीधर्ममूर्तिपदपद्ममनोज्ञहंसः । कल्याणसागरगुरुर्जयताद्धरि-
त्र्याम् ॥ १० ॥

જેના ચરણ કમળના પ્રસાદથી હમેશાં, મનોરથરૂપી વૃક્ષની માળા, ફળે છે તથા શ્રી ધર્મમૂર્તિના ચરણકમળપર જે હંસની પેઠે શોભે છે, એવા કલ્યાણસાગરસૂરિ આ પૃથ્વીમા જયવંતા વર્તો ?

पञ्चाणुवृतपालकः सकरुणः कल्पद्रुमाभः सताम् ।
गांभिर्यादिगुणोज्ज्वलः शुभवतां श्रीजैनधर्मे मतिः ॥
द्वे काल्ये समतादरः क्षितितले श्रीओशवंशे विभुः ।
श्रीमल्लालणगोत्रजो वरतरोऽभूत्साहिसिंहाभिधः ११

શ્રાવકના પાંચ અણુવ્રત પાળનાર, કરૂણાવંત, ગાંભિર્ય આદિક ગુણોએ કરી ઉજ્જવલ, ઉત્તમ માણસોને કલ્પવૃક્ષ સમાન, જૈન ધર્મની મતિવાળા, સુખદુ ખમા સરખો આદર રાખનારા, "ઓશ" નામના વંશમા નાયકસમાન, લાલણ નામના ગોત્રમા ઉત્પન્ન થએલા સાહિસિંહ નામના ઉત્તમ શ્રાવક હતા.

तदीयपुत्रो हरपालनामा । देवाच्चनन्दोऽथ स पर्वतोऽभूत् ॥
वच्छुस्ततः श्रीअमरात्तुसिंहो । भाग्याधिकः कोटिकलाप्रवीणः १२

તેમનો પુત્ર હરપાલ, તેમનો દેવનંદ, તેમનો પર્વત, તેમનો વચ્છુ તથા તેમનો ભાગ્યવંત અને ક્રોડું કળાઓમા પ્રવિણ અમરસિંહ નામે પુત્ર થયો.

श्रीमतोऽमरसिंहस्य । पुत्रा मुक्ताफलोपमाः ॥
वर्धमानचांपसिंह । पद्मसिंहा अमी त्रयः ॥ १३ ॥

**मुनीशोऽप्यथ बुध्वेह । बोधियोग्यान् स्वबुद्धितः ॥**
**सुधामधुरवाचाभि[1] । र्जनानेवमुपादिशत् ॥ १२ ॥**

હવે શ્રીઆત્મારામજી મુનિરાજ પણ અહીં પોતાની બુદ્ધિથી લોકોને બોધિયોગ્ય જાણીને અમૃતતુલ્ય મધુર વાણીથી નીચે પ્રમાણે ઉપદેશ દેવા લાગ્યા.

**नित्यं प्रोक्तानि संसारे । ऽपारे सिद्धांतपारगैः ॥**
**प्रदत्तव्यसनानीह । व्यसनानि[2] जिनेश्वरैः ॥१३॥**

અપાર એવા સ સારમા સિદ્ધાતના પારને પહોચેલા એવા જિનેશ્વરોએ વ્યસનોને હમેશા પ્રકર્ષે કરીને આપેલ છે આપદાઓ જેઓએ એવા કહેલા છે.

---

१ वाह्मणी वचन वाचा । जल्पित गदित गिरा ॥ इति शब्दार्णवः ॥
२ व्यसन त्वशुभे सक्तौ । पानस्त्रीमृगयादिषु ॥ दैवानिष्टफले पापे विपत्तौ निष्फलोद्यमे ॥ इति विश्व ॥

---

શ્રીમાન્ અમરસિહના, વર્ધમાન, ચાંપસિહ તથા પદ્મસિંહ એ ત્રણ મુક્તાફળ સરખા પુત્રો થયા

**साहिश्रीवर्धमानस्य** । नन्दनाश्चन्दनोपमा. ॥
**वीराह्वो विजपालाख्यो । भामो** हि **जगडुस्तथा** ॥ १४ ॥

શ્રી વર્ધમાનશાહના, વીરપાળ, વિજપાળ, ભામસિહ તથા જગડુ એ ચાર ચદન સરખા નદનો થયા

**साहिश्रीचांपसिंहस्य** । पुत्रः श्री**अमीयाभिध** ॥
तदङ्गजौ शुद्धमती । **रामभीमा**वुभावपि ॥ १५ ॥

ચાંપસિહશાહના અમીચંદ નામે પુત્ર થયા તથા તેના શુદ્ધ મતિવાળા રામજી અને ભીમજી, એ બે પુત્રો થયા

**मन्त्रीशपद्मसिंहस्य** । पुत्रा रत्नोपमास्त्रयः ॥
श्री**श्रीपालकुंरपाल** । **रणमल्ला** वरा इमे ॥ १६ ॥

મત્રિઓમા મુકુટ સમાન શ્રી પદ્મસિહના, શ્રીપાલ, કુંવરપાલ તથા રણમલ, એ ત્રણ રત્ન સરખા પુત્રો થયા.

**तत्रापेयं सुरापान । मपायानां निबंधनम् ॥**
**जनानां जनितालापं । सुरेंद्राख्यकुमारवत् ॥ १४ ॥**

તે વ્યસનોમાં નહીં પીવા લાયક તથા ઉત્પન્ન કરેલ છે ખેદ જેણે એવું સુરાપાન સુરેંદ્ર નામના કુમારની પેઠે માણસોને કષ્ટોના કારણરૂપ છે.

॥ तथाहि ॥—હવે તે સુરેંદ્ર કુમારની કથા કહે છે.

---

श्रीश्रीपालाङ्गजो जीया । **न्नारायणो** मनोहरः ॥
तदङ्गजः कामरूपः । **कृष्णदासो** महोदयः ॥ १७ ॥

શ્રી શ્રીપાલના મનોહર નારાયણજી નામે પુત્ર થયા અને તેના પુત્ર મહાઉદયવંત તથા કામદેવ સરખા રૂપવાળા કૃષ્ણદાસ નામે થયા.

साहिश्री**कुंरपालस्य** । वर्तेते ऽन्वयदीपकौ ॥
सुशील **स्थावराख्यश्च** । **वाघाजि**द्भाग्यसुन्दरः ॥ १८ ॥

શ્રી કુંવરપાલશાહના કુલદીપક, બે પુત્રો થયા, તેમાં ઉત્તમ આચારવાળા સ્થાવર નામે અને બીજા ભાગ્યવંત વાઘજી નામે થયા.

स्वपरिकरयुताभ्याममात्यशिरोरत्नाभ्यां **साहिश्रीवर्धमानपद्मसिंहाभ्यां हाल्लारदेशे नव्यनगरे जामश्रीशत्रुशल्यात्मजश्रीजसवंतजी**विजयराज्ये **श्रीअंचलगच्छेशश्रीकल्याणसागरसूरीश्वराणा**मुपदेशेनात्र श्री**शान्तिनाथप्रासादादि**पुण्यकृत्यंकृतं. श्री**शान्तिनाथ**प्रभृत्येकाधिकंपंचशतप्रतिमाप्रतिष्टायुगं करापितम् । चाद्या संवत १६७६ वैशाखशुक्ल ३ बुधवासरे द्वितीया संवत १६७८ वैशाकशुक्ल ५ शुक्रवासरे. एवं मंत्रीश्वरश्री**वर्धमानपद्मसिंहाभ्यां** सप्तलक्षरुप्यमुद्रिका व्ययीकृता नवक्षेत्रेषु. संवत १६९७ मार्गशीर्षशुक्ल २ गुरुवासरे उपाध्यायश्री**विनयसागरगणेः**शिष्यसौभाग्यसागरैरलखीयंप्रसस्ति**र्मनमोहनसागर**प्रसादात् ॥

પોતાના પરિવાર સહિત, અમાત્યમાં શિરોમણિ સમાન, વર્ધમાનશાહ તથા પદ્મસિંહશાહે, હાલાર દેશમાં, નવાનગરમાં (જામનગરમાં) જામશ્રી

**इहैव भरतक्षेत्रे । देशे कोशलनामनि ॥**
**चंद्रपुरीति पूरस्ति । चंद्राश्मांचितवप्रिणी ॥ १५ ॥**

આજ ભરતક્ષેત્રમા કોશલ નામના દેશમાં, ચ દ્રકાત મણિઓથી શોભિતા કિલ્લાવાળી **ચંદ્રપુરી** નામે નગરી છે

**तत्राभवद्धरानाथो । नाम्ना यश्चंद्रशेखरः ॥**
**प्रजाशंकरणेनेत । श्चंद्रशेखरतुल्यताम् ॥ १६ ॥**

ત્યાં **ચંદ્રશેખર** નામે રાજા હતો, કે જે પ્રજાને સુખ કરવાથી મહાદેવની તુલ્યતાને પ્રાપ્ત થયો હતો.

**तस्यासीद्धारिणी नाम्ना । शीलालंकारधारिणी ॥**
**महिषी रूपलावण्य । जितनाकिनितंबिनी ॥ १७ ॥**

---

શત્રુશલ્યના પુત્ર મહારાજા જામશ્રી જસવ તજીના રાજ્યમા, શ્રી અ ચલગચ્છના આચાર્ય શ્રી કલ્યાણસાગર સુરીશ્વરના ઉપદેશથી, શ્રી શાતિનાથ મહારાજના પ્રાસાદ આદિક પુણ્યના કામ કર્યા ; શ્રી શાતિનાથજી પ્રભુ આદિક પાચશો એક પ્રતિમાની બે વાર પ્રતિષ્ટા કરાવી તેમા પેહેલી સ વત ૧૬૭૬ ના વૈશાક સુદ ૩. બુધવારે તથા બીજી સ વત ૧૬૭૮ ના વૈસાક શુદ ૫ શુક્રવારે કરાવી. એવી રીતે મ ત્રીશ્વર શ્રી વર્ધમાનશાહ તથા પદ્મસિ હશાહે સાત લાખ રૂપામોહોરોં નવ ક્ષેત્રોમા વાપરી (હાલ તેવી બાધણીનુ એવડુ જ દેવળ જો કરવામા આવે, તો ખરેખર એક કરોડ કોરી એટલે પચીશ લાખ રૂપીઆ બેસે, એમ ખરેખરૂ અનુમાન, તે શ્રી વર્ધમાનશાહનુ દેવળ જોઇને બુદ્ધિવાનોને થાય છે) સ વત ૧૬૭૭ ના માગસર સુદ ર ગુરૂવારે આ લેખ ઉપાધ્યાય શ્રી વિનયસાગરના શિષ્ય, સોભાગ્યસાગરે મનમોહનસાગરના પ્રસાદથી લખ્યો છે

તે પ્રતિષ્ટાપછી દેરાની આસાતના અસુરોએ (મ્લેછોએ) કીધી, તેથી સ વત ૧૭૮૭ ના માહા સુદ ૧૩ સુધિ દેરા બ ધ રહ્યા પછી શ્રી જામની પાસે કામદારી શા તલકસી જેસાણીની થઇ, તેણે સ વત ૧૭૮૮ મા શ્રાવણ સુદ ૭ ગુરૂવારે ફરી દેરા સમરાવી, બિ બોની પ્રતિષ્ટા કરી તથા અ ચલગચ્છના ઉદયસાગરજી સુરીશ્વરના ઉપદેશથી, દેરાસરની સર્વ માડણીનો જે લેખ વિસર્જન થયો હતો, તે મળવાથી શા વેલજી ધારશીએ સંવત ૧૮૫૦ માહા સુદ ૪ શનીવારે મૂલ ઠેકાણે સ્થાપ્યો છે.

તે રાજાને શીલરૂપી અલંકારને ધરનારી તથા રૂપ અને લાવણ્યથી જિતેલ છે દેવાંગનાને જેણીએ, એવી ધારિણી નામે પટરાણી હતી.

**तस्या ऐच्छद्गुणांश्चेतो । मुक्तसंगमनोत्सुकम् ॥**
**चित्रं किमत्र यन्मुक्ता । शोभंते न गुणैर्विना ॥१८॥**

મુક્તોના એટલે મોક્ષે ગએલાઓના સંગમમાં ઉત્સુક થએલું એવું તેણીનું ચિત્ત (શાંતતા આદિક) ગુણોને ઇચ્છતું હતું; પણ તેમાં શું આશ્ચર્ય છે? કેમકે મુક્તો એટલે મોતીઓ ગુણોવિના એટલે દોરીઓવિના શોભતા નથી.

**अथाप्य यौवनं प्राप्ता । नन्यसामान्यमानसौ ॥**
**मानसे हंसीहंसौवा । न्वभवेतामिमौ सुखम् ॥१९॥**

હવે આ બન્ને સ્ત્રીભરતાર યૌવનને પામીને અનોપમ તુલ્યમનવાળા થયા થકા માનસસરોવરમાં જેમ હંસણી અને હંસ તેમ સુખને ભોગવવા લાગ્યા.

**राज्ञी सा नादधाद्गर्भं । मृतुकाले गतेऽपि हि ॥**
**ज्वलद्दावानलाद्दग्धा । यथा काननजा लता ॥२०॥**

બળતા દાવાનલથી દગ્ધ થએલી, વનમાં ઉત્પન્ન થએલી વેલડી જેમ, તેમ તે રાણીએ ઋતુકાળ ગયો તોપણ ખરેખર ગર્ભને ધારણ કર્યો નહીં.

**तेन म्लानमुखी सापि । प्राप कार्श्यं दिने दिने ॥**
**यामिनीव हि चैत्रस्य । कामिनी गतकामना ॥२१॥**

તેથી કરીને મ્લાનમુખવાળી અને ગએલી છે ઇચ્છા જેણીની એવી તે સ્ત્રી ચૈત્ર માસની રાત્રિની પેઠે ખરેખર દિનદિનપ્રતે કાર્શ્યપણાને પામવા લાગી.

**नलिनीपालके लीने । मलिनीं नलिनीमिव ॥**
**दृष्ट्वैकदा कदाकारां । पतिस्तां पतितामवक् ॥२२॥**

સૂર્યનો અસ્ત હોતે છતે મલીન થએલી કમલિની સરખી તથા કુત્સિત આકારવાળી અને પડેલી એવી તે રાણીને એક દહાડો જોઇ પતીએ કહ્યું કે,

प्रिये प्रियारविंदास्ये । शुचं वहसि किं हृदि ॥
हृदीशं मामपि तस्या । भागिनं कर्तुमर्हसि ॥२३॥

પ્રિય એવાં કમલ સરખા મુખવાળી હે પ્રિયા! તું હૃદયમાં શોકને શા- માટે ધારણ કરે છે? (તારા) હૃદયના સ્વામિ એવા મને પણ તારે તે શોકનો ભાગિદાર કરવો જોઇએ.

सोवाच तं न किं वित्थ । स्वामिन्निमां ममापदम् ॥
यद्विद्देऽद्यापि नोऽपत्यं । परं [1]परंपरापरम् ॥ २४ ॥

ત્યારે તે રાણી તેને કહેવા લાગી કે, હે સ્વામી! મારી આ આપદાને તમો શુ જાણતા નથી. કેમકે હજુ સુધિ પણ હુ વ શમા તત્પર એવા ઉત્તમ સંતાનને મેળવી શકતી નથી (આ શ્લોકનુ છેલ્લુ પદ ફક્ત "પ" અને "ર" નામના એજ અક્ષરોથી બનેલુ છે )

चिच्चौरेयं हि मे चिंता । चेतसि चिरतश्रिता ॥
चितेव चित्रदा चंडा । चूर्णितां च चकार माम् २५

જ્ઞાનને ચોરનારી એવી આ ચિંતા મારા ચિત્તમા ઘણા કાળથી એકઠી થએલી છે અને આશ્ચર્ય આપનારી તથા ભયંકર એવી ચિત્તાની પેઠે તેણીએ મને ચૂર્ણિત કરી નાખી છે.

जगादाथ महीनाथ । श्चिंतया तेऽनया ह्यलम् ॥
धर्मं कुरु यतः प्रोक्तो । धर्मः सर्वसुशर्मदः ॥ २६ ॥

હવે રાજાએ કહ્યુ કે, તારી તે ચિંતાથી સર્યું; પણ ધર્મ કર? કેમકે સર્વ ઉત્તમ સુખોને આપનારો ધર્મ કહેલો છે

धर्मकर्म प्रकुर्वत्या । इतो राज्ञ्याः प्रमोदतः ॥
सूनुरेकोऽभवद्भूप । दर्पदर्पकदर्थकः ॥ २७ ॥

१ परपरान्वयेवये । परिपाट्या ॥ इति हैम ॥

ત્યારથી હવે હર્ષ પૂર્વક ધર્મ કાર્યને કરતી એવી તે રાણીને, રૂપથી કામદેવના અહંકારને પણ કદર્થના કરનારો એક પુત્ર થયો.

शुभे दिने समायाते । सर्वसज्जनसाक्षिकम् ॥
सुरेंद्र इति तन्नाम । पित्रा चक्रे प्रमोदतः ॥ २८ ॥

શુભ દિવસ આવતે છતે સર્વ સજ્જનોની સાક્ષિએ પિતાએ હર્ષથી તેનું સુરેંદ્ર નામ પાડ્યું

क्रमेण पाल्यमानोऽसौ । लाल्यमानोऽगनालिभिः ॥
बालालिरिव बाल्येऽपि । सुमालिलोलुपोऽभवत् २९

અનુક્રમે પાલન કરાતો તથા સ્ત્રીઓની શ્રેણિઓથી લાલાન કરાતો એવો તે સુરેંદ્ર કુમાર ભમરાના બચ્ચાંની પેઠે બાલ્યપણામાજ પુષ્પોની શ્રેણિઓમાં લોલુપ થયો.

शनैः शनैरसावेवं । प्राप यौवनकाननम् ॥
अनंगमृगयुस्तत्र । जघान हृदि तं शरम् ॥ ३० ॥

એવી રીતે આ કુમાર ધીરે ધીરે યૌવનરૂપી વનમાં પહોચ્યો, ત્યા કામદેવરૂપી પારાધિ તેને હૃદયમા બાણ મારવા લાગ્યો

उद्वाहितस्ततः पित्रा । कनकांग्यैककन्यया ॥
नाम्ना कनकवत्यासौ । द्रुतं कैरलभूपतेः ॥ ३१ ॥

પછી પિતાએ સુવર્ણ સરખા અંગવાળી કેરલ રાજાની એક કનકવતી નામની કન્યા સાથે તુરત તેને પરણાવ્યો

रमण्या रममाणोऽसौ । नो विवेद दिनान्यपि ॥
गतानि गतचैतन्यो । हतोऽनंगशरादिव ॥ ३२ ॥

(તે) મનોહર સ્ત્રીની સાથે ક્રીડા કરતો થકો આ સુરેંદ્ર કુમાર, જાણે કામદેવના બાણથી હણાયો હોય નહીં જેમ, તેમ ચૈતન્ય રહિત થયો થકો ગએલા દિવસોને પણ જાણવા લાગ્યો નહીં.

आसक्तो मधुपाने तु । मधुपोवाभवत्ततः ॥
चित्रं हि सुमनोभ्योऽसौ । तथापि विमुखोऽभवत् ३३

પછી આ સુરેંદ્ર કુમાર ભ્રમરની પેઠે મધુપાનમા ( મદિરાપાનમા ) પણ આસક્ત થયો, તોપણ આશ્ચર્યની વાત છે કે, તે ખરેખર વિદ્વાનોથી ( પક્ષે—પુષ્પોથી ) વિમુખ થયો!

एकदा कानने यातः । स्वमित्रैर्मधुपैरसौ ॥
मधुपा मधुपानात्ता । भ्रमंति कानने किल ॥ ३४ ॥

એક દહાડો આ કુમાર મદ્યપાન કરનારા એવા પોતાના મિત્રો સહિત વનમાં ગયો, મદ્યપાનમા પડેલા મધુપો (ભમરાઓ) ખરેખર વનમા ભમે છે.

एवं सर्वाणि मित्राणि । स्वस्वकांतायुतानि च ॥
मिलितान्युत्सवेवात्र । काननेऽंतिकपुष्करे[1] ॥ ३५ ॥

એવી રીતે પોતપોતાની સ્ત્રીઓ સહિત નજદીકમા છે પુષ્કર એટલે કમળ, પાણી, સર્પ અથવા પક્ષિઓ જેમા, ( પક્ષે—તીર્થવિશેષ જેમા ) એવા ઉત્સવમા જેમ, તેમ આ વનમા સઘળા મિત્રો એકઠા થયા

सप्रमदास्ततः सर्वे । चषकैरपिबन्मधु ॥
सप्रमदास्ततः सर्वे । जाता अप्रमदाः पुनः ॥ ३६ ॥

પછી સર્વે સ્ત્રીઓસહિત પ્યાલાઓથી મદિરા પીવા લાગ્યા ; અને તેથી સર્વે અત્યંત ગર્વસહિત પણ હર્ષરહિત થયા (આ શ્લોકમા પેહેલુ અને ત્રીજું પદ એકસરખું છે, તેમ " સપ્રમદા " છતા " અપ્રમદા " કહેવાથી વિરોધ પણ છે )

शीधुपानसमासक्तं । नरं कंचिन्मदोद्धतम् ॥
निरीक्ष्य विकरालास्यं । लोलयंतं करं निजम् ॥३७॥

---

१ पुष्कर गगनपद्मवारिषु ॥ पुष्कर द्वीपतीर्थाहि । खगरागौपधानरे ॥ तूर्यास्येऽसिफले कांडे ॥ इत्युक्तत्वात् ॥

इतस्ततश्च धावंतं । विटपिघर्षणे परम् ॥
अरुणारुणनेत्राढ्यं । मदनासक्तमानसम् ॥ ३८ ॥
विभ्रमदलिमालाभिः । संक्रांतपरिमंडलम् ॥
द्विरदं व भयभ्रांता । बभूवुः श्वापदा अपि ॥ ३९ ॥

॥ त्रिभिर्विशेषकम् ॥

મદથી ઉદ્ધત થએલા, ભયંકર મુખવાળા, પોતાના હાથને (પક્ષે—સુંઢને) હલાવતા, આમ તેમ દોડતા, વૃક્ષના ઘર્ષણમા તત્પર, સિંદૂર સરખી લાલ આખોવાળા, કામદેવમા આસક્ત મનવાળા તથા ભમતા ભમરાઓની શ્રેણિઓએ કરીને સંક્રાંત મંડળવાળા, એવા હાથી સરખા, મદ્યપાનમાં આસક્ત થએલા કોઇક પુરૂષને જોઇને વનવાસી પશુઓ પણ ભયભ્રાંત થયા.

पीत्वावद्यमयं मद्यं । शतपत्रसुपात्रगम् ॥
शतपत्रानना काचि । त्तृणीकृत्य त्रपां निजाम् ॥४०॥
चीवराभरणादीनि । दीना तत्याज कोपना ॥
हंतेह मधुमत्तानां । दशैवैव हि दृश्यते ॥ ४१ ॥

॥ युग्मम् ॥

કમલ તુલ્ય મુખવાળી કોઇક સ્ત્રી પાપમય તથા કમળના પાત્રમા રહેલા એવા મદ્યને પીને તથા પોતાની લજ્જાને તૃણ સમાન કરીને દીન થઇ થકી વસ્ત્રાભૂષણોને તજવા લાગી; અરેરે! મદિરાપાનથી મત્ત થએલાઓના અહીં એવાજ હાલ થાય છે

कस्याश्चि पीतशीधोश्च । चैतन्यश्रीर्विनिर्ययौ ॥
विना नरोत्तमं लक्ष्मी । र्वसति किं कदापि सा ॥४२॥

વળી પીધેલ છે મદિરા જેણે એવા કોઇક પુરૂષની ચૈતન્યરૂપી લક્ષ્મી ચાલી ગઇ; (પણ તેમા શુ આશ્ચર્ય છે? કેમકે) નરોત્તમ વિના એટલે ઉત્તમ

માણસ વિના (પક્ષે—વિષ્ણુ વિના), શુ કોઇ પણ વખતે તે પ્રસિદ્ધ એવી લક્ષ્મી રહે છે? (અર્થાત્ નથીજ રહેતી.)

कापि कापिशमापीया । कंठं कुंठितचेतना ॥
कंठस्थापितकुंदालिः । परिकीर्णकचोच्चया ॥ ४३ ॥
आलिलिंग श्लथांगी च । कानने काम्रवल्लभम् ॥
अरे पश्यत वैवश्य । मधमं मधुना कृतम् ॥ ४४ ॥

॥ युग्मम् ॥

છેક કંઠસુધિ મદિરા પીને કુંઠિત થએલ છે ચેતના જેણીની તથા કંઠમા સ્થાપન કરેલ છે મોગરાની શ્રેણિ જેણીએ અને વિખરાએલા છે કેશો જેણીના તથા શ્લથ છે શરીર જેણીનુ એવી કોઇક સ્ત્રી વનમા આમ્રવૃક્ષને આલિંગન કરવા લાગી; અરે! મદિરાએ કરેલુ અધમ એવુ વિવશપણું તો જુઓ?!

मद्यमापीय कापीह । रुधिरारुणलोचना ॥
निजानेव कचानुच्चै । र्लुलाव च्युतचेतना ॥ ४५ ॥

અહીં કોઇક સ્ત્રી તો મદિરા પીને રૂધિર સરખી લાલ આંખોવાળી થઇ થકી ચેતના રહિત થઇને પોતાનાજ વાળોને ઉંચે પ્રકારે ઉખેડવા લાગી.

करवालं करे कश्चित् । करालास्यो विधाय च ॥
विधायात्र सुरापान । मसुरोपमतां ययौ ॥ ४६ ॥

વળી કોઇક પુરૂષ અહીં મદ્યપાન કરીને, ભયંકર મુખવાળો થયો થકો હાથમા તલવાર ધારણ કરીને અસુરની ઉપમાને પ્રાપ્ત થયો.

काचिद्दंडं समादाय । समदायतलोचना ॥
लोचकचीवराछन्ना । छिन्नचैतन्यचारुता ॥ ४७ ॥

ताडयितुं निजाधार । मधावञ्च धवंप्रति ॥
रेरे कं कं न कुर्वीत । मद्यपोऽनर्थसार्थकम् ॥ ४८ ॥

॥ युग्मम् ॥

મદવાળી તથા વિસ્તારવાળાં લોચનવાળી અને કાજળ સરખાં વસ્ત્રોથી આચ્છાદિત થએલી તથા નષ્ટ થએલ છે ચૈતન્યની મનોહરતા જેણીની એવી કોઇક સ્ત્રી તો પોતાના આધારરૂપ એવા ભરતારપ્રતે દંડ લેઇને મારવાને દોડી, અરેરે!! મદ્યપાન કરનારો માણસ ક્યાક્યા અનર્થના સમૂહને નથી કરતો?

आंदोलयन्निजं काय । मापायापायदं मधु ॥
[1]मौलिमौलिलत्पुष्प । [2]मालामालाविमंडितः ४९
कश्चिन्नरो ललद्रक्तां । गुलीयकरपल्लवः ॥
भ्रमद्भ्रमरझंकार । बधिरीभूतपांथकः ॥ ५० ॥
रुद्रो मूर्त्या पलाशीव[3] । पलाशीव पलाशिनम् ॥
मित्रबुद्ध्यैव वैवश्या । दालिलिंग मुहुर्मुहुः ॥ ५१ ॥

॥ त्रिभिर्विशेषकम् ॥

દુઃખદાયક એવા મદ્યને પીને પોતાના શરીરને કંપાવતો, મુકુટપર રહેલા અશોક વૃક્ષની (અથવા ધમ્મિલ્લપરના મુકુટપર રહેલી) ચપલ એવી પુષ્પોની માલાઓની શ્રેણિઓથી મંડિત થએલો, તથા ચપળ એવી લાલ આંગળીઓવાળા હાથોરૂપી પલ્લવવાળો, અને ભમતા ભમરાઓના ઝંકારોથી બેહેરા થએલા છે પથિકો જેનાથી એવો, તથા મૂર્તિથી રાક્ષસની પેઠે ભયંકર લાગતો, એવો કોઇક વૃક્ષતુલ્ય પુરૂષ બેભાનપણાથી જાણે મિત્રબુદ્ધિથીજ હોય નહીં જેમ, તેમ વારંવાર વૃક્ષને આલિંગન કરવા લાગ્યો.

१ मौलि किरीटे धम्मिल्ले । चूडायामनपुंसकम् ॥ अशोकवृक्षेपि पुंसि ॥ इति मेदिनी ॥ २ माला तु पङ्क्तौ पुष्पादिदामनि ॥ इति हैम ॥ ३ पलाशी वृक्षरक्षसोः ॥ इति दिव्यमेदिन्यौ ॥

काचिदिह निजंभाल । मास्फालयन्महीतले ॥
पीत्वासवरसव्रातं । धिग्धिगासवपायिनम् ॥ ५२ ॥

કોઇક સ્ત્રી તો મદિરાના રસના સમૂહને પીને અહીં પોતાનુંજ કપાલ પૃથ્વીતલપર પછાડવા લાગી ; માટે ધિક્કાર છે મદિરાપાન કરનારને ! !

मधुना तोषितश्चित्रं । मधुनैव हि रोषितः ॥
रेरे मधुनि मत्तानां[1] । पश्यत विपरीतताम् ॥ ५३ ॥

આ હા હા ! ! ! આશ્ચર્યની વાત છે કે, મદિરાએ તોષિત કરેલા એવા ( કોઇક માણસને ) મદિરાએજ ખરેખર રોષિત કર્યો ! ! અરેરે ! મદિરામાં હર્ષિત થએલાઓની વિપરીતતા તો જુઓ ! ! !

बीभत्सानि सुरां पीत्वा । बीभत्सा काचिदंगना ॥
जजल्प मुखतो मत्ता । तृणीकृतत्रपा तदा ॥ ५४ ॥

વળી તે સમયે કોઇક નિંદ્ય સ્ત્રી તો મદિરાપીને મદોન્મત્ત થઇ થકી, લજ્જાને તૃણરૂપ કરીને મુખથી બિભત્સો બકવા લાગી.

[2]कश्यं कश्चिज्जडः पीत्वा । पतत्कूपे जलैर्युते ॥
चकार किमयं चित्रं । जडोऽभूज्जडसंगगः ॥ ५५ ॥

કોઇક જડ એટલે મૂર્ખ પુરૂષ મદિરા પીને પાણીવાળા કૂવામા પડયો; પણ તેણે તેમા આશ્ચર્ય શુ કર્યુ? કેમકે જડ જડના (જલના) સંગમાં પ્રાપ્ત થયો!

[3]प्रसन्नया प्रसन्नाप्य । प्रसन्नेव प्रसन्नया ॥
[4]कामतः कामतः कामं । कामं कामिनी कामुकम् ५६

१ हृष्टे मत्तस्तृप्त । प्रह्लन्न प्रमुदित प्रीत ॥ इत्यमर ॥ २ मद्याश्वमधयो' कश्यम् ॥ इति रातिदेव ॥ तथाच ॥ कश्यस्त्रिषु कशार्हे स्यात् । क्लीवं मद्याश्वमद्ययो ॥ इति विश्व' ॥ ३ प्रसन्ना स्त्री सुराया स्या । दच्छसतुष्टयोस्त्रिषु ॥ इति मेदिनी ॥ ४ काम वाढेऽनुमातिरेतसो । काम स्मरेच्छाकाम्येषु ॥ इति हैम. ॥

[1]चंचलर्चचलालोल । [2]लोचकाचितलोचना ॥
लोचकचिकुरा काचि । च्चकमे लोचकांचिता ॥५७॥

॥ युग्मम् ॥

નિર્મળ મદિરાથી સતુષ્ટ થએલી, તથા ચંચળ વિજળી સરખા ચપળ અને કાજળથી ભરેલા લોચનવાળી, અને કાજળ સરખા શ્યામ કેશોવાળી, તથા ભાલભૂષણથી શોભિતી થએલી કોઇક સ્ત્રી તો, કામદેવથી જાણે અસંતુષ્ટ થઇ હોય નહી જેમ, તેમ ઇચ્છાથી અસત રીતે જેમ થાય તેમ મનોહર કામુકને ઇચ્છવા લાગી (આ યુગ્મનુ પાચમુ પદ ફક્ત "ચ" અને "લ" નામના બેજ અક્ષરોથી બનેલુ છે; તેમ આ યુગ્મનો વિરોધાલંકારાદિકનો સવિસ્તર અર્થ તેની સ્વોપજ્ઞ સસ્કૃત ટીકાથી જાણી લેવો )

सुरेंद्रोऽप्यसुरेंद्रोव । मूर्त्या जातः स गोत्रभित् ॥
सुरासक्तः सुरेंद्रोव । गुरुनारीरतोत्सुकः ॥ ५८ ॥

મૂર્તિથી જાણે અસુરેદ્ર હોય નહીં એવો, તે સુરેદ્ર પણ સુરેંદ્રની પેઠે ગોત્રને (પક્ષે—પર્વતોને) ભેદનારો તથા મદ્યમા (પક્ષે—દેવોમા) આસક્ત, તથા ગુરૂની સ્ત્રી સાથેના વિલાસમા ઉત્સુક થયો.

दशामिमां गतस्यास्य । सुरेंद्रस्यापि सेवकाः ॥
सुरा एव तदा चित्रं । चेतोऽमुह्यंत हंत वै ॥ ५९ ॥

આશ્ચર્યની વાત છે કે, આ દશાને પ્રાપ્ત થએલા એવા આ સુરેદ્રના પણ સેવકો એવા મદ્યોજ (પક્ષે—દેવોજ) અરેરે! તે સમયે તેના ચિત્તને મૂર્છિત કરવા લાગ્યા!!

सुष्वाप यः सदा क्षौम । वस्त्रसंस्तृतसंस्तरे ॥
लुलोठ सोऽद्य भूपीठे । धिङ्मद्यनिकुरंबकम् ॥६०॥

१ चंचला तु तडिल्लक्ष्म्यो । श्चलश्चपलेऽनिले ॥ इति मेदिनी ॥ २ लोचको नीलवामांसि ॥ कज्जले मांसपिंडेऽक्षि-तारे स्त्रीभालभूषणे ॥ इति हैम. ॥

જે સુરેંદ્રકુમાર હમેશા રેશમી વસ્ત્રથી આચ્છાદિત બિછાનાપર સુતો હતો, તે આજે પૃથ્વીપીઠપર લોટવા લાગ્યો; માટે મદિરાના સમૂહને ધિક્કાર છે!!

यस्यांगं च कुरंगाक्ष्या। चंदनैश्चर्चितं पुरा॥
तस्यांगं च कुरंग्यात्रा। लेहि हि पतितं महौ॥६१॥

જે સુરેંદ્ર કુમારનુ અંગ પહેલા હરિણ સરખી આખોવાળી સ્ત્રીએ કરીને ચંદનોવડે ચર્ચિત થતુ, તે કુમારનુ અહીં પૃથ્વીપર પડેલુ અંગ ખરેખર હરિણીથી ચટાવા લાગ્યું

तत्संगात्तस्य योषापि। दोषसंपोषिताजनि॥
दोषाकरस्य संगेन। नलिनी मलिनी न किम्॥६२॥

દોષોની ખાણ સરખા એવા તે સુરેંદ્રકુમારની સ્ત્રી પણ તેના સંગથી દોષોએ કરીને પોષિત થઇ; (કેમકે) દોષાકર એટલે ચંદ્રના સંગથી કમલિની શું મલીન નથી થઇ?!

पीत्वा मधुभरं कोपी। मधुरं कोऽपि वक्ति किम्॥
धृतांतर्मधुधारो हि। जलधिर्मधुरोऽस्ति किम्॥६३॥

મદ્યના સમૂહને પીને કોપયુક્ત થએલો એવો કોઇ પણ માણસ શું મધુર બોલે છે? કેમકે, ધારણ કરેલ છે, અંતરમા મદ્યની ધારા જેણે એવો સમુદ્ર શુ મધુર છે? (સમુદ્રમા મદ્યની ઉત્પત્તિ પ્રસિદ્ધજ છે)

तथा पिबत मैरेयं। सदाऽस्वसुखहेतवे॥
तथा पिबत मैरेयं। सदा स्वसुखहेतवे॥६४॥

એવી રીને હમેશા પોતાના દુઃખમાટે મદિરાને પીઓ? તથા હમેશાં પોતાના સુખમાટે મદીરા ન પીઓ? (આ શ્લોકના પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ બન્ને તુલ્ય છે; તેમ શબ્દોથી એક બીજા સાથે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં વિરોધ છે)

क्रमेण गतचैतन्याः । सर्वेऽपि प्रालुठन् द्रुतम् ॥
मदिरामत्तमातंग । हता शवा इवावनौ ॥ ६५ ॥

અનુક્રમે મદિરારૂપી મદોન્મત્ત હાથીથી જાણે હણાયા હોય નહીં જેમ, તેમ શબોની પેઠે ચૈતન્ય રહિત થયા થકા સર્વે પણ તુરત પૃથ્વીપર લોટવા લાગ્યા.

तटीतटवटव्रात । वातासशुभचेतनाः ॥
सदाराश्च ततः सर्वे । बभूवुर्भूपजं विना ॥ ६६ ॥

પછી તે રાજકુમારવિના સર્વે મિત્રો સ્ત્રીઓ સહિત, નદીના કાંઠાપર રહેલા વડના સમૂહના પવનથી મળેલ છે શુભ ચેતનાઓ જેમને, એવા થયા.

विलोक्य निजदेहांस्ते । धराधूलिविधूसरान् ॥
पशूनामिव निश्चेलान् । भृशमत्र त्रपां गताः ॥६७॥

તેઓ અહીં પોતાના શરીરોને પશુઓના શરીરોની પેઠે પૃથ્વીપરની ધૂલિથી ધૂસર થએલા, તથા વસ્ત્રોવિનાના જોઇને અત્યંત લજ્જાને પામ્યા.

मिलित्वा तेऽथ सर्वेऽपि । कुमारनिकटं गताः ॥
चंदनैस्तालवृंतैश्च । चक्रुस्तत्परिसेवनाम् ॥ ६८ ॥

હવે તેઓ સર્વે પણ એકઠા થઇને કુમારની સમીપે ગયા, તથા ચંદન અને પંખાઓથી તેની આશ્વાસના કરવા લાગ્યા

तथापि प्राप चैतन्यं । नो कथंचित्स कर्मणा ॥
निधानं धनसंयुक्तं । यथा रंककुटुंबिकः ॥ ६९ ॥

તોપણ રંક કુટુંબીની જેમ ધનયુક્ત નિધાનને, તેમ તે કુમાર કર્મે કરીને કોઇ પણ પ્રકારે ચૈતન્ય પામ્યો નહીં

एवं तिष्ठंति ते याव । च्चिंतया चकिताश्चिरं ॥
शुश्रुवुस्तावदेवं च । वाचमाकस्मिकीमरम् ॥ ७० ॥

એવી રીતે તેઓ જેટલામા ચિંતાથી ચકિત થયા થકા ઘણા કાળસુધિ ઉભા છે, તેટલામા તુરત તેઓએ એવી રીતની અકસ્માત વાણી સાભળી

**पलायध्वं पलायध्वं । त्वरितं त्वरितं जनाः ॥**
**मत्तमातंग आयाति । भंक्त्वालानमपि द्रुतम् ॥७१॥**

હે લોકો ! તમો તુરત તુરત નાશી જાઓ ? નાશી જાઓ ? મદોન્મત હાથી બધનસ્તંભને ભાગીને તુરત આવે છે

**किमेतदिति संभ्रांता । यावत्तिष्ठंति ते तदा ॥**
**तावद्दानांबुसंभार । स्नपिताखिलभूतलः ॥ ७२ ॥**
**करालकरवालाभ । करधूततरुव्रजः ॥**
**धूननोद्धूतसिंदूर । पूरपिंजरितांबरः ॥ ७३ ॥**
**फूत्कृतकंकणासार । क्षेपक्षालितदिङ्मुखः ॥**
**तैरदर्शि समागच्छं । श्चपलं निकटे गजः ॥ ७४ ॥**

॥ त्रिभिर्विशेषकम् ॥

તે સમયે "આ તે શુ !!!" એવી રીતે સભ્રાત થયા થકા જેટલામાં તેઓ ઉભા છે, તેટલામાજ મદના પાણીના સમૂહથી સ્નપિત કરેલ છે સઘળું ભૂમિતલ જેણે, તથા વિકરાલ તલવાર સરખી સૂંઢથી કપાવેલ છે વૃક્ષોનો સમૂહ જેણે, અને કપવાથી ઉડાડેલા સિંદૂરના સમૂહથી પિંજરૂ કરેલ છે આકાશ જેણે, તથા ફુંકારેલા પાણીના કણીઆઓના વરસાદના ફેંકવાથી ધોએલ છે દિશાઓના મુખો જેણે, એવા હાથીને તુરત નજદીક આવતો તેઓએ જોયો

**तथावस्थं कुमारं तं । तदा त्यक्त्वा कथंचन ॥**
**सर्वे भयभरोद्धार । भारितास्ते दधाविरे ॥ ७५ ॥**

તે સમયે તેવી હાલતમાં રહેલા તે કુમારને છોડીને સર્વે ભયના સમૂહના ભારથી ભારિત થયા થકા કેટલીક મેહેનતે નાશી ગયા

एकाकी गतचैतन्यः । कुमारस्तुतरोरधः ॥
तत्रासीत्पतितो मह्यां । निर्धवः सेवधिरिव ॥ ७६ ॥

સુરેંદ્ર કુમાર તો ત્યા ચૈતન્ય રહિત થયો થકો, માલિક વિનાના નિધાનની પેઠે પૃથ્વીપર વૃક્ષની નીચે પડયો રહ્યો.

दंत्यपि दंतघातैः स । पातयन् काननद्रुमान् ॥
वप्रकेलिं श्रयन्नागा । त्कुमारानिकटं रयात् ॥७७॥

તે હાથી પણ દ તઘાતોથી વનના વૃક્ષોને પાડતો થકો તથા વપ્રક્રીડા કરતો થકો વેગથી કુમારની સમીપે આવ્યો.

ततस्तेन करेणैव । करिणोत्पाट्य पुष्करे ॥
कंदुकलीलयाक्षेपि । ततो दूरं च सोऽपतत् ॥७८॥

પછી તે હાથીએ તે કુમારને સુંઢથી ઉપાડીને દડાની પેઠે આકાશમાં ઉછાળ્યો; અને તેથી તે દૂર જઇ પડયો.

स तदैवाप्तचैतन्य । श्चिंतयामास मानसे ॥
किमेतदह संजातं । क्वाहं कोऽयं मतंगजः ॥ ७९ ॥

તેજ સમયે પ્રાપ્ત થએલ છે ચૈતન્ય જેને, એવો તે કુમાર મનમા ચિંતવવા લાગ્યો કે, અહહ!! આ શુ થયુ?! હું કયા?! અને આ હાથી કોણ?!

अरे हतपरेणाह । ममुनाक्षेपि पुष्करे ॥
अधुनैव करोम्येनं । धर्मनाथातिथिं त्वथ ॥ ८० ॥

અરે!! આ લુચ્ચાએ મને આકાશમા ફેંકયો!! હવે તો હમણાંજ હું એને ખરેખર યમનો પરોણો કરી દેઉ છુ!!

विचिंत्येति शिलापाणि । र्यावद्धावति तंप्रति ॥
तावत्तु दंतिनैवासौ । खंडशः खंडशो हतः ॥ ८१ ॥

એમ વિચારીને હાથમાં પત્થર લેઇને જેટલામા તે કુમાર તે હાથીપ્રતે દોડે છે, તેટલામાં તો તે હાથીએજ તેને ટુકડે ટુકડા કરીને મારી નાખ્યો.

**एवं दुर्ध्यानलीनोऽसौ । कुमारः प्राप्य पंचताम् ॥**
**गतोऽरं नरकद्वारि । धिङ्मधुपायिजीवितम् ॥८२॥**

એવી રીતે દુર્ધ્યાનમા લીન થએલો તે સુરેંદ્ર કુમાર મૃત્યુ પામીને તુરત નરકમાં ગયો; માટે ધિક્કાર છે મદિરાપાન કરનારના જીવિતને ! ! !

**तस्य पत्न्यपि वैराग्या । ज्जैनसंयममग्रहीत् ॥**
**प्रपाल्य च चिरं शुद्ध्या । नाकिलोकमवाप सा ॥८३॥**

તેની સ્ત્રી કનકવતીએ પણ વૈરાગ્યથી જૈનદિક્ષા ગ્રહણ કરી અને ઘણા કાળ સુધિ ( ત્રિકરણ ) શુદ્ધિથી તે દીક્ષા પાળીને તે દેવલોકે ગઇ

**सदाराः सुहृदः सर्वे । तस्यापायभरप्रदम् ॥**
**त्यक्त्वा तदादितो मद्य । पानं च सुखिनोऽभवन् ८४**

તે દિવસથી તેના સર્વે મિત્રો પણ સ્ત્રીઓ સહિત દુઃખના સમૂહને દેનારા મદ્યપાનને તજીને સુખી થયા.

**एवं विज्ञाय भो लोका । शोकाकरकरंबिताम् ॥**
**मुंचत लुंचितालोचां । मदिरां मदमंदिरम् ॥८५॥**

એમ જાણીને હે લોકો ! શોકના સમૂહથી મિશ્રિત થએલી તથા ઉખેડી નાખેલ છે વિચાર જેણીએ અને મદના મંદિર સરખી, એવી મદિરાને તમો તજી દ્યો ?

**एवं गुरुगिरासार । वारव्यस्तहृदातपाः ॥**
**जना निजानि धामानि । ययुरैरेयभीभृतः ॥८६॥**

એવી રીતે ગુરૂના વચનરૂપી વૃષ્ટિના સમૂહથી દૂર કરેલ છે હૃદયનો તાપ જેઓએ એવા ( સભાના ) માણસો મદિરાની બીકથી ભરેલા થયા થકા પોતાને ઘેર ગયા.

[1]जोधपूरनगरे मुनिरेवं ।
वार्दकालमुदलंघत सैषः ॥
जैनमार्गमुनिरंबुदकाले ।
नैव वै विहरतीह पृथिव्याम् ॥ ८७ ॥

એવી રીતે તે આ શ્રી આત્મારામજી મહા મુનિરાજ વર્ષાકાળને જોધપુરમાં નિર્ગમન કરતા હવા ; કેમકે જૈન માર્ગના મુનિ અહીં વર્ષાકાળમાં પૃથ્વીપર વિહાર કરતા નથી

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते
मया सर्गःषष्ठः कविशिशुकहीरेण कथितः ॥ ८८ ॥

"षष्ठः" એટલે છઠ્ઠો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો )

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिचरिते आत्मारामजिन्मुनीराज्य योधपुरागमन तद्दत्तदेशनाद्वारा मद्यपानदूषणनिरूपणो नाम षष्ठः सर्गः समाप्तः ॥ श्री ॥

१ એવી રીતે સંવત ૧૯૩૪ ની સાલનું ચોમાસુ જોધપુરમાં કર્યું ત્યાં ૩૫ ઢુંઢક સાધુઓ શ્રી આત્મારામજીની સાથે ચર્ચા કરવાને આવ્યા હતા શ્રી આત્મારામજીએ તેમની સાથે ચર્ચા કરવાની ખુશી જણાવી તથા જોધપુરના દિવાન

# ॥ सप्तमः सर्गः प्रारभ्यते ॥

अथो गतेऽब्दे काले । साधुः साधुभिरन्वितः ॥
वृत्तव्रातवरैरेष । जोधपूराद्विनिर्ययौ ॥ १ ॥

હવે તે શ્રીઆત્મારામજી સાધુ વર્ષાકાળ જાતે છતે વ્રતોના સમૂહથી ઉત્તમ એવા સાધુઓ સહિત જોધપૂરમાથી નિકળી ગયા

निष्परिग्रह्यपि ह्येष । यच्छन्नत्नत्रयं जनान् ॥
अष्टमासैर्विहृत्यागा । ल्लुधियानाभिधं पुरम् ॥ २ ॥

ખરેખર પરિગ્રહ વિનાના એવા પણ આ મુનિરાજ લોકોને ( જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ) ત્રણ રત્નોને આપતા થકા, વિહાર કરીને આઠ માસે **લુધિયાના** નામના નગરમા આવ્યા

जना अपि समायाता । नंतुं तं तु मुनीश्वरम् ॥
नत्वा तेषूपविष्टेषु । मुनिरेवमुपादिशत् ॥ ३ ॥

લોકો પણ તે મુનિરાજને નમવા માટે આવ્યા; અને તેઓ નમીને બેસતે છતે શ્રી આત્મારામજી મુનિ ( તેઓને ) નીચે પ્રમાણે ઉપદેશ દેવા લાગ્યા.

भो लोका इह संसारे । द्यूतं निगदितं जिनैः ॥
दूतंव दुःखभूभर्तु । र्दारुणं दारणं मुदः ॥ ४ ॥

હે લોકો ! આ સંસારમાં જુગારને જિનેશ્વરોએ દુઃખરૂપી રાજાના દૂત સરખુ, ભયંકર તથા હર્ષને વિદારનારૂ કહ્યુ છે

---

મેહત્તા વિજયસિંહને પંડિત મંડળી સહિત મધ્યસ્થ નિમ્યા પરંતુ સભા થવાને આગલે દિવસે ઢુંઢક સાધુઓ ત્યાથી પલાયન કરી ગયા તેથી ચર્ચા ચર્ચાને ઠેકાણે રહી અને સર્વની ખાત્રી થઇ કે ઢુંઢક સાધુઓ વેગળેથી માત્ર બડાઇ મારનારાજ છે, પણ તેમનામાં કાંઇ દમ નથી

तेन दुर्व्यसनेनाप । व्यसनं[1] हि नलो नृपः ॥
भवंतस्तन्निरासाय । शृणुत तत्कथानकम् ॥ ५ ॥

તે દ્યૂતના દુર્વ્યસનથી **નળરાજા** ખરેખર દુઃખ પામ્યો છે; તે દ્યૂતને તજવા માટે તમો તે **નળરાજાની** કથા સાંભળો?

॥ तथाहि ॥—તે કથા હવે કહે છે

अत्रैव भरतक्षेत्रे । देशोऽस्ति कोशलाभिधः ॥
तत्रालकाजयप्रौढ । कौशला कोशला पुरी ॥ ६ ॥

આજ ભરતક્ષેત્રમા કોશલ નામે દેશ છે; ત્યા અલકાનગરીને જીતવામાં પ્રૌઢ કુશળતાવાળી **કોશલા** નામની નગરી છે

तत्रासीन्निषधो राजा । राजराजितविद्युतिः ॥
[2]भाभरभूरिभारेण । भारिताखिलभूतलः ॥ ७ ॥

તે કોશલા નગરીમા, ચદ્ર સરખી શોભિતી કાંતિવાળો, અને (પોતાના) પ્રભાવના (યશના) સમૂહના અત્યત ભારથી ભારયુક્ત કરેલ છે સમસ્ત પૃથ્વીતલ જેણે એવો **નિષધ** નામે રાજા હતો.

तस्यांगजो द्विषद्भूप । काष्टकालानलो नलः ॥
अपरः खंडितारातिं । डंबरः कूबरोऽजनि ॥ ८ ॥

તે નિષધ રાજાને વૈરીરાજાઓરૂપી કાષ્ટને બાળવામાં કલ્પાંતકાળના અગ્નિ સરખો (એક) **નળ** નામે પુત્ર હતો, તથા ખડિત કરેલ છે શત્રુઓનો આડબર જેણે એવો બીજો **કૂબર** નામે પુત્ર હતો

अथैकदागतस्तत्र । दूतः कुंडिनभूपतेः ॥
प्रणम्य च महीपालं । मिलितांजलिरब्रवीत् ॥ ९ ॥

१ व्यसन त्वशुभे सक्तौ । पानस्त्रीमृगयादिषु ॥ दैवानिष्टफले पापे । विपत्तौ निष्फलोद्यमे ॥ इति विश्व.॥(इति मेदिनी). २ भा प्रभावे मयूखे च॥ इत्युक्तत्वात् ॥

હવે એક દહાડો તે કોશલાનગરીમા કુંડિનરાજાનો દૂત આવ્યો, તથા તે દૂત રાજાને નમીને, હાથ જોડી કહેવા લાગ્યો કે,

**अस्माकं भीमभूपस्य । देव देवसमद्युतेः ॥**
**कन्या [1]तनुतनूरस्ति । दमयंतीति विश्रुता ॥ १० ॥**

હે દેવ! દેવ સરખી કાંતિવાળા એવા અમારા ભીમ રાજાની સૂક્ષ્મ અંગવાળી દમયંતી નામની પ્રસિદ્ધ પુત્રી છે

**अनुरूपवरस्यार्थे । तस्याः कुंडिनभूभुजा ॥**
**भुजाक्रांतारिणाकारि । स्वयंवरमहोत्सवः ॥ ११ ॥**

ભુજાથી દબાવેલ છે શત્રુઓ જેણે એવા તે કુંડિનરાજાએ તેણીના તુલ્ય વરને માટે સ્વયંવર મહોત્સવ કરેલો છે

**तेनाहं देवपादाना । मंतिके मेदिनीभृता ॥**
**प्रहितोऽस्मि समाह्वातुं । युष्मान् परिच्छदैः सह १२**

તેથી કરીને (તે) રાજાએ આપને પરિવાર સહિત બોલાવવા માટે મને આપની પાસે મોકલ્યો છે

**तन्निजाभ्यां कुमाराभ्यां । सहाभ्येत्य स्वयंवरे ॥**
**भुमीप भीमभूपाल । मानंदयितु मर्हथ ॥ १३ ॥**

તેથી હે રાજન્! આપના બન્ને કુમારો સહિત સ્વયંવરમા આવીને આપે ભીમરાજાને આનંદિત કરવો યોગ્ય છે

---

१ तनु काये त्वचि स्त्री स्यात् । त्रिष्वल्पे विरले कृशे ॥ इति (नातेषु) विश्वमेदिन्या ॥ ' तनू " शब्दो दीर्घ "ऊकारातोऽपि" वर्तते । " प्राणिजाते " इत्यूङ् ॥ यद्वादित भारविमुकुटाभ्याम् । " वरतनु सप्रवदाति कुक्कुटा " इति ॥ क्षेमेंद्रेणतु औचित्यविचारचर्चायां यथा कुमारदासस्य

अयि विजहीहि दृढोपगूढन । त्यज नवसगमभीरु वल्लभम् ॥
अरुणकरोद्गम एष वर्तते । वरतनु सप्रवदाति कुक्कुटा ॥ १ ॥
॥ इति स्वोपज्ञटीकायाम् ॥

निषधोऽप्यथ तद्वाच । सोमिति प्रतिपद्य च ॥
ययौ पुत्रयुतो धात्री । मंडनं कुंडिनं पुरम् ॥ १४ ॥

હવે નિષધરાજા પણ તે દૂતની વાણી સ્વિકારીને પુત્રો સહિત પૃથ્વીના મંડનરૂપ એવા કુંડિનપુરે ગયો.

प्रातर्दूतसमाहूतः । ससुतो निषधो ययौ ॥
कुंडिनपतिना तुर्णं । स स्वयंवरमंडपम् ॥ १५ ॥

પ્રભાતમા કુંડિનપતિએ દૂત મારફતે બોલાવેલો એવો તે નિષધ રાજા, તુરત પુત્રો સહિત સ્વયંવરમંડપ પ્રતે ગયો.

वंगकलिंगकोशांबी । केरलकच्छभूभुजः ॥
लाटभोटादिभूपाश्च । द्रुतं तत्र समाययुः ॥ १६ ॥

બંગાલ, કલિંગ, કોશાંબી, કેરલ, કચ્છ, લાટ, ભોટ આદિક (દેશોના) રાજાઓ પણ ત્યાં તુરત આવ્યા.

तत्र तु चित्रिताश्चित्ते । विलोक्यालोक्यभान्वितम् ॥
सर्वेऽपि सर्वतोऽमंदं । ते स्वयंवरमंडपम् ॥ १७ ॥

ત્યાં જોવાલાયક કાંતિવાળા સ્વયંવરમંડપને સર્વ બાજુએથી જોઇને તેઓ સર્વે મનમાં અત્યંત આશ્ચર્યયુક્ત થયા.

तलभूमी बभौ तत्र । स्फटिकोपलनिर्मिता ॥
प्रतिबिंबपदादंत । र्मंडपमंडितेव वै ॥ १८ ॥

ત્યાં સ્ફટિક રત્નોની બનાવેલી તળીયાની પૃથ્વી, પ્રતિબિંબના મિષથી જાણે અંદર (પણ) ખરેખર સ્વયંવર મંડપથી મંડિત થએલી હોય નહીં જેમ, તેમ શોભતી હતી.

क्वचिन्नीलमणिस्तंभा । भ्रमं तत्र वितेनिरे ॥
नीलदर्भांकुरच्छन्न । गिरीणां क्षीरनीरधौ ॥ १९ ॥

ત્યાં કોઇ જગોએ રહેલા લીલમના સ્તંભો, ક્ષીરસમુદ્રમાં રહેલા, લીલા દર્ભોના અંકુરાઓથી છવાએલા પર્વતોની શંકાને વિસ્તારતા હતા.

**क्वचिद्रेजुः सुमाणिक्य । स्तंभास्तत्र विनिर्मिताः ॥**
**शुभ्रमंदाकिनीनीरां–तारक्तनीरजा इव ॥ २० ॥**

વળી ત્યાં કોઇ જગોએ બનાવેલા માણિક્યના સ્તંભો શ્વેત દેવગંગાના પાણીમાં રહેલા જાણે લાલ કમલો હોય નહી, તેમ શોભતા હતા.

**क्वचिद्राजतजाः स्तंभा । स्तत्र तेनुः शुभश्रियम् ॥**
**श्वेताच्छजलसंपूर्ण । सरसीसरसीसुवाम् ॥ २१ ॥**

વળી ત્યાં કોઇ જગોએ રૂપાના સ્તંભો શ્વેત અને નિર્મળ પાણીથી ભરેલા તળાવમાં રહેલા કમળોની ઉત્તમ શોભાને વિસ્તારતા હતા.

**क्वचित्कार्तस्वरस्तंभा । स्तत्र वैताढ्यभूमिगाः**
**जिनानां कनकावासा । इवाशोभंत निर्मिताः ॥२२॥**

વળી ત્યાં કોઇ જગોએ બનાવેલા સુવર્ણના સ્તંભો વૈતાઢ્યની ભૂમિપર રહેલા જિનેશ્વરોના સુવર્ણના જાણે મંદિરો હોય નહીં જેમ, તેમ શોભતા હતા.

**तत्र स्तंभा विभांति स्म । स्फटिकैरपि निर्मिताः ॥**
**मानसासितवार्वार । गता हंसा इवाभिलः ॥ २३ ॥**

વળી ત્યાં ફરતા સ્ફટિકોના બનાવેલા સ્તંભો પણ જાણે માનસસરોવરના શ્વેત પાણીના સમૂહમાં પ્રાપ્ત થએલા હંસો હોય નહી જેમ, તેમ શોભે છે.

**पंचवर्णाढ्यवर्ण्यश्री । वितानानि वितेनिरे ॥**
**तत्र कस्य न संध्याभ्र । भ्रमं भ्रमितचेतसः ॥२४॥**

વળી ત્યાં પંચરંગી તથા ઉત્તમ શોભાવાળા ચંદરવાઓ, ભ્રમિત થએલ છે ચિત્ત જેનું એવા કયા માણસને સંધ્યાકાળના વાદળાના ભ્રમને ન વિસ્તારવા લાગ્યા ?

मुक्तानां स्तबकान्दृष्ट्वा । स्थाने स्थानेऽत्र लंबितान् ॥
आगत्य मिलितान् सर्वान् । सुधांशून् के न मेनिरे २५

વળી અહીં જગો જગોએ લટકાવેલા મોતીઓના ગુચ્છાઓને જોઇને, અહીં આવીને એકઠા થએલા સઘળા ચદ્રોને કોણ ન માનવા લાગ્યુ ?

अगुरुधूपधूमौघ । श्रेणिः प्रतिच्छविच्छलात् ॥
अत्र क्ष्मांतर्गसंचारा–भ्रभ्रमं कस्य नोऽकरोत् ॥२६॥

વળી અહીં અગુરૂના ધૂપના ધુંવાડાના સમૂહની શ્રેણિ, (સ્ફટિકની જમીનપર) પ્રતિબિંબના મિષથી, પૃથ્વીની અંદર પ્રાપ્ત થએલ છે સંચાર જેમનો એવા વાદળાઓનો ભ્રમ કોને નહીં કરાવતી હતી ?

विलोक्य प्रतिबिंबानि । स्फटिकोपलभूतले ॥
मौक्तिकस्तबकानां च । लंबितानां वितानके ॥२७॥
मुग्धः कोऽपि क्षिपन्हस्तं । लब्धुं तानि निजं रयात् ॥
नात्रागतनरेशानां । कस्य हास्यमचीकरत् ॥ २८ ॥

॥ युग्मम् ॥

વળી અહીં કોઇક મુગ્ધ માણસ, સ્ફટિક રત્નોના ભૂતલપર, ચંદરવામાં લટકાવેલા મોતીઓના ગુચ્છાઓના પ્રતિબિંબો જોઇને, તેઓને લેવા માટે વેગથી પોતાનો હાથ નાખતો થકો, આવેલા રાજાઓમાથી કોને હાસ્ય નહીં કરાવતો હતો ?

कलधौतपरिक्लृप्त । स्तंभस्थशालभंजिकाम् ॥
रूपनिर्जितरंभांगा । मलंकारैरलंकृताम् ॥ २९ ॥
सत्यां नितंबिनींमन्यो । वीक्ष्य कोऽपीह भूपतिः ॥
आकुंच्य प्रचलन्कस्य । हास्यपात्रं च नोऽभवत् ३०

॥ युग्मम् ॥

વળી અહી સુવર્ણના બનાવેલા સ્તભના રહેલી તથા રૂપે કરીને જીતેલ છે રભાનુ પણ અ ગ જેણીએ, અને આભૂષણોથી અલકૃત થએલી એવી પુતળીને જોઇને, કોઇક રાજા તેણીને ખરેખરી સ્ત્રી માનીને સ કોચાઇને ચાલતો થકો કોને હાસ્યરૂપ ન થયો ?

प्रतिबिंब[1]पदाद्रेजु । मंचस्थितमहीभुजः ॥
स्फटिकाश्मतले तत्र । रत्नकिरीटभासुराः ॥ ३१ ॥
आगच्छंतीव वेगेन । पातालनगरात्किल ॥
परिणेतुं कुमारीं तां । मंचैः सत्रा[2]हिसूनवः ॥ ३२ ॥

॥ युग्मम् ॥

ત્યા સ્ફટિકરત્નના પૃથ્વીતલપર માચાઓપર ( ખુરશીઓપર ) બેઠેલા અને રત્નોના મુકુટોથી દેદીપ્યમાન થએલા રાજાઓ પ્રતિબિ બોના મિષથી, જાણે તે ( દમય તી ) કુમારીને પરણવા માટે માચાઓ સહિત, પાતાલનગરમાથી ખરેખર વેગથી નાગકુમારો આવતા હોય નહી જેમ, તેમ શોભતા હતા.

स्थितेष्वेवं नृपेष्वत्रा । रुह्य यानं कुमारी सा ॥
[3]घनालि[4]संयुतायाता । चंचलेवांतरिक्षगा ॥ ३३ ॥

એવી રીતે રાજાઓ બેસી ગયે છતે તે દમયંતી કુમારી વાહનમાં ( પાલખીમા ) ચડીને આકાશમા રહેલી વીજળીની પેઠે દઢ સખીઓ સહિત ( પક્ષે—વરસાદની શ્રેણિઓ સહિત ) ત્યા આવી

नृपाणां दृष्टयः पेतु । रेकायामप्यनेकधा ॥
तदा भानां [5]तथा तस्यां । कुमुद्वत्यां यथा द्रुतम् ३४

१ पद शब्दे च वाक्ये च । व्यवसायापदेशयो ॥ इति विश्व ॥ २ कदाचित्स्यात्तु सार्धं तु । साकं सत्रा समं सह ॥इत्यमर ॥ ३ घन सान्द्रे दृढे दार्ढ्ये । विस्तारे मुद्गरेऽम्बुदे ॥ इति हैम ॥ ४ आलि सखी सतुरालि—रालिरावलिरिष्यते ॥ इति शाश्वत ॥ ५ भवने च तथा भ. स्यात् । भ्रमरो भ प्रकीर्तित ॥ इत्येकाक्षर ॥

अनंगकर्णधारेण[1] । प्रेरितानि विशेषतः ॥ ३९ ॥
नृपाणां तत्र नेत्राणि । द्रुतं पोतायितानि व ॥
स्तनशैलटते नूनं । स्खलनं प्रापुरंतरा ॥ ४० ॥

॥ युग्गम् ॥

વળી આ વિલાસિની એવી દમયતીના અગાધ એવા અગના લાવણ્યરૂપી સમુદ્રમા કામદેવરૂપી ખલાસીએ વિશેષ પ્રકારે હકારેલા રાજાઓનાં જાણે વાહાણરૂપ થએલા નેત્રો ખરેખર વચ્ચે ( તેણીના ) સ્તનોરૂપી ખરાબાઓના કાઠાપર સ્ખલનાને પામ્યા.

कस्तुरीश्यामले तस्या । उन्नते सुपयोधरे ॥
अलंकारप्रभापुंज । सौदामिनीसमान्विते ॥ ४१ ॥
दृष्टे तदा महीपानां । हृत्कलापिकलापकाः[2] ॥
तेनुरत्राविलंबेन । प्रमदाया मुदं ध्रुवम् ॥ ४२ ॥

॥ युग्मम् ॥

વળી તે સમયે અહીં તે યુવાન એવી દમયતીના કસ્તૂરીથી શ્યામ થએલા, ઉચા તથા આભૂપણોની કાતિના સમૂહરૂપી વીજળીવાળા ઉત્તમ સ્તનને ( પક્ષે—ઉત્તમ મેઘને ) જોતે છતે રાજાઓના હૃદયરૂપી મયૂરના સમૂહો તુરત ખરેખર હર્ષને વિસ્તારવા લાગ્યા

तत्स्तनमंडलं वीक्ष्य । मोहितजनमंडलम् ॥
ग्रहिला इव दर्पेण । नृपाश्चेति व्यचिंतयन् ॥ ४३ ॥
निवृत्तेर्वर्ण्यते धाम । यच्च धन्यैरिदं हि तत् ॥

---

१ कर्णमरित्र धरतीति कर्णधार । यत –“ कर्णधारस्तु नाविक ” ॥ इत्यमर ॥२ कलाप सहतो वर्हे । काच्या भूपणतूणयो ॥ इत्यजय. ॥ ( चन्द्रे विदग्धे व्याकरण–भेदेऽपि कथ्यते बुधै. ॥ इति मेदिन्या विशेष )

नोचेदिह कुतो हंत[1] । मुक्तमालेयमागता ॥ ४४ ॥

॥ युग्मम् ॥

વળી મોહિત કરેલ છે માણસોનું મંડલ જેણે, એવા તેણીના સ્તનમંડલને જોઇને, કામદેવથી જાણે ગાંડા બનેલા હોય નહીં જેમ, તેમ રાજાઓ એવી રીતે વિચારવા લાગ્યા કે, ઉત્તમ માણસો જે મોક્ષનુ સ્થાનક વર્ણવે છે, તે ખરેખર આ (દમયંતીના) સ્તનમંડલજ છે, કેમકે જો તેમ ન હોત તો અહો!! અહીં આ મોતીઓની (પક્ષે—મોક્ષે ગએલાઓની) શ્રેણિ ક્યાથી?

तस्या रूपं निरीक्ष्यैवं । हन्यमाना इवेषुभिः ॥
नृपा मनोभुवस्तत्र । शिरांसि दुधुवुर्मुहुः ॥ ४५ ॥

એવી રીતે ત્યાં તેણીના રૂપને જોઇને જાણે કામદેવના બાણોથી હણાયા હોય નહીં જેમ, તેમ રાજાઓ વારવાર (પોતાના) મસ્તકો ધુણાવવા લાગ્યા.

अथावतीर्य वैदर्भी । मालापाणिः स्वयानतः ॥
दक्षां सखीं पुरस्कृत्य । मंडपमध्यमाययौ ॥ ४६ ॥

હવે દમયતી હાથમાં વરમાળા સહિત પોતાના વાહનમાથી ઉતરીને તથા ચતુર સખીને અગાડી કરીને રંગમંડપના મધ્ય ભાગમાં આવી.

ज्ञातराजन्यवृत्तांता । सखी नीत्वा कुमारिकाम् ॥
अवोचद्वाचमेवं सा । वंगभूपस्य संनिधौ ॥ ४७ ॥

જાણેલો છે રાજવંશીઓનો વૃત્તાત જેણીએ એવી તે સાહેલી દમયંતીને બંગાલ દેશના રાજાની સમીપે લેઇ જઇને એવી રીતે વાણી બોલવા લાગી કે,

सख्ययं वंगराजेंद्रः । सुरेंद्राख्यो यशोऽन्वितः ॥
गंगाऽपि वसुधां यस्य । पवित्रयति सर्वदा ॥ ४८ ॥

१ अत्र "हत" मभ्रमे । यतः–"हंत वाक्यारमखेद । विषादहर्षसंभ्रमे" ॥ इति मेदिनी ॥

હે સખી ! આ યશસ્વી એવો બ ગાલ દેશનો સુરેંદ્ર નામનો રાજા છે, કે જેની પૃથ્વીને હમેશા ગ ગા પણ પવિત્ર કરે છે

भानुसमप्रभस्यापि । नृपस्यास्य करो ध्रुवम् ॥
तापं न तनुते किंचित् । किंतु रक्षाक्षमः क्षितौ ४९

સૂર્ય સરખી કાતિવાળા એવા પણ આ રાજાનો કર (પક્ષે—કિરણ) ખરેખર બિલકુલ તાપને (ખેદને) વિસ્તારતો નથી, પણ ઉલટો પૃથ્વીમા રક્ષા કરવાને સમર્થ છે

तन्नेत्रकमलं प्राप्य । चपलापि स्थिता चिरम् ॥
तत्तापशांतये नूनं । जलधौ स्वपिति स्वभुः ॥ ५० ॥

તે રાજાના નેત્રરૂપી કમલને પામીને ચપલા પણ (લક્ષ્મી પણ) લાંબા કાળથી સ્થિર રહેલી છે। અને તે સ બ ધી તાપની શાતિ માટે વિષ્ણુ ખરેખર સમુદ્રમા શયન કરે છે ॥

कलाकलापमस्येह । कलयित्वाधिकं शशी ॥
क्षीयमानो ध्रुवं ज्ञात । श्चित्तात्तासूययेव सः ॥ ५१ ॥

વળી આ દુનિઆમા આ રાજાની કલાઓના સમૂહને અધિક જાણીને ખરેખર ચંદ્રમા મનમા ધારણ કરેલી અદેખાઇથીજ જાણે હોય નહી જેમ, તેમ ક્ષય થતો જણાએલો છે

एनं सखि पतिं कृत्वा । त्वदाननेंदुनानिशम् ॥
गंगातटचकोराणां । संमदं दातुमर्हसि ॥ ५२ ॥

હે સખી ! આ રાજાને પતિ કરીને તારા મુખરૂપી ચ દ્રથી હમેશા ગંગાના કાઠાપર રહેલા ચકોરોને આન દ આપવાને તુ લાયક છે.

दमयंती विहस्याह । सुरेंद्रोऽसौ सखि नृपः ॥
अतो देवांगनायोग्यो । मानुषीं मां हि नार्हति ५३

ત્યારે દમયંતી હસીને બોલવા લાગી કે, હે સખિ! આ રાજા તો "સુરેંદ્ર" છે! તેથી તે તો દેવાંગનાને યોગ્ય છે, અને મનુષ્ય સબંધિ સ્ત્રીને તે ખરેખર લાયક નથી!!

ततोऽग्रतः सखी नीत्वा । वाचमुवाच तां सखि ॥
अयं कलिंगदेशस्य । भूमिपो मकरध्वजः ॥ ५४ ॥

પછી સખી તે દમયંતીને અગાડી લેઇ જઇને, તેણીને વચન કહેવા લાગી કે, હે સખિ! આ કલિંગ દેશનો "મકરધ્વજ" નામે રાજા છે.

वीक्ष्येर्ष्ययेव तद्रूपं । दर्पोऽभून्मकरध्वजः ॥
भर्गनेत्रबृहद्भानौ । झंपां कृत्वा हि साहसात् ॥५५॥

તે રાજાનું રૂપ જોઇને જાણે ઇર્ષાથીજ હોય નહીં જેમ, તેમ કામદેવ, ખરેખર મહાદેવના લોચનરૂપી અગ્નિમાં ઝંપાપાત કરીને ખરેખર સાહસથી "મકરધ્વજ" થયો.

सखि शरा नृपस्यास्य । समरे पक्षसंयुताः ॥
निर्जीवा अपि शत्रूणां । जीवान् हरंति वेगतः ५६

હે સખિ! આ રાજાના પક્ષવાળા (પાખોવાળા) તથા નિર્જીવ એવા પણ બાણો રણસંગ્રામમા શત્રુઓના જીવોને વેગથી હણે છે!

एवं त्वं चतुरस्यास्य । स्थित्वा हंसीव मानसे ॥
अमंदानंदसंदोहं । लभस्व स्फटिकामले ॥ ५७ ॥

એવી રીતે આ ચતુર રાજાના સ્ફટિક સરખા નિર્મલ મનમા (પક્ષે— માનસસરોવરમા) હંસીની પેઠે રહીને તું અત્યંત આનંદના સમૂહને મેળવ?

तच्छ्रुत्वा सा जगादैव । मयं तु मकरध्वजः ॥
सख्यस्य धरणीपस्य । नामतोऽपि बिभेम्यहम् ५८

તે સાભળીને તે દમયતી એવી રીતે કહેવા લાગી કે, હે સખિ! આ તો "મકરધ્વજ" ( મગરમચ્છના ચિન્હવાળો ) છે; (તેથી) આ રાજાના તો નામથી પણ હું ડરૂં છું

दमयंतीवचः श्रुत्वै–वं चचालाग्रतः सखी ॥
तां कैरलनृपं नीत्वा । वाचं प्रोवाच चोच्चकैः ॥५९॥

એવી રીતના દમયંતીના વચનને સાભળીને સખી અગાડી ચાલવા લાગી તથા તેણીને કેરલ દેશના રાજાપતે લેઇ જઇને ઉચે પ્રકારે વાણી બોલી.

अयं कैरलभूपालः । सखि प्रद्योतनाभिधः ॥
अरातिरमणीनेत्र । कुमुदिनीभयप्रदः ॥ ६० ॥

હે સખિ! આ કેરલ દેશનો **પ્રદ્યોતન** નામનો રાજા શત્રુઓની સ્રીના નેત્રારૂપી કુમુદિનીને ભય આપનારો છે

करालः करवालोऽस्य । करगः समरांगणे ॥
अदारयद्द्विषद्वक्षः–स्थलानि हि समंततः ॥६१॥
नगरेषु तेषामंतः–पुरस्थानां तथापि वै ॥
महिषीणामुरोजस्थ । हाराः पेतुरहो तदा ॥ ६२ ॥

॥ युग्मम् ॥

આ રાજાના હાથમા રહેલી ભયકર તલવાર સમરાગણમા ચારે બાજુએથી ખરેખર વેરીઓના વક્ષસ્થલોને ફાડવા લાગી, તોપણ અહો!! આશ્ચર્ય છે કે, તેઓના નગરોમા ( તેઓની ) પટરાણીઓના વક્ષસ્થલોપર રહેલા હારો તે વખતે પડવા લાગ્યા!!

मेदिनीपतिनानेन । चंचला चंचलापि सा ॥
तथा नियंत्रिता गाढं । निजन्यायगुणोच्चयैः ॥६३॥
कथंचनापि तस्मात्तु । चलितुं प्रशशाक न ॥

१८—जशवंत प्रेस, जामनगर.

**कांदिशिका कुरंगीव । व्याधपाशनियंत्रिता ॥ ६४ ॥**

॥ युग्मम् ॥

આ રાજાએ ચપલ એવી પણ લક્ષ્મીને, પોતાના ન્યાયના ગુણોના (પક્ષે—દોરીઓના) સમૂહોથી એવી તો જોરથી બાંધી રાખી છે કે, તે તેની પાસેથી ખરેખર કોઇ પણ રીતે, પારાધિના પાશમાં બંધાએલી, ગભરાએલી હરિણિની પેઠે ચાલવાને શક્તિવાન થઇ નથી

**प्रद्योतनममुं नाथं । तत्कुरु च सखि द्रुतम् ॥**

**तत्करं प्राप्य फुल्ले स्वे । लभस्व कुचपंकजे ॥ ६५ ॥**

માટે હે સખિ! આ પ્રદ્યોતનને તુરત તું તારો સ્વામિ કર? અને તેના હસ્તને (પક્ષે—કિરણને) પામીને (તારા) પોતાના સ્તનકમલોને પ્રફુલ્લિત થએલા મેળવ?

**दमयंती जगादाथा—यं तु प्रद्योतनो नृपः ॥**

**सख्यहं चाबला तेन । तस्य तापं सहे कथम् ॥६६॥**

પછી દમયંતી બોલી કે, હે સખિ! આ રાજા તો "પ્રદ્યોતન" (સૂર્ય) છે; અને હું તો અબલા છું, તેથી તેના તાપને હું કેમ સહન કરૂં?

**तच्छ्रुत्वा साथ तां नीत्वा । कच्छनाथस्य संनिधौ ॥**

**अवदच्चारविंदास्ये । विद्धीमं कच्छनायकम् ॥६७॥**

તે સાંભળીને હવે તે સખી તે દમયંતીને કચ્છના રાજા પાસે લેઇ જઇને કહેવા લાગી કે, હે કમળમુખી! આને તું કચ્છનો રાજા જાણજે?

**नाम्ना मदनकेतुश्च । धूमकेतुरारिक्षये ॥**

**भूभृदीशोऽस्त्ययं सत्यं । यथा मृत्युंजयो भुवि ॥६८॥**

આ રાજા નામે કરીને **મદનકેતુ** તથા શત્રુઓના ક્ષયમાં ધૂમકેતુ સરખો અને જેમ પૃથ્વીમાં મહાદેવ, તેમ રાજાનો (પર્વતનો) ખરેખર સ્વામી છે.

**गुणांस्त्यक्त्वापि तस्याहो । समरांगणसंनिधौ ॥**

लेभिरे सततं लक्षं । मार्गणा मार्गणा इव ॥ ६९ ॥

તે રાજાના બાણો, યાચકોની પેઠે, અહો ! દોરીઓને ( પક્ષે—ગુણોને ) તજીને પણ રણસંગ્રામની સમીપમા હમેશા એ ધાણને ( પક્ષે—લાખો ગમે દ્રવ્યને ) મેળવતા હવા ! !

वीक्ष्यामुष्य मनोभावं । लक्ष्म्योपरि विशेषतः ॥
दानादिलालनोन्निद्रं । करमर्द्दनतान्वितम् ॥ ७० ॥
कीर्तिस्तु कुपितेवारं । सापत्न्येर्षातपाकुला ॥
उल्लंघ्य लवणांभोधिं । परद्वीपवने गता ॥ ७१ ॥

॥ युग्मम् ॥

આ રાજાના, દાનાદિરૂપ લાલનમા જાગૃત તથા કરના નાશ કરવાએ કરીને યુક્ત ( પક્ષે—હસ્તમર્દ્દનપણાવાળા ) લક્ષ્મીપર વિશેષ પ્રકારથી મનના ભાવને જોઇને, ( તેની ) કીર્તિ તો જાણે ગુસ્સે થઇ હોય નહી જેમ, તેમ શોક્યપણાની ઇર્ષારૂપ તાપથી વ્યાકુલ થઈ થકી લવણસમુદ્રને ઓળગીને પરદ્વીપના વનમા ગઇ

कृत्वा स्वकीयभर्तारं । तदमुमास्यसारसे ॥
त्वदीये कमलां तस्य । निवासं दातुमर्हसि ॥ ७२ ॥

તેથી હે સખી ! આ રાજાને તારો ભરતાર કરીને, તારા મુખરૂપી કમલપ્રતે તેની લક્ષ્મીને નિવાસ આપવાને તુ યોગ્ય છે.

साथावक्सखि भूपोऽयं । मदनंप्रति केतुकः ॥
स चैवं मदनं द्वेष्टि । तद्विना च करोमि किम् ७३

હવે તે દમયંતી કહેવા લાગી કે, હે સખિ ! આ રાજા તો **“મદનપ્રતે કેતુ”** છે અને એવી રીતે તે કામદેવનો તો દ્વેષ કરે છે અને તે કામદેવ વિના હું તે શું કરૂં ?

तत्तद्धसवचः श्रुत्वा । सहास्या[1] चलिता सखी ॥
तयैव वर्ण्यमानेषु । केष्वपि मुमुदे न सा ॥ ७४ ॥

દમયંતીનુ તે હાસીનુ વચન સાભળીને હાસ્યયુક્ત થએલી સખી ચાલવા લાગી ; એવી રીતે તેણીથી વર્ણન કરાતા એવા કોઇ પણ રાજાઓમાં તે દમયંતી આનદ પામી નહીં.

अथागात्तत्र यत्रासी–दुपविष्टो नलो नृपः ॥
सखीनीता कुमार्येषा । हस्तान्तवरमालिका ॥ ७५ ॥

હવે હાથમા ધારણ કરેલ છે, વરમાલા જેણીએ એવી આ દમયતી કુમારિકા, સખીથી દોરાતી થકી જ્યા નળ રાજા બેઠો હતો, ત્યાં આવી.

सखी प्रोवाच तन्वंगि । पश्यैनं नैषधं नलम् ॥
तस्य दोर्दंडमालंब्य । वृद्धापि श्रीः स्थिता चिरम् ७६

પછી તે સખી કહેવા લાગી કે, હે સુક્ષ્મ અગવાળી દમયંતી! આ નિષધરાજાના પુત્ર નળને તુ જો? તે નળના ભુજદડનું આલબન લેઇને વૃદ્ધ એવી પણ લક્ષ્મી લાબા કાળથી સ્થિર રહેલી છે.

अस्य प्रतापचंडांशो । र्भीतारातिनिशाटनाः ॥
सूचिभेद्यतमःस्तोम । गिरिकंदरसंश्रिताः ॥ ७७ ॥

આ નળ રાજાના પ્રતાપરૂપી સૂર્યથી ભય પામેલા એવા શત્રુઓરૂપી ઘુવડો, સોઇથી ભેદવા લાયક છે, અધકારનો સમૂહ જેમા એવી પર્વતની ગુફાઓમાં આશ્રય કરીને રહેલા છે

तेन निजाह्वयं क्षिप्त्वा । जनास्यबंधनालये ॥
मोचिता दययेवेह । भरतादिनृपाभिधाः ॥ ७८ ॥

તે નળ રાજાએ આ જગતમાં માણસોના મુખરૂપી કેદખાનામાં પોતાનું

१ अत्र हासो हसो हास्यं । घर्घर हासिका स्त्रियाम् ॥ इति शब्दार्णवः ॥

નામ નાખીને, જાણે દયાથીજ હોય નહીં જેમ, તેમ ભરતાદિક રાજાઓના નામોને ( તે કેદખાનામાથી ) છોડાવ્યા છે

**रत्नाकरोऽपि बिंबोष्टि । तस्य गांभिर्यमद्भुतम् ॥**
**ध्रुवं दृष्ट्वेर्षयेवात्र । दधाति क्षारसंचयम् ॥ ७९ ॥**

હે બિબોષ્ટિ ! આ જગતમાં તે નળ રાજાની અદ્ભુત ગંભીરતાને જોઇને જાણે ખરેખર ઇર્ષાથીજ હોય નહીં જેમ, તેમ સમુદ્ર પણ ક્ષારના સંચયને ધારણ કરે છે

**विरतायां गदित्वैवं । सख्यां सख्यांव वाक्पतेः ॥**
**[1]पंचेषोरिषुसंदोहा । च्छादितेव समंततः ॥ ८० ॥**
**पुलकांकुरदंभेन । दमयंती [2]ललितैर्युता ॥**
**चिक्षेप नलकंठे द्राग् । हर्षिता वरमालिकाम् ८१**
॥ युग्मम् ॥

એવી રીતે કહીને બૃહસ્પતિની સખી સરખી તે સખી વિરમતે છતે, પુલકાંકુરના મીષથી જાણે ચારે બાજુથી કામદેવના બાણોના સમૂહથી આચ્છાદિત થઇ હોય નહીં જેમ તેમ, તુરત હર્ષિત થએલી દમયંતીએ નળના કંઠમા વરમાળા નાખી

**अथ विदर्भभूपालो । नलेनोद्वाह्य तां कनीम् ॥**

---

१ उन्मादस्तापनश्च । शोषण स्तंभनस्तथा ॥ समोहनश्च कामस्य । पच बाणाः प्रकीर्तिता ॥१॥ एवविधा पच इषवो यस्य स पचेषुस्तस्य पचेषोरिति स्वोपज्ञटीकायाम् ॥ २ सुकुमारविधानेन भ्रूनेत्रादिक्रियासचिवकरचरणागन्यासो ललितम् । यथा— चरणनिपातझणज्झणनूपुरमसृणसचरणेरेखाविशेषास्थितात्रिवलिभगस्थानसमुल्लसितभुजम् । उर स्थलप्रसारणाद् द्विगुणपृथुकृत स्तनस्तबकम् । स्कधासक्तैककुंडलम् । उल्लसितभ्रूसाचीकृतविलोलितम् ॥ इति ॥ प्रियप्रति भावाविष्कृत ललितमित्यन्ये ॥ एव विधैर्ललितैर्युता सहिता इति स्वोपज्ञटीकायाम् ॥

दमयंतीं द्रुतं तत्र । विससर्ज महोत्सवैः ॥ ८२ ॥

હવે વિદર્ભ રાજાએ તે દમયંતી નામની કન્યાને ત્યાં મહોત્સવથી નળની સાથે પરણાવીને તુરત વિસર્જન કરી

क्रमेणाथागतो राजा । कोशलां कुशलेन सः ॥
परिवारं मिलित्वा च । परमानंदमन्वभूत् ॥ ८३ ॥

હવે અનુક્રમે તે નિષધ રાજા કુશલતા પૂર્વક કોશલા નગરીમા આવ્યો, તથા પરિવારને મળીને પરમ આનંદ અનુભવવા લાગ્યો

एकदा निषधो राजा । राज्ये न्यस्य नलं त्वलम् ॥
कूबरं युवराज्ये च । पारिव्राज्यमुपाददे ॥ ८४ ॥

એક દહાડો નિષધ રાજાએ સમર્થ એવા નળને રાજ્યપર તથા કૂબરને યુવરાજ્યપર સ્થાપન કરીને દીક્ષા લીધી

जगति ज्वलिते चंडे । तत्प्रतापदवानले ॥
अरातिश्वापदा भेजु । र्गुहास्तापप्रशांतये ॥ ८५ ॥

તે નળરાજાનો ભયંકર એવો પ્રતાપરૂપી દાવાનલ જગતમાં જ્વલિત થયે છતે વૈરીઓરૂપી પશુઓ તાપની શાંતિ માટે ગુફાઓનો આશ્રય કરવા લાગ્યા.

कूबरः क्रूरचित्तोऽथ । तस्य राज्याभिलाषुकः ॥
छिद्राण्यन्वेषयामास । साधोरेवेह दुर्जनः ॥ ८६ ॥

હવે ક્રૂર ચિત્તવાળો અને રાજ્યનો અભિલાષી એવો કૂબર, દુર્જન જેમ સજ્જનના તેમ તે નળના છિદ્રો શોધવા લાગ્યો

नलस्तु सह तेनैव । बांधवप्रीतिबंधुरः ॥
नित्यं दुरोदरक्रीडां । चकार विशदाशयात् ॥ ८७ ॥

બાંધવની પ્રીતિથી મનોહર થએલો નળ તો તે કૂબરનીજ સાથે હમેશાં નિર્મળ આશયથી જુગારની ક્રીડા કરવા લાગ્યો.

एकदासौ स्वराज्यैश्च । समं भैमीमहारयत् ॥
तारकौघैः सह प्रातः । कौमुदीमिव चंद्रमाः ॥८८॥

એક દહાડો પ્રભાતમા ચદ્ર જેમ તારાઓના સમૂહ સહિત કૌમુદીને, તેમ પોતાના રાજ્યો સહિત દમયંતીને નળરાજા હારી ગયો.

कूबरस्तं तदेत्याह । मदीयां मुंच मेदिनीम् ॥
स्वयं निर्गच्छ देशान्मे । ऽन्यथा निष्कास्यसे बलात् ८९

તે સમયે કૂબર તે નળને એવી રીતે કહેવા લાગ્યો કે, તુ મારી પૃથ્વી છોડી દે? અને તારી જાણે માગ દેશમાથી નિકળી જા? નહીંતર બળાત્કારે કહાડવામા આવશે.

नलोऽथ निर्गतः पुर्या । श्चेलखंडैकसंयुतः ॥
नलानुयायिनी भैमी । न्यषेधि कूबरेण च ॥ ९० ॥

હવે ફક્ત કપડાના એક ટુકડા સહિત નળરાજા નગરીમાથી નિકળ્યા; અને (તે સમયે) નળની પાછળ જતી દમયતીને કૂબરે અટકાવી.

मया जितासि मायासी । र्मदंतःपुरमाश्रय ॥
इत्युक्त्वा कूबरस्तस्या । आचकर्ष कचोच्चयम् ॥९१॥

(વળી તે દુષ્ટ કૂબર દમયંતીને કહેવા લાગ્યો કે) મે તને જીતેલી છે, માટે નહીં જા? અને મારા જનાનખાનાના આવીને રહે? એમ કહીને તે કૂબર તેણીના કેશોના સમૂહને ખેચવા લાગ્યો.

धिक्कृतोऽसौ जनैरेष । दमयंतीं महासतीम् ॥
कूबरो दरदो दुष्टः । प्रैषीत्तां प्रेयसा सह ॥ ९२ ॥

આ કાર્યથી લોકોથી ધિક્કાર પામેલા, ભય દેનારા, તથા દુષ્ટ એવા આ કૂબરે તે મહાસતી દમયતીને નળની સાથે મોકલી

क्राममन्नथ क्रमाद्भैम्या । समं प्राप्य नलो वनम् ॥

तस्या अभाग्यवाराद्व । चिंतयामास चेतसि ॥१३॥

હવે અનુક્રમે ચાલતાં થકાં, નળરાજા દમયંતી સહિત વનમા આવીને, તેણીના અભાગ્યના સમૂહથી હોય નહીં જેમ, તેમ મનમા વિચારવા લાગ્યો કે,

अनया सह गंताहं । कथं रे मेदिनीतटम् ॥
पृथुले पथि पांथस्य । प्रत्यूहो हि स्त्रियो महान् १४

અરે!! આ દમયંતીની સાથે હુ શી રીતે પૃથ્વીના તટપ્રતે પહોચીશ? કેમકે વિસ્તારવંત એવા માર્ગમા સ્ત્રીઓ પંથિને વિઘ્નરૂપ છે.

तद्यास्याम्यहमत्रैव । तां मुक्त्वा सुखशायिनीम् ॥
प्रातर्गमिष्यति स्वैरं । सा च स्वीयपितुर्गृहम् ॥१५॥

માટે હું તો તેણીને અત્રેજ સુખે સુતેલી છોડીને ચાલ્યો જઇશ, અને પ્રભાતે તે પોતાની મેળે પોતાના પિતાને ઘેર જશે

तमिस्रायामथो बाढं । निद्रातिस्म विदर्भजा ॥
[1]गमश्रमविषण्णानां । निद्रा हि सुलभा मता १६

હવે રાત્રિએ દમયંતી અત્યંત નિદ્રાવશ થઇ; કેમકે ચાલવાના થાકથી ખેદયુક્ત થએલાઓને નિદ્રા સુલભ જણાયેલી છે.

नलोऽथ तां तथावस्थां । मुक्त्वागच्छद्वनांतरे ॥
भैम्यपि जागृता प्रात । रदृष्ट्वा रमणं निजम् ॥१७॥
चिंतयामास मे दैवं । वाममद्यापि विद्यते ॥
अन्यथा गहनेऽप्येष । मां किं गहने त्यजेत् ॥१८॥

॥ युग्मम् ॥

હવે તેવી અવસ્થાવાળી તે દમયંતીને તજીને નળરાજા વનાંતરમા ચાલ્યો

१ यात्रा व्रज्याभिनिर्याणं । प्रस्थान गमनं गम. ॥ इत्यमर. ॥

ગયો; પ્રભાતે જાગેલી એવી **દમયતી** પણ ચિતવવા લાગી કે, હજુ **પણ** મારૂં દૈવ ઉલટું લાગે છે, કેમકે, જો તેમ ન હોત તો આ (મારો સ્વામી) **મને** ભયકર એવા પણ વનમા કેમ તજી જાત?

चिंतयंतीति मूर्छातः । पपात पृथिवीतले ॥
शीतानिलैः पुनः प्राप्त । चैतन्या विललाप सा ९९

એમ વિચારતી થકી મૂર્છાથી તે પૃથ્વીતલપર પડી ગઇ, તથા ફરીથી ઠંડા વાયુથી ચૈતન્યને પ્રાપ્ત થઇને વિલાપ કરવા લાગી

मामिहैकाकिनीं मुक्त्वा । हा नाथ कथमव्रजः ॥
त्वां विनाहं भविष्यामि । विनार्कं नलिनी यथा १००

હા!!! નાથ!! અહી મને એકાકી તજીને કેમ ચાલ્યા ગયા!! સૂર્ય વિના જેમ કમલિની તેમ તમારા વિના હુ થઇ જઇશ

विलपंत्येवमश्रुभिः । पंकिलीकृतभूतला ॥
भूतले तत्र सा प्राप्तान् । श्वापदानप्यलीलपत् १०१

એવી રીતે વિલાપ કરતી તથા અશ્રુઓથી કાદવયુક્ત કરેલ છે પૃથ્વીતલ જેણીએ એવી તે **દમયંતી**, ત્યા ભૂતલપર પ્રાપ્ત થએલા વનવાસી પશુઓને પણ રડાવવા લાગી.

निर्झराणां झरन्नीर । झंकारमुखरीकृतम् ॥
ललिमकव्यालवारास्य । फुत्कारानिलदारुणम् १०२
गिरिदरीदरोद्गारि । कंठीरवरवान्वितम् ॥
तद्गर्जनप्रतिध्वान । ध्वनिताध्वसुकंदरम् ॥ १०३ ॥
जितकादंबिनीवृंद । गजराजिविराजितम् ॥
घर्घरघर्घराघोर । घर्घरघोरघर्घरम् ॥ १०४ ॥

परितः पादपोपांता । त्तप्लवप्लवगैर्युतम् ॥
कर्करांधुककर्कंट्टु । काककाकच्छदाकुलम् ॥ १०५ ॥
जंवूजंबीरनारंग । कदंबकदलीघनम् ॥
नम्राम्रतरुसांद्रालि । तमःस्तोमसुवेष्टितम् ॥ १०६ ॥
चंडदोर्दंडकांडासि । भल्लिभिल्लभयान्वितम् ॥
अश्रुजलप्रवाहाढ्या । वनं प्राप नदीव सा ॥१०७॥

॥ षड्भिः कुलकम् ॥

ઝરણાઓના ઝરતા પાણીના ઝંકારોથી વાચાળ થએલા, રાફડાઓમાં રહેલા સર્પોના સમૂહના મુખના ફુત્કારોના પવનથી ભયંકર થએલા, પર્વતોની ગુફામા રહેલા ભયાનક સિંહના શબ્દોવાળા, તે સિંહની ગર્જનાના પડઘાથી શબ્દ યુક્ત થએલ છે માર્ગની મનોહર ગુફાઓ જ્યા એવા, જિતેલ છે મેઘ-માલાનો સમૂહ જેણે એવી હાથીઓની શ્રેણિઓથી શોભિતા થએલા, ઘુવડના ક્ષુદ્ર ઘંટડી સરખા ભયંકર શબ્દોથી ભયંકર થએલા પર્વતના દ્વારવાળા, ચારે બાજુએ વૃક્ષની નજદિક પ્રાપ્ત કરેલ છે કુદકાઓ જેઓએ, એવા વાદરાઓ-વાળા, અંધારા કુવા, ચિડીઆં, કાગડા અને ખંજન પક્ષિઓથી આકુલ થ-એલા, જંબૂ, જંબીર, નારંગ, કદંબ અને કેળથી નિબિડ થએલા, નમેલા આંબાના વૃક્ષોની ઘાટી શ્રેણિથી અંધકારના સમૂહથી ઘેરાએલા અને ભયંકર હસ્તદંડમા છે બાણ, તલવાર અને ભાલાંઓ જેને એવા ભિલ્લોથી ભયયુક્ત થએલા એવા વનપ્રતે અશ્રુજલના પ્રવાહથી યુક્ત થએલી તે **દમયંતી** નદીની પેઠે પ્રાપ્ત થઇ (આ કુલકના ત્રીજા શ્લોકનુ ઉત્તરાર્ધ ફક્ત બેજ અક્ષરોથી બનેલું છે )

एवं दुःखदराकीर्णं । क्रमेणोल्लंघ्य तद्वनम् ॥
कंटकोद्दंकितांगी सा । प्राप स्वीयपितुर्गृहम् ॥१०८॥

એવી રીતે દુખ અને ભયથી ભરેલા વનને અનુક્રમે ઓળગીને કાટાથી વિંધાએલા શરીરવાળી થઇ થકી તે **દમયંતી** પોતાના પિતાને ઘેર પહોચી.

अंतेऽतिदुःखसंघातं । प्राप्यामेलीत्तया नलः ॥
एवं दुरोदरं दुःख । दायकं गदितं जिनैः ॥ १०९ ॥

અંતે અતિ દુ:ખના સમૂહને પામીને નળરાજા તે દમયંતીને મળ્યો; એવી રીતે જિનેશ્વરોએ જુગાર દુ:ખદાયી કહેલો છે.

ततस्तत्तु परित्यज्य । त्याजिताखिलमंगलम् ॥
भो भवंतो भवे भव्याः । सुखिनो भवतानिशम् ११०

તેથી હે ભવ્ય લોકો! તજાવેલ છે સમસ્ત મંગલ જેણે એવા તે જુગારને તજીને તમો ભવમાં હમેશાં સુખી થાઓ.

एवं निपीय जिनधर्मसुधासुधाराम् ।
लोका ययुर्निजनिजानि गृहाणि हर्षात् ॥
तत्रैव सोऽपि मुनिसंहतिसेवितांघ्रि ।
र्वर्षर्तुकालमुदलंघत संयमींद्रः ॥ १११ ॥

એવી રીતે જિનધર્મરૂપી અમૃતની ઉત્તમ ધારાને પીને લોકો હર્ષથી પોતપોતાને ઘેર ગયા; અને મુનિઓના સમૂહથી સેવાએલા છે ચરણો જેમના એવા તે શ્રી આત્મારામજી મુનિરાજ પણ તે લુધીયાનામાંજ વર્ષાકાળને નિર્ગમન કરવા લાગ્યા.

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गोऽभ्यंकः कविशिशुकहीरेण कथितः ११२

"अभ्यंकः" એટલે સાતમો. (બાકીનો સર્વનો અર્થ આગળ પ્રમાણેજ જાણવો.)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिच्चरिते दमयंतीस्वयंवरमंडपवर्णनपूर्वकद्यूनदूषणनिरूपणो नाम सप्तमः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ अष्टमः सर्गः प्रारभ्यते ॥

एवं प्रयाते समयेऽबुदानां ।
साधूत्तमः सोऽपि चचाल मह्याम् ॥
भव्यौघसंसेवितपादपद्मः ।
क्रमेण संप्राप च झंडियालाम् ॥ १ ॥

એવી રીતે વર્ષાકાળ જતે છતે સાધુઓમાં ઉત્તમ તથા ભવ્યોના સમૂહથી સેવાએલા છે ચરણકમલો જેમના એવા તે શ્રી આત્મારામજી મુનિરાજ પણ પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા તથા અનુક્રમે ઝંડીયાલા નામના ગામપ્રતે આવી પહોચ્યા

लोका अपीहाथ मुदं प्रयाता ।
वृत्तं प्रयातं मुनिराजमेनम् ॥
नंतुं प्रयाताः समतुच्छभावाः ।
स्वच्छाशयात्कर्मभिदेच्छयारम् ॥ २ ॥

હવે હર્ષ પામેલા તથા સારી રીતે ઉત્કૃષ્ટ ભાવવાળા લોકો પણ અહીં,

વૃત્તને પ્રાપ્ત થએલા એવા આ મુનિરાજને નમવા માટે, સ્વચ્છ આશયથી કર્મોના નાશની ઇચ્છાથી તુરત ગયા

विज्ञाय लोकानथ बोधियोग्यान् ।
बुद्धेर्निधानो निधनेच्छयैव ॥
अज्ञानतामिस्त्रकदंबकाना ।
मेवं मुनींद्रो निजगाद वाणीम् ॥ ३ ॥

હવે બુદ્ધિના ભંડારરૂપ એવા તે **શ્રી આત્મારામજી** મુનિરાજ લોકોને બોધિયોગ્ય જાણીને, અજ્ઞાનરૂપી અંધકારના સમૂહોના નાશની ઇચ્છાથીજ નીચે પ્રમાણે વાણી બોલવા લાગ્યા

भोभो जना भोजनलिप्सया ये ।
मांसं सदा स्वादसुखप्रपन्नाः ॥
स्वादंति ते स्वादमपि प्रयांति ।
श्वाभ्रं यथा सिंहरथो नृपेंद्रः ॥ ४ ॥

હે લોકો ! સ્વાદસુખને પ્રાપ્ત થએલા એવા જે માણસો ભોજનની લાલસાથી હમેશા માસનો સ્વાદ લે છે, તેઓ **સિંહરથ** રાજાની પેઠે નરકના સ્વાદને પણ પ્રાપ્ત થાય છે

॥ तथाहि ॥—તે **સિંહરથ** રાજાની હવે કથા કહે છે.

क्षेत्रेऽत्र रम्ये भरताभिधाने ।
देशोऽस्ति कच्छाख्य इलाप्रसिधः ॥
तत्रास्ति चैका कनकावतीति ।
पुरी पुरीवादितिनंदनानाम् ॥ ५ ॥

અહીં મનોહર એવા **ભરત** નામના ક્ષેત્રમા પૃથ્વીમાં પ્રખ્યાત એવો **કચ્છ** નામે દેશ છે, વળી ત્યા જાણે દેવોનીજ નગરી હોય નહી જેમ, એવી

એક કનકાવતી નામે નગરી છે.

आसीदिहैको वरदेहरूपो ।
भूपः प्रजाप्राज्यसुखप्रयासः ॥
धर्मे सदा धैर्यधरो जिनोक्ते ।
नाम्ना प्रसिद्धश्च स चंद्रसिंहः ॥ ६ ॥

અહીં ( તે કનકાવતી ) નગરીમા મનોહર દેહના રૂપવાળો; પ્રજાના ઘણા સુખમા પ્રયાસવાળો, હમેશા જિનેશ્વર પ્રભુએ કહેલા ધર્મમાં ધૈર્ય ધરનારો તથા " ચંદ્રસિંહ " નામથી પ્રસિદ્ધ એવો એક રાજા હતો.

आसीत्तदेका महिषी सुरूपा[1] ।
रूपाधरीकारितकामकांता ॥
कांतात्तशीलाभरणाभिरम्या ।
रम्याननां चंद्रमुखीति नाम्ना ॥ ७ ॥

તે રાજાની ઉત્તમ સ્વભાવવાળી, રૂપથી દૂર કરાવેલ છે કામદેવની પણ સ્ત્રીને જેણીએ એવી તથા ધારણ કરેલા શીલરૂપી અલંકારથી મનોહર થએલી અને રમણીક મુખવાળી ચંદ્રસુખી નામની એક સુંદર પટરાણી હતી.

नाम्ना तयोः सिंहरथोऽगजन्मा ।
जन्मात्तकूटांकविटंकिकायः[2] ॥
कायः कृतांतस्य व भीप्रदायी ।

१ रूप तु श्लोकशब्दयो ॥ पशावाकारे सौंदर्ये । नाणके नाटकादिके ॥ ग्रंथावृत्तौ स्वभावे च ॥ इति हैमः ॥ २ कायः कदैवते मूर्तौ । सघे लक्षस्वभावयोः ॥ इति मेदिनी ॥

दायी व्यथानां भविता हि बालः ॥ ८ ॥

જન્મથી પ્રાપ્ત થએલા ખરાબ લક્ષણોથી ચિન્હિત થએલ છે શરીર જેનું, એવો "સિદ્ધરથ" નામનો તેઓને પુત્ર થયો; અને આ બાળક ખરે ખર યમની ભયાનક મૂર્તિની પેઠે, (આગામી કાળમા) દુઃખોનો દેનારો થશે.

बालः स धात्रीगणलाल्यमानः ।
मानः स हर्षस्य बभूव राज्ञः ॥
राज्ञः शरीरं तदग[1]प्रभास्यं ।
भास्यंदि वीक्ष्यास्यदब्जतुल्यं ॥ ९ ॥

ધાત્રીઓના સમૂહથી લાલન કરાતો એવો તે બાળક રાજાના હર્ષના માપતુલ્ય થયો; વળી તેના સૂર્યની કાંતિ સરખા તથા કાંતિને ઝરનારા એવા મુખને જોઇને રાજાનું શરીર કમળતુલ્ય (વિકસ્વર) થયું

तुल्यं विधातुं तमथोऽवनीपो ।
नीपोव फूलः स गुरोः प्रहर्षात् ॥
हर्षात्तविद्यस्य गुरोः सदेशो ।
देशेश्वराख्यस्य मुमोच तूर्णम् ॥ १० ॥

હવે તે રાજા તે પુત્રને બૃહસ્પતિ સરખો કરવાને, હર્ષથી કદંબની પેઠે પ્રફુલ્લિત થયો થકો, હર્ષથી ધારણ કરેલ છે વિદ્યા જેણે એવા "દેશેશ્વર" નામના ગુરૂની સમીપે તુરત મોકલતો હવો

तूर्णं ततोऽयं हि कलाप्रतापं ।

१ अग स्यान्नगवत्तरौ ॥ शले सरीसृपे भानौ ॥ इति हैम ॥.

तापं विना सोऽलभत प्रमोदात् ।
मोदात्पितासीत्सुकलाप्रयुक्तं ।
युक्तं विलोक्यैंदुमिवाब्धिरेतम् ॥ ११ ॥

તે ગુરૂ પાસેથી આ કુમારે તુરત કલાના પ્રતાપને ખેદ વિના હર્ષથી મેળવી; તથા ઉત્તમ કલાઓથી યુક્ત થએલા એવા એને જોઇને, કલાઓથી યુક્ત થએલા ચંદ્રને જોઇને જેમ સમુદ્ર તેમ હર્ષથી (તેનો) પિતા થયો, તે યુક્ત છે.

[1]रेतं विलोक्यास्य पिता कुमारं ।
मारं निराकर्तुमरं चिचेत ॥
चेतस्यमुं त्वेत्यहमत्रसत्रा ।
[2]सत्राद्विनोद्वाहयितैककन्या[3] ॥१२॥

પિતા કુમારને કામાગ્નિને પ્રાપ્ત થએલો જોઇને, તેના કામને દૂર કરવા માટે તુરત મનમાં એમ જાણવા લાગ્યો કે, હું અહીં આ કુમારને ખરેખર કપટ વિના એક કન્યા સાથે પરણાવીશ

कन्यासुधीमालिकया कया तु ।
यातु ह्यरं यौवनपादपोऽतः ॥
पोतः सुनौकावणिजेव वार्धौ ।

१ "र कामाग्नि प्रति इत प्राप्त रेतम्" । यतः—" रः कामाग्नौ च तीक्ष्णे च" ॥ इत्यनेकार्थकैरवाकरकौमुदी ॥ २ सत्र यज्ञे सदादान—च्छादनारण्यकैतवे ॥ इति मेदिनी ॥ ३ कन्या—"कनी" शब्दस्य तृतीयैकवचनांत रूपम् ॥ यतः—"कन्या कनी कुमारी च" ॥ इति हैमः ॥

वार्धौतपृष्टोऽस्य सुसेवनत्वम् ॥ १३ ॥

માટે હવેથી પાણીથી ધોવાએલ છે પૃષ્ટ જેનું એવુ વહાણ સમુદ્રમાં જેમ ઉત્તમ વહાણવટીથી, તેમ આનુ યૌવનરૂપી વૃક્ષ, કોઇ કન્યારૂપી ઉત્તમ બુદ્ધિવાળી માલણથી તુરત ખરેખર સેવનીકપણાને પ્રાપ્ત થાઓ ?

न त्वं वचो मे विफलीकरोषि ।
रोषिद्विषद्वाथ कदापि लोके[1] ॥
लोकेश लोकेश इलीलिकेशं ।
केशं लकेशं निजगाद वाणीम् ॥१४॥

હવે તે રાજા ધને કરીને સમર્થ, એવા "લકા" નામની નગરીના રાજાને એવી રીતની વાણી કહેવા લાગ્યો કે, હે લોકોના સ્વામી ! ક્રોધી વૈરીની પેઠે તુ મારૂ વચન આ જગતમા કોઇ પણ વખતે નિષ્ફલ કરતો નથી.

वाणीं गदित्वेति ययाच राजा ।
राजानमेनं तनयाय कन्याम् ॥
कन्यांगुलां तस्य महोत्पलास्यां ।
लास्यांचितामाख्यया सुवेणीम् ॥१५॥

એવી રીતનુ વચન કહીને રાજાએ તે રાજા પ્રતે પુત્રને માટે, કન્યાઓમાં સુદર તથા કમલસરખા મુખવાળી અને નૃત્યે કરીને શોભિતી એવી તેની "સુવેણી" નામની કન્યા માગી

[2]वेणीं विलोक्यात्र हि लज्जया ता ।

---

१ लोको विश्वे जने ॥ इति हैम ॥ २ वेणी सेतुप्रवाहयो ॥ देवताडे केशवधे ॥ इति हैम ॥

याता भुजंग्यः [1]शुषिरे वयस्याः ॥
यस्याः सुवेणीं निजकन्यकां तां ।
कांतां ददौ तं तु मुदा लकेशः ॥ १६ ॥

આ જગતમા જેની વેણીને ( ચોટલાને ) જોઇને ખરેખર લજ્જાથી તે સખીતુલ્ય નાગણીઓ તો વિવરમા ચાલી ગઇ છે, એવી પોતાની તે મનોહર " સુવેણી " નામની કન્યાને લંકાનો રાજા તેને હર્ષથી આપતો હવો.

एवं विवाहोत्सवमुत्सवेन[2] ।
कृत्वामितानंद[3]कदंबकंदम् ॥
एतौ च पंचत्वमरं प्रयातौ ।
द्वावप्यहो तौ पितरौ हि दैवात् ॥ १७ ॥

એવી રીતે ઇચ્છાનુસાર અસંત આનંદના સમૂહના મૂળરૂપ વિવાહોત્સવ કરીને, તુરતજ તેઓ બે એવા પણ માતપિતાઓ, અહો ! ! દૈવયોગે ખરેખર પાંચપણાને ( પંચત્વને—મૃત્યુને ) પામ્યા ! !

मंत्री तु मंत्रं हृदि मंत्रयित्वा ।
पुत्रं नृपस्यैनमथोहि राज्ये ॥
निवेशयामास महोत्सवेन ।
प्रजामतेनैव मतिप्रपन्नः ॥ १८ ॥

હવે બુદ્ધિવાન મંત્રીએ હૃદયમા વિચાર કરીને, પ્રજાની સંમતિપૂર્વક રાજાના તે પુત્રને મહોત્સવપૂર્વક રાજ્યપર સ્થાપન કર્યો

१ शुषिर वशादिवाद्ये । विवरेऽपि नपुंसकम् ॥ इत्युक्तत्वात् ॥ २ उत्सवो मह उत्सेक । इच्छाप्रसवकोपयो ॥ इति मेदिनी ॥ ३ कदंब निकुरंबे स्या–न्नीपसर्षपयो पुमान् ॥ इत्युक्तत्वात् ॥

सत्रा सदा सोऽथ सुखं सुवेण्या ।
वेण्यांचितां शीर्षरमां वहंत्या ॥
दर्पो यथा हर्षभरेण रत्या ।
कालं महीपो गमयांचकार ॥ १९ ॥

હવે કામદેવ હર્ષના સમૂહથી જેમ રતિ સાથે, તેમ વેણીથી મનોહર થએલી મસ્તકની શોભાને ધારણ કરતી એવી (તે) સુવેણી રાણીની સાથે તે સિંહરથ રાજા સુખે સુખે કાલ નિર્ગમન કરવા લાગ્યો.

सौहार्दमत्राभवदस्य हृद्यं ।
मंत्रीशपुत्रेण समं नृपस्य ॥
मांसाशने यो हि बभूव लीनः ।
काको यथा भूरिपुरीषवारे ॥ २० ॥

અહીં આ રાજાને મંત્રીશ્વરના પુત્ર સાથે મનોહર મિત્રાઇ થઇ; કે જે મંત્રીપુત્ર, કાગડો જેમ ઘણા એવા વિષ્ટાના સમૂહમાં તેમ માંસભક્ષણમાં ખરેખર લીન થયો હતો.

तत्संगतोऽरं स कलायुतोऽपि ।
मालिन्यमालामिलितो बभूव ॥
दोषाकरोऽनंग[1]पथप्रयाता ।
संगेन राहोरिव शुभ्रभानुः ॥ २१ ॥

રાહુના સંગથી જેમ ચંદ્ર, તેમ તે મંત્રીપુત્રના સંગથી, કલાવાન એવો પણ તે રાજકુમાર તુરત મલિનપણાની શ્રેણિથી મિલિત થએલો, દોષોની ખાણરૂપ (પક્ષે—રાત્રી કરનારો) તથા કામદેવના માર્ગપ્રતે જનારો

१ अगहीनेऽप्यनग खे । चित्तेऽनगस्तु मन्मथे ॥ इति हैमः ॥

( પક્ષે—આકાશમાર્ગે ચાલનારો ) થયો.

एषोऽथ पापाकरकेलिमत्तो ।
मत्तेभवल्लोकभयंकरोऽभूत् ॥
मांसाशने वै सततं प्रलुब्धो ।
धर्मं निजं शर्मभिदं च मेने ॥ २२ ॥

આ રાજકુમાર હવે પાપોના સમૂહની ક્રીડામાં હર્ષિત થયો થકો મદોન્મત્ત હાથીની પેઠે લોકોને ભયંકર થયો ; તેમ માંસભક્ષણમાં હમેશાં અત્યંત લુબ્ધ થયો થકો પોતાના ધર્મને સુખનો નાશ કરનારો માનવા લાગ્યો.

राज्ञी तु जैनेंद्रमते प्रसन्ना ।
दयास्वयामेयगुणप्रपन्ना ॥
मुक्ताभिलाषांचितमानसा च ।
तथापि सा निर्ममतायुताहो ॥ २३ ॥

સુવેણી રાણી તો શ્રીજૈનેંદ્રમતમાં પ્રસન્ન થઇ થકી દયાયુક્ત અગણિત ગુણોને પ્રાપ્ત [illegible] તથા મોક્ષે ગએલાઓના અભિલાષથી (પક્ષે—મોતીઓના અ[illegible]ી ) શોભિતા મનવાળી, તો પણ આશ્ચર્યની વાત છે કે, તે અમમત્વવાળી હતી ! !

सा चैकदा तं वचनान्युवाच ।
मुंचस्व मांसाशनमेव नाथ ॥
दुःखाकरं तत्तु यतो जगत्यां ।
विज्ञापितं ज्ञानगणप्रवीणैः ॥ २४ ॥

હવે એક દહાડો તે રાણી તે રાજાને વચનો કહેવા લાગી કે, હે નાથ ! તું માંસભક્ષણ તજી દે ? કેમકે, તે માંસભક્ષણને જગતમાં જ્ઞાનના સમૂહમાં પ્રવીણ થએલા જ્ઞાનીઓએ દુઃખોની ખાણસમાન કહેલું છે

श्रुत्वा वचस्तच्छ्रुति[1]सूचितुल्यं ।
वाणीमवङ् नीचजनोचितां सः ॥
मांसं न मोक्ष्यामि कदापि चंडे ।
चंडांशुवत्तापकरं वचस्ते ॥ २५ ॥

કર્ણને સોઇ સરખુ તે વચન સાભળીને તે રાજકુમાર નીચ માણસને ઉચિત એવી વાણી બોલવા લાગ્યો કે, હે ચડે! હુ કોઇ દહાડો પણ માંસને તજીશ નહી, તારૂ વચન તો મને સૂર્યસરખુ તાપકારી લાગે છે.

मातःपरं मां वद कोविदेव ।
मांसाशनत्यागपरं वचोऽपि ॥
नो चेद्भविष्यस्यसिना ममैव ।
कीनासदासी ह्यविलंबितं त्वम् ॥२६॥

હવેથી પંડિતાની પરે મને માસભક્ષણના ત્યાગનું વચન પણ તું નહીં કહેજે? નહીતર ખરેખર મારીજ તલવારથી તુરત યમની દાસી થઇશ (અર્થાત્ મૃત્યુ પામીશ )

राज्ञीति भूपस्य वचो निशम्य ।
वज्राहतेवाप शुचं स्वचित्ते ॥
मौनं विधायैव तदादितश्च ।
भूपं न चोवाच वचस्तु किंचित् ॥ २७ ॥

એવી રીતે રાજાનુ વચન સાભળીને રાણી જાણે વજ્રથી હણાઇ હોય નહી જેમ, તેમ પોતાના ચિત્તમા દિલગિર થઇ; તથા ત્યારથી મૌન કરીનેજ રાજાને કઇ પણ વચન કહેવા ન લાગી.

१ सूचिर्नृत्यभेदे च । व्यधनीशिखयोरपि ॥ इति रत्नकोश ॥

राजाथ नित्यं पललें प्रलीनो ।
नानांगिनां ही[1] हननं चकार ॥
दया नचायात्तु तदीयचित्ते ।
हिंसेर्षया नित्यपराङ्मुखेव ॥ २८ ॥

હવે રાજા તો હમેશાં માંસમાં લીન થયો થકો અરેરે! નાના પ્રકારના પ્રાણીઓની હિંસા કરવા લાગ્યો, વળી હિંસાની ઈર્ષાથી જાણે હમેશાં ઉલટા મુખવાળી થઇ હોય નહીં જેમ, તેમ દયા તો તેના ચિત્તમાં આવીજ નહીં.

अन्येद्युरागादिह रागमुक्तो ।
मुक्तोत्सुको मुक्तपरिग्रहोऽपि ॥
वाचंयमोऽवंचकलापरम्यो ।
रम्ये वने रम्यतरुप्रयुक्ते ॥ २९ ॥

એક દહાડો અહીં મનોહર વૃક્ષોથી યુક્ત થએલા રમણીક વનમાં રાગથી મુક્ત થએલા, પરિગ્રહરહિત છતા પણ મોતીઓમાં ઉત્સુક (પક્ષે—મોક્ષે ગએલાઓપ્રતે ઉત્સુક) તથા નિષ્કપટ વાણીથી મનોહર એવા મુનિરાજ આવ્યા.

मुन्यागमोदंत[2]वलाहकाप्त ।
हर्षामृत[3]श्रेणिविवर्षणेन ॥
दूरीकृतांतःपरितापवारा ।
नंतुं समाजग्मुरमुं च लोकाः ॥ ३० ॥

મુનિના આવવાના વૃત્તાંતરૂપી વરસાદથી પામ થએલા હર્ષરૂપી પાણીની

१ "ही" विस्मयविषादयोः ॥ इति हैमः ॥ यथा—"ही विचित्रो विपाकः" इति माघ ॥ २ वलाहको गिरो मेघे । दैत्यनागप्रभेदयोः ॥ इत्युक्तत्वात् ॥ ३ अमृतं यज्ञशेषे स्यात् । पीयूषे सलिले घृते ॥ इत्युक्तत्वात् ॥

શ્રેણિના વરસવાથી દૂર કરેલ છે અંતઃકરણના તાપોનો સમૂહ જેઓએ એવા લોકો આ મુનિને નમવા માટે આવ્યા

**राज्ञी सुवेणी सम[1]युक्तवेणी ।**
**वाणीं मुनीशस्य पुरः प्रयाता ॥**
**रम्यं मयुरी घनगर्जनं च ।**
**श्रोतुं यथा कंदरिकंदरांतात् ॥ ३१ ॥**

વળી પુષ્પયુક્ત છે વેણી જેણીની એવી સુવેણી રાણી, મનોહર વરસાદની ગર્જનાને સાભળવાને મયૂરી જેમ પર્વતની ગુફામાથી આવે, તેમ મુનિરાજની વાણી સાભળવાને નગરમાથી આવી

**लोकेषु तत्राथ मुदा स्थितेषु ।**
**वाचंयमो वाचमुवाच हृद्याम् ॥**
**संध्वानयन्सैष निजध्वनीनां ।**
**वृंदेन तत्काननभूमिभागम् ॥ ३२ ॥**

હવે ત્યા લોકો હર્ષથી બેસતે છતે તે આ મુનિ, પોતાની ધ્વનિઓના સમૂહથી તે વનના ભૂમિભાગને શબ્દયુક્ત કરતા થકા મનોહર વાણી બોલવા લાગ્યા

**धर्मोऽत्र लोकाः परसौविदल्ल[2] ।**
**उक्तो जिनैर्जंगमतीर्थरूपैः ॥**

---

१ प्रसुन कुसुम समम् ॥ इत्यमर ॥–कैश्चिच्च " प्रसुन कुसुम सुम " इत्यपि पाठ पठ्यते ॥ २ सौविदल्ल कन्चुकिन ॥ इत्यमर ॥–सुष्टु विदन्त विद्वासमपि लाति वशवर्तिन कुर्वतीति " सुविदल्ला " स्त्रियस्तासामिमे रक्षका " सौविदल्ला " ' तस्येद ' ( ४–३–१२० ) इत्यण्–इति स्वोपज्ञटीकायाम् ॥

रक्षाकृते स्मा[1]परकोपनायाः[2] ।
धात्र्यां सदा चंचल[3]चंचलायाः ॥ ३३ ॥

હે લોકો! આ પૃથ્વીપર જંગમ તીર્થરૂપ એવા જિનેશ્વરોએ પવન સરખી ચપલ એવી લક્ષ્મીરૂપી ઉત્કૃષ્ટ કોપાતુર સ્ત્રીના રક્ષણ માટે ધર્મને પ્રધાન નાઝર કહેલો છે

स्वादाधरीभूतसुधासमूहं ।
यो यच्छति प्राज्यफलं प्रफुल्लम् ॥
तं धर्मकल्पांह्रिपमाश्रिता ये ।
तेषां भवव्याघ्रपराभवः किम् ॥ ३४ ॥

જે ધર્મરૂપી કલ્પવૃક્ષ, સ્વાદથી દૂર થએલ છે અમૃતસમૂહ જેનાથી એવા પ્રફુલ્લિત ઘણા ફળને આપે છે, તે ધર્મરૂપી કલ્પવૃક્ષને જેઓ આશ્રય કરીને રહેલા છે, તેઓને શું ભવરૂપી વ્યાઘ્રથી પરાભવ થાય છે? (અર્થાત્ નથી થતો.)

सिंचंति ये धर्ममहीरुहं च ।
प्रीत्या सदा शांतिसुधारसेन ॥
तेषां फलं मुक्तिवधूविलासं ।
स्वर्गादिभोगाश्च तटे तृणांति ॥ ३५ ॥

વળી જે લોકો ધર્મરૂપી વૃક્ષને હમેશાં પ્રીતિથી શાતતારૂપી અમૃતરસથી સિંચે છે, તેઓને મોક્ષસ્ત્રીના વિલાસરૂપી ફળ મળે છે, તથા સ્વર્ગાદિકના ભોગો તો તટપરના તૃણની પેઠે આચરણ કરે છે.

---

१ मा लक्ष्म्या वारणेऽव्ययम् ॥ इति हैम ॥ २ कोपना सैव भामिनी ॥ इत्यमरः ॥–कुप् क्रोधे–कुप्यति तच्छिला (दि० प० से०) 'क्रुधमण्डार्थेभ्यश्च' (३–२–१५१) इति युच् । लक्ष्म्या अस्थिरस्वभावत्वात् तस्याः कोपनत्व तु जगत्प्रसिद्धमेवेति स्वोपज्ञटीकायाम् ॥ ३ चचलश्चपलेऽनिले ॥ इति मेदिनी ॥

एवं स्वचित्ते परिचिंत्य धर्मं ।
धर्म्यें सदा कर्मणि कर्म भेत्तुम् ॥
मुक्त्यंगनासंगम[1]रंगलोला[2] ।
धृत्वाशु धैर्यं प्रयतध्वमत्र ॥ ३६ ॥

એવી રીતે પોતાના ચિત્તમા ધર્મને ચિતવીને, હે મુક્તિરૂપી સ્ત્રીના સંગમના રાગમા તૃષ્ણાયુક્ત થએલા ભવ્યો! ધૈર્ય ધરીને તુરત હમેશા આ લોકમા કર્મોને ભેદવામાટે ધર્મસબધિ કાર્યમા પ્રયત્ન કરો!

एवं मुनेर्वाक्सलिलं सलीलं ।
तस्यास्यधाराधरवर्षितं तु ॥
पीत्वा मुदा चातकतां दधानाः ।
सर्वेऽत्र धामानि निजानि जग्मुः ॥ ३७ ॥

એવી રીતે અહીં ને મુનિરાજના મુખરૂપી વરસાદથી વરસેલું વાણીરૂપી પાણી ક્રીડાપૂર્વક પીને સર્વે લોકો હર્ષથી ચાતકપણાને ધારણ કરતા થકા પોતાને સ્થાનકે ગયા

लोकेषु यातेषु यतेः समीपं ।
राज्ञी सुवेणी विधिनोपसृत्य ॥
कृत्वांजलिं स्वीयललाटपट्टे ।
प्रोवाच वाचाथ सुधासुचा सा ॥ ३८ ॥

હવે લોકો જાતે છતે તે સુવેણી રાણી વિધિપૂર્વક મુનિપાસે જઇને, પોતાના લલાટપટ્ટપર હાથ જોડીને અમૃતને ઝરનારી વાણીથી બોલવા લાગી

१ रगो ना रागे नृत्यरणक्षितौ ॥ इति मेदिनी ॥ २ लोलश्चले सतृष्णे च ॥ इति हैमः ॥

वाचंयमोत्तंस गुरो ममायं ।
भर्ता समायः परमांसमत्ति ॥
तेनेह तेने मम मानसेन ।
खेदः पुनर्मांसमदप्रणाशी ॥ ३९ ॥

હે મુનિઓમા મુકુટ સમાન ગુરૂ ! મારો આ કપટી ભર્તાર પરતું માંસ ભક્ષણુ કરે છે; પણુ આશ્ચર્ય છે કે, તેથી અહીં મારા માંસના મદને નાશ કરનારો ખેદ ( મારા ) મને વિસ્તાર્યો છે.

मुंचेत्कथं मेऽथ मुनीश नाथो ।
मांसं कथां मे कथयध्वमेनाम् ॥
स्वाभाविका यद्भवति प्रवृत्ति ।
रन्योपकाराय भवादृशानाम् ॥ ४० ॥

હે મુનિશ ! મારો સ્વામી કેવી રીતે માસને તજે ? તે વાત આપ હવે મારા પ્રતે કહો ? કેમકે આપસરખાઓની પ્રવૃત્તિ અન્યોપકારમાટે સ્વાભાવિકજ હોય છે

श्रुत्वेति तस्या वचनं मुनीशो ।
ज्ञात्वा निजज्ञानपरंपराभिः ॥
पीयूषतुल्यामवदत्सुवाणीं ।
निर्वाणमार्गं स विमार्गयंतीम् ॥ ४१ ॥

એવી રીતનુ તેણીનુ વચન સાભળીને તે મુનિરાજ પોતાના જ્ઞાનની શ્રેણિઓથી જાણીને, મોક્ષમાર્ગને શોધનારી અમૃતતુલ્ય ઉત્તમ વાણી બોલ્યા.

मांसस्य नो राज्ञि करिष्यति स्वं ।
त्यागं त्वदीयो रमणः कदापि ॥

[1]गृध्रो हि हंतेह कथंचनापि ।
मुंचेत [2]मांसं च मलीमसः किम् ॥४२॥

હે રાણી! તારો સ્વામી કોઇ પણ વખતે પોતે માસનો ત્યાગ કરશે નહીં, કેમકે, અહીં મલીન એવો જે ગીધ તે અરેરે!! કોઇ પણ રીતે શું માસને તજી શકે છે? (અર્થાત્ નથીજ તજી શકતો)

योग्यः प्रसंगस्तव नो कदापि ।
भूपस्य राज्यस्य कलंकिनोऽतः ॥
अंभोजिनी किं न हता हताशा ।
संगात्त्रियामारमणस्य[3] मह्याम् ॥ ४३ ॥

માટે હે રાણી! આ કલકી રાજાનો પ્રસ ગ તને કોઇ પણ વખતે યોગ્ય નથી; (કેમકે) હણાએલી છે આશા જેણીની એવી પૃથ્વીમા રહેલી કમલિની કલકી એવા ચદ્રના સ ગથી શુ હણાઇ નથી? (અર્થાત્ હણાઇજ છે.)

दीक्षां लभस्व त्वमतो मातिष्ठे ।
येनात्मतापस्तव शांतिमीयात् ॥
[4]कल्पाश्रिता यत्किमु संभजंते ।
मह्यां सदा तापकरस्य तापम् ॥ ४४ ॥

---

१ गृध्र खगांतरे पुंसि । वाच्यलिंगस्तु लुब्धके ॥ इति मेदिनी ॥ २ पिशितं तरस मास । पलल क्रव्यमामिषम् ॥ इत्यमर ॥ ३ त्रियामारमणस्य चद्रस्येति– त्रयो यामा यस्या । आद्यतयोरर्धयामयोश्चेष्टाकालत्वेन दिनप्रायत्वात् ॥ यद्वा त्रीन् धर्मादीन् यापयति निरवकाशीकरोति कामप्रधानत्वात् अतर्भावितण्यर्थाद्याते 'अर्तिस्तुसु'–(उ० १।१४०.) इति मन्–सा त्रियामा तस्या रमणस्य स्वामिनो निशानाथस्येति यावदिति स्वोपज्ञटीकायाम् ॥ ४ कल्पो विकल्पे कल्पद्रौ । संवर्ते ब्रह्मवासरे ॥ इति हेमचद्र. ॥

માટે હે બુદ્ધિવાન રાણી! તુ દીક્ષા ગ્રહણ કર? કે જેથી તારો આત્મતાપ શાંતિ પામે; કેમકે, (આ) પૃથ્વીમા જેઓ હમેશાં કલ્પવૃક્ષને આશ્રિત થએલા છે, તેઓ શુ સૂર્યના તાપને ભજે છે? (અર્થાત્ નથીજ ભજતા.)

एवं निशम्याथ वचोऽस्य साधोः ।
साधारयद्धर्ममतिं मतीष्टा ॥
वृत्तं गृहीतुं च ववांछ जैनं ।
निर्वाणमार्गे वरयानतुल्यम् ॥ ४५ ॥

હવે એવી રીતે આ મુનિનું વચન સાભળીને, બુદ્ધિએ કરીને પૂજ્ય એવી તે સુવેણીરાણી ધર્મબુદ્ધિને ધારવા લાગી તથા મોક્ષમાર્ગમાં ઉત્તમ વાહનતુલ્ય એવા જૈનવૃત્તને ગ્રહણ કરવાને ઇચ્છવા લાગી.

प्रोवाच साधो प्रणतिं विधाय ।
साधूत्तमं तं तमसं[1] धुनाना ॥
धूतांतरारे[2] मम नाथमेनं ।
पृष्ट्वा भविष्यामि हि दीक्षिताहम् ॥ ४६ ॥

હવે તે રાણી તે ઉત્તમ સાધુને નમસ્કાર કરીને, શોકને કંપાવતી થકી કહેવા લાગી કે, હે કંપાવેલ છે અતરંગ શત્રુઓ જેણે એવા મુનિરાજ! મારા તે સ્વામિની રજા લેઇને હુ ખરેખર દીક્ષિત થઇશ

उक्त्वैवमेषाथ मुनिं प्रणम्य ।
रोमांचिता स्वीयगृहं प्रयाता ॥

१ तमो ध्वाते गुणे शोके । क्लीव वा ना विधुतुदं ॥ इति मेदिनी ॥ ॥ (उ० ३ । ११७-असचि ) तमसमपि । "तमस तु निशाचर्मं" इति त्रिकांडशेषात् ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ २ धुताः कपन नीतास्त्रास नीता इति यावत् अतरारयो रागद्वेषक्रोधमानमायारूपा अतरगशत्रवो येन तत्संबोधनमिति स्वोपज्ञटीकायाम् ॥

नाथं निजं चाकथयत्तमेवं ।
सा कुड्मलीकृत्य करं प्रमोदात् ॥ ४७ ॥

એમ કહીને તે આ સુવેણી રાણી હવે મુનિને નમસ્કાર કરીને રોમાંચિત થઇ થકી પોતાને ઘેર ગઇ; તથા હર્ષથી હાથ જોડીને પોતાના તે સ્વામીને એવી રીતે કહેવા લાગી કે,

स्वामिन् प्रसादो भवतां यदि स्या ।
द्दीक्षां लभेयं निजसिद्धयेऽहम् ॥
एवं निशम्याथ सुधासमानं ।
राजा वचोऽस्या विचचार चैवम् ॥ ४८ ॥

હે સ્વામી! જો આપની કૃપા હોય, તો હું મારી સિદ્ધિમાટે દીક્ષા લેઉં; એવી રીતે આ રાણીનુ અમૃત સરખુ વચન સાભળીને હવે રાજા નીચે પ્રમાણે વિચારવા લાગ્યો.

प्रत्यूहरूपा मम या सदैव ।
सा याति चाद्य स्वयमेव राज्ञी ॥
तस्यां गतायां मम संनिधेर्हि ।
विनौषधं रुग् निधनं गतेव ॥ ४९ ॥

જે રાણી મને હમેશા વિઘ્નરૂપ છે, તે આજે પોતાની જાણેજ જાય છે; તેણીના જવાથી ખરેખર મારી પાસેથી જાણે ઔષધ વિના રોગ નષ્ટ થયો હોય નહીં જેમ, (તેમ મને લાગે છે)

चित्ते विचार्येति वरं वराको[1] ।
राकाननां वाचमुवाच तां सः ॥

१ वराक शोच्यरणयो ॥ इति हैम ॥

त्वं यत्प्रिये तत्कुरु रोचते ते[1] ।
नाहं भविष्यामि तवांतरायी ॥ ५० ॥

એવી રીતનું મનમાં ઉત્તમ વિચારીને તે શોચકરવાલાયક (બીચારો) રાજા પૂર્ણિમા સરખા મુખવાળી તે રાણીપ્રતે વચન કહેવા લાગ્યો કે, હે પ્રિયે! જે તને રૂચે તે કર? હું તને અટકાવીશ નહીં

श्रुत्वेति वाचं घनगर्जतुल्यां ।
हर्षं गता साथ कलापिनीव ॥
आगत्य जग्राह मुनेश्च दीक्षां ।
याता विदेशं च सुदीक्षिताभिः[2] ॥ ५१ ॥

હવે એવી રીતની વરસાદની ગર્જના સરખી (રાજાની) વાણી સાંભળીને મયૂરીનીપેઠે તે સુવેણીરાણી હર્ષને પ્રાપ્ત થઈ; તથા આવીને મુનિ પાસેથી દીક્ષા લીધી; અને ઉત્તમ સાધ્વીઓનીસાથે દેશાંતરમાં વિહાર કરવા લાગી.

राजाथ मांसं परिभक्षयन्सन् ।
पुष्टं चकारेह कुकर्मणेव ॥
देहं ह्यगाधे भववारिधौ स्वं ।
संमज्जनेऽतःस्थनिजात्मनोऽलम् ॥ ५२ ॥

હવે રાજા માંસભક્ષણ કરતો થકો અહીં જાણે કુકર્મથી હોય નહીં જેમ, તેમ પોતાના શરીરને, અંદર રહેલા પોતાના આત્માના અગાધ એવા ભવરૂપી સમુદ્રમાં (થતા) મજ્જનમા સમર્થ થાય એવું પુષ્ટ કરવા લાગ્યો.

मंत्रीशपुत्रोऽथ तमेकदावक् ।

---

१ ते–तुभ्यमिति ॥ २ सुदीक्षिताभिः, प्राणातिपातविरमणादिपंचमहाव्रतयुक्ताभिर्जैनार्याभिः सह । यतः–जैनसाध्व्यः साधुभिः सहैकत्रस्थाने नैव वसंति व्रतदूषणप्रातिप्रसंगादिति स्वोपज्ञटीकायाम् ॥

साक्षात्कृतांतोव स देहधारी ॥
आवां तु मांसं बहु भक्षयावो ।
नित्यं पशूनां ननु मानवानाम् ॥ ५३ ॥

હવે એક દહાડો દેહધારી સાક્ષાત યમસરખો તે મત્રીપુત્ર તે રાજાને કહેવા લાગ્યો કે, આપણે તો હમેશા પશુઓનુ માસ બહુ ભક્ષણ કરીએ છીએ, પણ માણસોનુ માસ ભક્ષણ કરતા નથી

स्वादोऽत्र मांसे यदि चेत्पशूनां ।
लोकोत्तरो वै तृणभक्षकाणाम् ॥
मिष्टाशनग्रासविपोषितानां ।
मांसे जनानामधिकस्ततः स्यात् ॥ ५४ ॥

આ દુનીયામા જ્યારે તૃણભક્ષી પશુઓના માસમા લોકોત્તર સ્વાદ છે, ત્યારે મિષ્ટ ભોજનોથી પોષિત કરેલા માણસોના માસમા તેથી અધિક સ્વાદ હોવો જોઇએ

राजा त्वसि त्वं प्रवरोऽत्र मित्र ।
नित्यं ततो निर्भयमेव मर्त्यम् ॥
एकैकमानंदकृते लभस्व ।
नौ येन कार्यं च भवेत सिद्धम् ॥ ५५ ॥

હે મિત્ર ! તુ તો આ જગતમા મોટો રાજા છે, માટે હમેશા ભયરહિતજ આનંદમાટે એકેક માણસને મેળવ ? કે જેથી આપણુ કાર્ય સિદ્ધ થાય.

मित्रस्य राजेति वचो निशम्य ।
हर्षान्वितो वाचमुवाच तं सः ॥
मित्र त्वया यद्गदितं प्रसह्य ।

मह्यं तु सर्वं बहु रोचते तत् ॥ ५६ ॥

એવી રીતનું મિત્રનું વચન સાંભળીને હર્ષિત થએલો તે રાજા તેને કહેવા લાગ્યો કે, હે મિત્ર! તેં કૃપા કરીને જે કહ્યું તે સઘળું મને બહુ રૂચે છે.

एवं विचार्याथ समंत्रिपुत्रो ।
नित्यं स्वचारेण विमुग्धबालान् ॥
लेभे च तन्मांस्यमतीव लुब्धो ।
पापाकरो नीचनृपो मुदादत् ॥ ५७ ॥

એમ વિચારીને હવે મંત્રીપુત્રસહિત તે પાપોની ખાણસરખો નીચ રાજા હમેશાં પોતાના ગુપ્ત માણસ મારફતે મુગ્ધ બાળકોને મેળવવા લાગ્યો, તથા તેના માંસને અત્યંત લુબ્ધ થયો થકો હર્ષથી ભક્ષણ કરવા લાગ્યો.

साथो कथा त्वप्रथयन्नगर्यां ।
राज्ञो विदित्वा च कुकर्म नित्यम् ॥
सर्वे बभूवुर्भयतः सखेदा ।
रक्षामकुर्वंश्च निजार्भकाणाम् ॥ ५८ ॥

હવે તે વાત તો નગરમાં ફેલાઇ ગઇ, અને રાજાના તે કુકર્મને હમેશાં જાણીને સર્વ લોકો ભયથી ખેદયુક્ત થયા; અને પોતાના બાળકોનું રક્ષણ કરવા લાગ્યા

ज्ञात्वा क्रमेणेतिकथां स मंत्री ।
मंत्रं स्वचित्तेऽथ चकार नित्यम् ॥
कोऽपीह पुत्रं मम मानुषोऽथ ।
भूपं च नेष्यत्यविलंबतोऽतम् ॥ ५९ ॥

હવે અનુક્રમે એવી રીતની વાતને જાણીને તે મંત્રી પોતાના મનમાં હ-

મેશાં વિચારવા લાગ્યો કે, હવે અહી કોઇક માણસ મારા પુત્રને અને રાજાને તુરત મારી નાખશે

एवं स चिंतातुरमानसोऽथ ।
यावत्स्थितोऽस्त्यत्र तदैत्य माली ॥
शोकातुरस्तं च जगाद नत्वा ।
नेत्रांबुना संक्लपयन्धरित्रीम् ॥ ६० ॥

હવે એવી રીતે ચિંતાતુર મનવાળો તે મંત્રી જેટલામાં રહેલો છે, તેટલામાં શોકાતુર થએલો માલી ત્યાં આવીને તથા તે મંત્રીને નમીને, અશ્રુથી જમીનને ભીંજાવતો થકો કહેવા લાગ્યો

स्वामिन्नृपस्याद्य सुवाटिकायां ।
क्ष्मापश्च वः सूनुरपि प्रभाते ॥
आस्तामशोकस्य तले स्थितौ द्वौ ।
तावत्तु तत्रागत एक मर्त्यः ॥ ६१ ॥

હે સ્વામી ! આજે રાજાના મનોહર બગીચામાં રાજા અને આપનો પુત્ર પણ, બન્ને પ્રભાતમાં અશોક વૃક્ષની નીચે ઉભા હતા, તેટલામાં તો ત્યાં એક મનુષ્ય આવ્યો

[1]निस्त्रिंशहस्तो विकरालभालो ।
भ्रूभंगतः पाटलरक्त[2]नेत्रः ॥
साक्षात्कृतांतोव गतः स तत्र ।
यत्र स्थितौ तावथ शर्मलीनौ ॥ ६२ ॥

પછી હાથમાં તલવારવાળો, ભ્રુકુટીના ભંગથી ભયંકર લલાટવાળો ગુ-

१ निस्त्रिंशो निर्घृणे खड्गे ॥ इति हैम ॥ २ रोहितो लोहितो रक्त ॥ इत्यमर. ॥

લાખ સરખી લાલ આખોવાળો, અને સાક્ષાત જાણે યમજ હોય નહીં જેમ, એવો તે માણસ, જ્યા તેઓ બન્ને સુખમા લીન થઇને રહ્યા હતા ત્યાં ગયો.

आकृष्य कोशाच्चपलं कृपाणं ।
त्यक्त्वा दयां तत्र स तौ जघान ॥
पश्चाद्गतः सोऽप्यविलंबितं च ।
क्वापि प्रमोदात्तु ततः प्रणश्य ॥ ६३ ॥

ત્યાં તેણે મીયાનમાથી તુરત તલવાર કહાડીને તે બન્નેને દયા તજીને મારી નાંખ્યા; અને પછી તે પણ તુરત હર્ષથી ત્યાથી નાશીને કંઇક જતો રહ્યો.

श्रुत्वा तदीयं वचनं स मंत्री ।
वज्राहतोवाप शुचं स्वचित्ते ॥
तं मालिनं चापि विसृज्य तूर्णं ।
माकारयच्चार[1]जनांस्ततः सः ॥ ६४ ॥

તે માલીનુ વચન સાભળીને તે મંત્રી જાણે વજ્રથી હણાયો હોય નહી જેમ, તેમ પોતાના મનમા શોક પામ્યો, તથા પછી તે માલીને પણ રજા આપીને તુરત તેણે ગુપ્તપુરૂષોને બોલાવ્યા

चारेषु मंत्री समुपागतेषु ।
तं घातिनं मार्गयितुं द्रुतं सः ॥
क्रोधोद्धुरस्तांश्च समादिदेश ।
नत्वा गतास्तेऽपि विचक्षणाश्च ॥ ६५ ॥

તે ગુપ્તપુરૂષો આવતે છતે ક્રોધાતુર થએલો તે મંત્રી તેઓને તે મારનાર માણસને શોધવામાટે હુકમ કરતો હવો; અને તે વિચક્ષણ ચારો પણ નમીને

1 चारश्च गूढपुरुषश्च ॥ इत्यमर ॥

(તે કાર્યમાટે) ગયા

तेऽथ क्षणादेव समेत्य तत्रा ।
मात्यं समं[1] चाकथयन्नुदंतम्[2] ॥
स्वामिन्स हंतास्ति हि कोऽपि भिल्लो ।
यातोऽस्ति यः क्वापि पुरः प्रणश्य ॥ ६६ ॥

હવે તે ગુપ્તપુરૂષો ક્ષણવારમાજ ત્યાં આવીને મંત્રીને સઘળો વૃત્તાંત કહેવા લાગ્યા કે હે સ્વામી! તે મારનાર ખરેખર કોઇક ભિલ્લ છે કે જે નગરમાંથી કઇંક નાશી ગયો છે.

अस्माभिरेवं जनतः श्रुतं च ।
राज्ञा च युष्मत्तनयेन तस्य ॥
बालो हतो हंत निजाशनाय ।
तेनैव भिल्लेन रुषा हतौ तौ ॥ ६७ ॥

વળી અમોએ લોકોથી એમ સાભળ્યુ કે, રાજાએ અને તમારા પુત્રે તે ભિલ્લના બાળકને પોતાના ભોજનમાટે મારી નાખ્યો છે, અને તેજ કારણથી ભીલ્લે તેઓ બન્નેને ક્રોધથી મારી નાખ્યા છે

श्रुत्वेत्युदंतं सचिवोऽपि दध्यौ ।
[3]स्थाने दुराचारपरौ हतौ तौ ॥
स्वादे च मांसस्य हि ये प्रलीना ।
स्तज्जीवितं रे शतधा धिगस्तु ॥ ६८ ॥

१ सर्वसाधुसमानेषु । समं स्यादभिधेयवत् ॥ इति विश्वः (मेदिनी च) ॥
२ वार्ताप्रवृत्तिर्वृत्तांत । उदंत स्यादथाह्वय, ॥ इत्यमरः ॥ ३ स्थाने तु कारणार्थे स्या–द्युक्तसादृश्ययोरपि ॥ इति मेदिनी ॥

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसुरीश्वरश्रीमदात्मारामजिच्चरिते आत्मारामजिन्मुनीशस्यझंडीयालाख्यग्रामागमन तद्दत्तदेशनाद्वारा मांसभक्षणदूषणनिरूपणो नाम अष्टमः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ नवमः सर्गः प्रारभ्यते ॥

उल्लंघ्य वर्षां स मुनीश्वरोऽथ ।
निर्गत्य शिष्यैःसह झंडियालात् ॥
मासान् पृथिव्यां कतिचिद्विहृत्य ।
प्रापाशु[1]पुर्यां गुजरावलाह्वयाम् ॥ १ ॥

હવે તે શ્રી આત્મારામજી મુનીશ્વર વર્ષાકાળ ઉલ્લંઘન કરીને, શિષ્યો સહિત ઝંડીયાલામાંથી નિકળીને, કેટલાક માસો પૃથ્વીપર વિહાર કરીને ગુજરાવલા નામની નગરીમા પધાર્યા

साधुं समायातममायमेनं ।
ज्ञात्वा जनाः [2]संमदसंहतिं[3] तम् ॥

१ पु स्त्री पुरीनगर्यो वा । पत्तन पुटभेदनम् ॥ इत्यमर ॥ २ मुत्प्रीतिःप्रमदो हर्षः । प्रमोदामोदसमदा ॥ इत्यमर ॥ ३ स्त्रिया तु सहतिर्वृंद । निकुरंबं कदंबकम् ॥ इत्यमर ॥

रोमांचसंदोहपदेन हृत्तो ।
नंतुं वमंतः समुपाययुः स्राक् ॥ २ ॥

લોકો આ નિષ્કપટી સાધુને આવેલા જાણીને, રોમાંચના સમૂહના મિષથી હૃદયમાથી હર્ષના સમૂહને વમતા થકા તુરત તેને વાદવા માટે આવ્યા.

स्थानेषु योग्येष्वभिसंस्थितेषु ।
लोकेषु लोकैकहितो मुनीशः ॥
वाचं जगादाथ सुधासमानां ।
भव्यांगिचेतोगततापहंत्रीम् ॥ ३ ॥

હવે લોકો યોગ્ય સ્થાનકોપર બેસતે છતે લોકોમાજ છે એક હિત જેમનું એવા તે શ્રી આત્મારામજી મહામુનિરાજ ભવ્ય પ્રાણીઓના ચિત્તમાં રહેલા તાપને નાશ કરનારી અમૃતસરખી વાણી બોલવા લાગ્યા.

भोभो जना ये जगतीह नित्य ।
मन्यांगनासंगमरंगरक्ताः ॥
दुःखं लभंतेऽत्र परत्र तीव्र ।
[1]सिभ्यो यथा ते वरदत्तनामा ॥ ४ ॥

હે લોકો ! જે પુરૂષો આ જગતમા હમેશા પરસ્ત્રીના સગમના રગમાં આસક્ત થએલા છે, તેઓ આ લોક અને પરલોકમાં, વરદત્ત નામના શાહુકારની પેઠે તીવ્ર દુ ખ સહન કરે છે

॥ तथाहि ॥—તે વરદત્ત શેઠની હવે કથા કહે છે

क्षेत्रे मनोज्ञे भरताह्वयेऽस्मिन् ।
देशोऽस्ति सौराष्ट्र इति प्रसिद्धः ॥

---

१ इभ्यो धनवतीभ्या तु । करेण्वा सल्लकीतरौ ॥ इति हेमचंद्रः ॥

तत्रास्ति चैका नगरी गरिष्ठा ।
हर्म्यालिभिः शंखपुरीति नाम्ना ॥ ५ ॥

આ ભરત નામના મનોહર ક્ષેત્રમા સૌરાષ્ટ્ર નામનો પ્રસિદ્ધ દેશ છે, તથા ત્યા મેહેલોની શ્રેણીઓથી પ્રધાન એવી શંખપુરી નામની એક નગરી છે.

आसीदिहेभ्यो वरदत्तनामा ।
[1]पद्मालयासेवितपादपद्मः ॥
चित्रं तथाप्येष कथंचनापि ।
लोकेषु नोऽभूत्पुरुषोत्तमो हि ॥ ६ ॥

અહીં (તે શંખપુરીમાં) લક્ષ્મીએ સેવેલ છે ચરણકમલ જેનાં એવો વરદત્ત નામે શાહુકાર હતો, તોપણ આશ્ચર્યની વાત છે કે, આ શાહુકાર કોઇ પણ રીતે ખરેખર લોકોમા "ઉત્તમ પુરૂષ" (પક્ષે—વિષ્ણુ) નહોતો!!

तत्रैव पुर्यां किल सागराख्य ।
इभ्यो बभूव द्रविणादृतोऽन्यः ॥
तस्यैकपुत्री कमलाभिधासी ।
नेत्रास्यहस्तैः कमलोपमा या ॥ ७ ॥

તેજ નગરીમા ધને કરીને આદરયુક્ત થએલો એક સાગર નામે શાહુકાર હતો, તેને એક કમલા નામે પુત્રી હતી, કે જે નેત્ર, મુખ તથા હસ્તોથી કમલસરખી હતી

रेजे पदाग्रे नखवृंदमस्याः ।
फुल्लप्रभं [2]किंशुकपर्णवर्णम् ॥

---

२ लक्ष्मी पद्मालया पद्मा । कमला श्रीर्हरिप्रिया ॥ इत्यमर. ॥ २ किंशुकः—किंचित् शुक इव । शुकतुडाभपुष्पत्वात् । "पलाशे किंशुक. पर्णो" इत्यमरः

अत्युत्तमं प्राप्य पदाब्जमस्याः ।
प्राप्तांगुली[1]हंसमुखव्रजो व ॥ ८ ॥

આ સ્ત્રીના પગના અગ્ર ભાગપર પ્રફુલ્લિત કાંતિવાળો તથા કેસુડાના પાન સરખા રંગવાળો **નખોનો સમૂહ** શોભતો હતો, તે જાણેકે આ સ્ત્રીના અતિ ઉત્તમ એવા ચરણરૂપી કમળને પામીને (ત્યાં) આવેલા આંગળીઓરૂપી હંસોના મુખોનો સમૂહ હોય નહીં જેમ, તેમ શોભતો હતો.

विज्ञास्त्वमन्यंत नखालिमेतां ।
शीलद्विदंतस्य विदारणेऽस्याम् ॥
क्रौर्यान्वितां नित्यममोघफालां[2] ।
शक्तिप्रयुक्तां हि [3]नखाननालिम् ॥ ९ ॥

તે **નખોની શ્રેણિને** પંડિતોએ તો ખરેખર શીલરૂપી હાથીને ફાડવામાં શક્તિવાળી ક્રૂરતાવાળી તથા હમેશાં અમોઘ ફાળવાળી સિંહોની શ્રેણિ માની છે.

प्राप्नोति तन्व्याः पदयुग्ममस्या ।
[4]मंजीरझांकारकरंबितं च ॥
वाचालचक्रांग[5]युगाश्रितस्य ।
फुल्लप्रभां [6]तामरसस्य शोभाम् ॥ १० ॥

॥ इति स्वोपज्ञटीकायाम् ॥

१ अंगुल्यः करशाखाः स्युः ॥ इत्यमरः ॥ २ न मोघः अमोघः 'मोघं त्रिपु निरर्थके' ॥ इति रुद्रात् ॥ 'फालं तु वसने फालः । उत्प्लुतौ'॥ इति हैम. ॥ ३ नखा एव आननानि येषां ते नखाननाः सिंहा इति यावत् । तेषामालिः पंक्तिस्तां नखाननालिम् ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ ४ मंजीरोऽस्त्री स नूपुरः ॥ इति रभसः ॥ ५ चक्राणि अंगानि अस्य ॥ चक्रांगो मानसौकसि ॥ ॥ इति मेदिनी ॥ ६ तामरसं पद्मे ताम्रकांचनयोरपि ॥ इत्युक्तत्वात् ॥

વળી આ સૂક્ષ્મ શરીરવાળી સ્ત્રીનુ ઝાઝરના ઝણકારવાળુ **ચરણયુગલ**, બોલતા એવા હંસના જોડલાથી અશ્રિત થએલા કમલોની પ્રફુલિત કાંતિવાળી શોભાને પ્રાપ્ત થાય છે

**जानंति तत्पादयुगं रमण्याः ।**
**पादप्रचारंव परेतराजः[1] ॥**
**मंजीरबंदि[2]ध्वनिनोपलक्ष्यं ।**
**पुंसां बुधाश्चेतनदारणेऽलम् ॥ ११ ॥**

સ્ત્રીના તે ચરણયુગલને પંડિતો ઝાઝરરૂપી ભાટના શબ્દોથી ઓળખી શકાય એવા, અને પુરૂષોના ચિત્તને દારણ કરવામા સમર્થ એવા યમના પાદપ્રચારતુલ્ય જાણે છે

**जंघाद्वयं भाति वरांगनायाः ।**
**कीर्त्युत्तमस्तंभनिभं स्मरस्य ॥**
**[3]पादांगदद्योतपदेन तस्या ।**
**वीर्यप्रशस्त्यक्षरवृंदधारि ॥ १२ ॥**

ઝાઝરના તેજના મિષથી વીર્યની પ્રશસ્તિના અક્ષરના સમૂહને ધારણ કરનારૂ એવું તે ઉત્તમ મુખવાળી સ્ત્રીનુ જંધાઓનું જોડલુ કામદેવના ઉત્તમ કીર્તિસ્તંભો સરખુ શોભે છે

**दात्र्यौ बुधास्ते प्रवदंति जंघे ।**
**जंघालतांबांबुरुहासनायाः[4] ॥**

---

१ "धर्मराज पितृपति । समवर्ती परेतराट्" ॥ इत्यमर ॥ २ वदिनः स्तुतिपाठका ॥ इत्यमर ॥ ३ पादागद तुलाकोटि । मंजीरो नूपुरोऽस्त्रियाम् ॥ इत्यमर ॥ ४ अबुरुह कमल आसन यस्यास्तस्या लक्ष्म्या इति यावत् ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

विश्वंभरायां निजसद्मतोऽरं ।
सापत्न्यतो वामसुलोचनायाः[1] ॥ १३ ॥

તે જંઘાઓને પંડિતો (આ) પૃથ્વીમા સ્ત્રીના શોકયપણાથી, પોતના ઘરમાંથી તુરત લક્ષ્મીના જાણે અતિવેગને આપનારી હોય નહી જેમ, તેવી કહે છે (અર્થાત્ લક્ષ્મીનો નાશ કરનારી કહે છે)

रेजे परं [2]शंवरलोचनायाः ।
शुभ्रोरुयुग्मं कदलीनिभं हि ॥
मह्यां चलल्लोकसुलोचनानां ।
नीडोद्भवानां श्रमनोदि तस्याः ॥ १४ ॥

હરિણ સરખા નેત્રોવાળી એવી તે સ્ત્રીનુ પ્રધાન, અને પૃથ્વીમા ચલાયમાન એવા લોકોના ઉત્તમ લોચનોરૂપી પક્ષિઓના શ્રમને દૂર કરનારૂ શ્વેત **સાથળો**નું જોડુ ખરેખર કેળના વૃક્ષ સરખુ શોભતુ હતુ

ज्ञातं रमण्यूरुयुगं धरायां ।
धीरैर्ध्रुवं स्तंभनिभं यमस्य ॥
वैश्वानरव्रातसुतापितंव ।
[3]गांगेयरंगोरुरुचिच्छलेन ॥ १५ ॥

સ્ત્રીના **સાથળના** યુગલને (આ) પૃથ્વીમાં ધીર પુરૂષોએ, (તેની) સુવર્ણના રંગસરખી મનોહર કાંતિના મિષથી જાણે અગ્નિના સમૂહથી તપાવેલા હોય નહીં જેમ, તેવા યમના સ્તંભોસરખુ જાણેલુ છે.

तन्व्या जगत्कामिजिघांसयेह ।

---

१ वाम काम सुष्ठुलोचने यस्यास्तस्या स्त्रिय इति यावत् ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ २ शवरो दानवांतरे । मत्स्यैणगिरिभेदेषु ॥ इति हैमः ॥ ३ गांगेयः स्यात्पुमान् भीष्मे । क्लीब स्वर्णकसेरुणोः ॥ इति मेदिनी ॥

[1]नाराचसंदोहयुतांव पुष्टम् ॥
[2]तूणीरलीलां मदनस्य धत्ते ।
वीरस्य तस्याश्च नितंबयुग्मम् ॥ १६ ॥

વળી તે સૂક્ષ્મ અંગવાળી સ્ત્રીનું પુષ્ટ નિતંબયુગ્મ અહીં જગતમાં રહેલા કામી પુરૂષોને મારવાની ઇચ્છાથી જાણે બાણોના સમૂહવાળી એવી કામદેવ નામના યોદ્ધાની (બાણો રાખવાના) ભાથાઓની લીલાને ધારણ કરે છે.

दोषज्ञवृंदैर्विदितं नितंबं ।
विघ्नप्रदं शैलनितंबतुल्यम् ॥
धर्मामृतद्वीपवती[3]प्रवाहे ।
तुंगं वरांग्या हि वसुंधरायाम् ॥ १७ ॥

ઉત્તમ અંગવાળી સ્ત્રીના ઉંચા નિતંબને (આ) પૃથ્વીમાં પંડિતોના સમૂહોએ ધર્મરૂપી અમૃતની નદીના પ્રવાહમાં વિઘ્ન આપનારા પર્વતના નિતંબ સરખું ખરેખર જાણેલું છે

लावण्यतोये किल नाभिकूपे ।
क्रीडां स्वयं कर्तुमनंगनागः ॥
अस्याः पपातान्न न चोत्किमत्रा ।
यःशृंखला देहरुहच्छलेन ॥ १८ ॥

આ સ્ત્રીના લાવણ્યરૂપી પાણીવાળા આ નાભિરૂપી કુવામાં કામદેવરૂપી હાથી ખરેખર પોતે ક્રીડા કરવાને પડેલો છે, જો એમ નહોત તો અહીં (નાભિપાસે) રોમના મિષથી લોખંડની સાંકળ ક્યાથી આવી?

---

१ प्रक्ष्वेडनास्तु नाराचा ॥ इत्यमर ॥ २ तूणोपासगतूणीर । निषगा इषुधिर्द्वयो ॥ इत्यमर ॥ ३ स्रोतस्विनी द्वीपवती । स्रवती निम्नगापगा ॥ इत्यमरः ॥

तस्याः करांगुल्य इषल्ललंत्य ।
स्तन्व्याः सदा जंगमकल्पवल्ल्याः ॥
शोभां लभंतेऽरुणकांतिकांता ।
श्चंद्राननाया नवपल्लवानाम् ॥ २२ ॥

સૂક્ષ્મ અંગવાળી તથા ચંદ્રસરખા મુખવાળી એવી તે સ્ત્રીની અરૂણ સરખી કાંતિથી મનોહર લાગતી તથા જરા ઝુલતી એવી **હાથની આંગળીઓ** હમેશાં જંગમકલ્પવેલીના નવા પલ્લવોની શોભાને મેળવે છે

हस्तांगुलीवृंदमिदं रमण्या ।
दूरं विमुंचंति विपश्चितोऽत्र ॥
मत्वा सदा पल्लववारतुल्यं ।
विश्वे हि विश्वे विषवल्लि[1]जातम् ॥ २३ ॥

સ્ત્રીના **હાથની આંગળીઓના** તે સમૂહને આ સમસ્ત જગતમાં પંડિતો હમેશાં ઝેરી વેલડીથી ઉત્પન્ન થએલા પલ્લવોના સમૂહતુલ્ય જાણીને દૂર તજે છે

नालाविवास्याः सुभुजौ[2] विभातो ।
स्वर्णप्रभौ कोमलतां वहंतौ ॥
[3]हस्तौ तदग्रे किल [4]कंकणाढ्या ।
वंभोजलीलां सुलभां लभेते ॥ २४ ॥

१ "वल्लि" ह्रस्वातापि । यत.–"हिरण्मयोर्वीरुहवल्लितंतुभि ॥ इति माघ. ॥ + ॥ इति मुकुटश्च ॥ "वल्लीवल्कपिनद्धधूसरशिरा" इति दमयन्त्या दीर्घातापि ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ २ भुजबाहू प्रवेष्टो दोः ॥ इत्यमर ॥ ३ पाणिः शमः शयो हस्त ॥ इत्यमरमाला ॥ ४ कंकण करभूषायां ॥ इति मेदिनी ॥

दूरं ततो यांति विचक्षणा हि ॥ २७ ॥

પૃથ્વીમા સ્ત્રીના તે ઉચા, અને દૂધના ઝરણાવાળા, (પક્ષે—પાણીના ઝ-રણાંવાળા) સ્તનોને મોક્ષમાર્ગમા અટકાયત કરનારા પર્વતસરખા જાણીને વિચક્ષણ માણસો તેથી ખરેખર દૂર જાય છે

शंखाभकंठस्त्रिजगज्जयाय ।
कामस्य यस्यास्त्रिवलिच्छलेन ॥
[1]तारस्वराकृष्टमनुष्यवार ।
आविष्करोतीव किल प्रयाणम् ॥ २८ ॥

અતિ ઉંચા નાદથી ખેચેલા છે મનુષ્યોના સમૂહ જેણે એવો તે સ્ત્રીનો શખસરખો કંઠ ત્રણ વલિઓના મિષથી ત્રણ જગતને જીતવામાટે ખરેખર કામદેવના પ્રયાણને જાણે સૂચવતો હોય નહીં જેમ, તેમ લાગે છે.

कंठं सुकंठ्याः किल मन्वते तं ।
नित्यं च भीमं विबुधा यमस्य ॥
मांगल्यनिस्वानधरं धरित्र्यां ।
[2]कंबुं स्वराक्रांतजनालिचित्तम् ॥ २९ ॥

ઉત્તમ કઠવાળી સ્ત્રીના તે કંઠને હમેશા પ ડિતો ખરેખર પૃથ્વીમા, સ્વરે કરીને આક્રાત કરેલ છે માણસોની શ્રેણીઓના ચિત્ત જેણે, તથા ભયકર એવો યમનો, મ ગલિક શબ્દને ધરનારો શ ખ માને છે

तस्या विभातः किल मांसलांसौ ।
शैलाविवानंगविजित्वरस्य ॥
वासक्षमौ ताडनतत्परस्य ।

१ तारोऽत्युच्चै ॥ इत्यमरः ॥ २ कबुर्वलयशखयो. ॥ इति हैम ॥

मोष्ठाग्रगं [1]दूरदृशो रसं हि ॥
आस्योग्र[2]वल्मीकविलोललोला[3] ।
[4]दर्वीकरोद्भूतमिमं धरायाम् ॥ ३३ ॥

સ્ત્રીના હોઠના અગ્રભાગપર રહેલા આ રસને વિચક્ષણ માણસો, પૃથ્વીમા (તેણીના) મુખરૂપી ભયકર રાફડામા રહેલી ચપલ જીભરૂપી સર્પથી ઉત્પન્ન થએલા ખરેખર ઝેરના બિદુસરખો જાણે છે

संध्याय युद्धं विधिना कदापि ।
भावीह दृष्ट्योर्हृदसूययैव ॥
स्थाने सुमध्या रचिता स्वबुद्ध्या ।
नासाशु लावण्यमयेयमस्याः ॥ ३४ ॥

બ્રહ્માએ અહી પોતાની બુદ્ધિથી આ સ્ત્રીની (બન્ને) આખોવચ્ચે કોઇક દિવસે પણ હૃદયની ઇર્ષાથીજ યુદ્ધ થનારૂ જાણીને, આ (તેણીની) લાવણ્યમય નાશિકાને તુરત ઉત્તમ મધ્યસ્થરૂપ ઠીક રચી દીધેલી લાગે છે !

मेधाविनो नित्यमिमां विदित्वा ।
नासां स्वचित्ते यमदंडतुल्याम् ॥
शुभ्रांशुमुख्या ध्रुवमंगनाया ।
दूरं विमुंचंति चिरं दरेण ॥ ३५ ॥

१ दूरयावद् दृशो दृष्टयो येषा ते दूरदृगो विचक्षणा इति यावदिति स्वोपज्ञटीकायाम् ॥ २ वामलूरश्च नाकुश्च । वल्मीक पुनपुसकम् ॥ इत्यमरः ॥ ३ लोला तु रसनाश्रियो ॥ इति हैम ॥ ४ दर्वीकरो दीर्घपृष्ठो । ददशूको बिलेशयः ॥ इत्यमरः ॥ ४ ॥ दर्व्याकार फण एव करो यस्य प्रहारसाधनत्वात् । दर्वीं फणं करोति, इति वा । 'कृञो हेतु–' (३।२।२०) इति टः ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

२४—जशवत प्रेस, जामनगर.

બુદ્ધિવાન લોકો ચંદ્રસરખા મુખવાળી એવી સ્ત્રીની આ **નાશિકાને** ઘણા કાળથી હમેશા પોતાના મનમા ખરેખર યમના દંડતુલ્ય જાણીને ( તેને ) ભયથી દૂર તજે છે.

पाशद्वयं कर्णपदेन तस्याः ।
[1]कंदर्पसारंगवधोपजीवः ॥
बंधाय कान्तं नररोहितानां[2] ।
कृत्वा चकारेह न कस्य चित्रम् ॥ ३६ ॥

કામદેવરૂપી પારાધિએ તે સ્ત્રીના કર્ણના મિષથી પુરૂષરૂપી હરિણોને સારીરીતે બાંધવામાટે બે પાશો બનાવીને અહી કોને આશ્ચર્ય નથી કર્યું ?

कर्णौ बुधास्तौ प्रवदंति चित्रं ।
मुक्तालियुक्तावपि कोपनायाः ॥
कंदर्पवीरेण वशीकृतानां ।
मोहप्रदौ लोककदंबकानाम् ॥ ३७ ॥

આશ્ચર્યની વાત છે કે, ( આભૂષણમા રહેલા ) મોતીઓની શ્રેણિથી યુક્ત એવા પણ ( પક્ષે—મોક્ષે ગએલાઓની શ્રેણિથી યુક્ત એવા પણ ) સ્ત્રીના તે કર્ણોને પંડિત લોકો કામદેવરૂપી યોદ્ધાએ વશ કરેલા લોકોના સમૂહને મોહ દેનારા માને છે !

लावण्यपिंडं हि हिरण्यगर्भः ।
पूर्वं व्यधाद्यं विधिनेंदवे सः ॥
भागं तु तस्मादपि शेषयित्वा ।

---

१ कदर्पः कामः स एव सारंगवधोपजीवो मृगयुरिति यावदिति स्वोपज्ञटीकायाम् ॥ २ रोहितो मीनमृगयोर्भेदे रोहितकद्रुमे ॥ इति विश्वः ॥

कृत्वावहेलामपि तस्य किंचित् ॥ ३८ ॥
अस्याश्चकारेह वराननाया ।
स्तेनैव भागेन [1]कपोलयुग्मम् ॥
नोचेत्कथं चंद्रमसि प्रयातं ।
छिद्रं छलेनात्र हि लांछनस्य ॥ ३९ ॥
॥ युग्मम् ॥

તે પ્રસિદ્ધ એવા બ્રહ્માએ વિધિપૂર્વક પૂર્વે ખરેખર ચદ્રમાટે જે લાવણ્યનો પિડ બનાવ્યો હતો, તેમાથી પણ ચદની અવગણના કરીને પણ કિચિત ભાગને બચાવીને, અહીં તેજ (બચાવેલા) ભાગથી આ ઉત્તમ સ્રીના બન્ને ગાલો બનાવ્યા છે, જો એમ ન હોત તો આ ચદ્રમા લાછનના મિષથી ખરેખર છિદ્ર ક્યાથી આવ્યુ ?

ज्ञात्वा कपोलौ किल कोविदास्तौ ।
छन्नास्थिमांसौघ[2]कपालतुल्यौ ॥
[3]कौलेयकार्हौ सततं रमण्या ।
श्चुंबंति नोऽशौचभयादिवात्र ॥ ४० ॥

સ્રીના તે બન્ને ગાલોને અહી પડિતો ખરેખર, ગુપ્ત છે હાડકા અને માસનો સમૂહ જેમા અને કુતરાના લાયક એવી તુબડીઓ સરખાં હમેશા જાણીને, જાણે અપવિત્રપણાના ભયથીજ હોય નહી જેમ, તેમ ( તેઓનું ) ચુંબન કરતા નથી

अस्याः प्रफुल्ले नयने विधत्तः ।
साम्यं ध्रुवं तामरसद्वयस्य ॥

---

१ गडौ कपोलौ ॥ इत्यमर. ॥ २ कपालोऽस्त्री शिरोऽस्थि स्यात् । घटादेः शकले व्रजे ॥ इति मेदिनी ॥ ३ कौलेयक सारमेये कुक्कुरे ॥ इति हैमः ॥

नोचेत्कथं [1]पक्ष्मपदेन तत्र ।
रोलंबमाला मिलिता बभूव ॥ ४१ ॥

આ સ્રીની બન્ને પ્રફુલ્લિત આંખો ખરેખર એ કમળોની શોભાને ધારણ કરે છે, જો એમ નહોત તો ત્યા પાપણોના મિષથી ભમરાઓની શ્રેણિ કેમ એકઠી થઇ?

[2]नेत्रेव नेत्रे विबुधा वदंति ।
वक्त्वा ध्रुवं श्वभ्रवसुंधरायाम् ॥
[3]काक्षेषुघातेन नरानिहैव ।
दत्वापदं ते नयतोऽतकं यत् ॥ ४२ ॥

સ્રીના નેત્રોને પંડિતો ખરેખર જાણે તેઓ નરક ભૂમિપ્રતે લેઇ જનારી હોય નહીં જેમ, તેમ કહે છે, કેમકે તે નેત્રો અહીંજ પુરૂષોને કટાક્ષરૂપી બાણોના મારથી દુ:ખ દેઇને યમની પાસે લેઇ જાય છે (કામી પુરૂષોની દશમી દશા મૃત્યુની પ્રસિદ્ધજ છે)

अस्या भ्रुवौ कामधनुर्धरस्य ।
धत्तोव शोभां धनुषोर्धरायाम् ॥
वेधाय पुंसां मदनोद्धतानां ।
[4]शंभुस्वयंभूहरिजित्वरस्य ॥ ४३ ॥

આ સ્રીની ભ્રૂકુટીઓ કામદેવથી ઉદ્ધત થએલા પુરૂષોને વીંધવામાટે પૃથ્વીમા મહાદેવ, બ્રહ્મા, અને વિષ્ણુને (પણ) જીતનારા એવો કામદેવ નામના

१ पक्ष्म सूत्रादिसूक्ष्मांशे । किंजल्के नेत्रलोमनि ॥ इति विश्वः ॥ २ नेत्रं मथिगुणे वस्त्र–भेदे मूले द्रुमस्य च ॥ रथे चक्षुषि नद्या तु । नेत्री नेतरि वाच्यवत् ॥ इति मेदिनी ॥ ३ कटाक्षकाक्षो ॥ इति रभस. ॥ ४ यदाह भर्तृहरिः "शंभुस्वयंभूहरयो हरिणेक्षणाना । येनाक्रियत सततं गृहकर्मदासाः ॥ इति ॥

ધનુષ્યધારી યોદ્ધાના ધનુષ્યોની ઉત્તમ શોભાને જાણે ધારણ કરતી હોય નહીં જેમ, તેમ લાગે છે

प्रज्ञा भ्रुवौ ते कमलाननाया
नार्याः पृथिव्यां किल संविदंति ॥
क्लृप्ते हि मानाय यमस्य नित्यं ।
मांगल्यदे वंदनमालिकेव ॥ ४४ ॥

કમળસરખા મુખવાળી સ્રીની તે ભ્રૂકુટીઓને ( આ ) પૃથ્વીમા પડિતો ખરેખર હમેશા યમના માનમાટે બનાવેલા મ ગલીક તોરણોસરખી જાણે છે.

भालं विभावृंदत इंदुतुल्यं ।
चंद्राननायाश्चटुलं चकास्ति ॥
लिप्ताच्छसारंगमदच्छलेन ।
[1]लक्ष्मान्वितं संमदद हि तस्याः ॥ ४५ ॥

ચ દ્રસરખા મુખવાળી એવી તે સ્રીનુ, કાતિના સમૂહથી ચ દ્રસરખુ તથા સુદર એવું લલાટ ( તેપર ) ચોપડેલી નિર્મલ કસ્તૂરીના મિષથી ચિન્હવાળુ તથા ખરેખર હર્ષને દેનારૂ શોભે છે

भालं वरांग्याः प्रवदंति विज्ञाः ।
सारंगनाभिप्रविलेपनाढ्यम् ॥
श्यामं स्वविज्ञानसहस्ररश्मेः ।
[2]स्वर्भाणुमेवावरणाय सत्यम् ॥ ४६ ॥

---

१ कलङ्काकौ लांछन च । चिन्ह लक्ष्म च लक्षणम् ॥इत्यमर ॥ २ स्वर्भानुस्तु तमो राहु ॥ इति पुस्काडे रत्नकोशामरमालयोर्दर्शनात् । स्वराकाशे विपरीतलक्षणया भाति इति " स्वर्भानु " ; दाभाभ्या नु ॰ ( उ० ३ । ३२ ) ॰ शुम्नादि. ॰

ઉત્તમ અંગવાળી સ્ત્રીના, કસ્તૂરીના લેપનવાળા (અને તેથી) શ્યામ એવા **લલાટને** પંડિત લોકો પોતાના જ્ઞાનરૂપી સૂર્યને ઢાંકવામાં ખરેખર રાહુજ કહે છે.

अस्या रमण्याः किल केशपाशः ।
कामाश्ववाहस्य कशासखोऽस्ति ॥
कर्तुं वशे बुद्धिमतामपीह ।
पुंसां च हृच्चंचलघोटकानाम् ॥ ४७ ॥

આ સ્ત્રીનો **કેશપાશ** આ જગતમાં બુદ્ધિવાન પુરૂષોના પણ હૃદયરૂપી ચંચલ ઘોડાઓને વશ કરવામાં ખરેખર કામદેવરૂપી સ્વારના ચાબુકસરખો છે.

कृष्णां मुनीशाः कवरीं गदंति ।
धूम्रालितुल्यामपवर्गमार्गे ॥
विश्वंभरायां नयनांध्यदात्रीं ।
नार्या नराणां गमनोत्सुकानाम् ॥ ४८ ॥

સ્ત્રીના તે શ્યામ કેશપાશને મુનીશ્વરો દુનિયામાં મોક્ષમાર્ગપ્રતે જવાને ઉત્સુક થએલા પુરૂષોની આંખોને અંધાપો આપનારી ધુંવાડાની શ્રેણિતુલ્ય કહે છે.

उद्वाहितासीत्सुरदत्तनाम्ना ।
तत्रैव सैकेन नरेण सत्रा ॥
तन्व्येकदा वै वरदत्तदृष्टे ।
रातिथ्यमागाच्च पथि व्रजंती ॥ ४९ ॥

સૂક્ષ્મ અંગવાળી એવી તે **કમલાને** તેજ નગરમાં એક **સુરદત્ત** નામના પુરૂષસાથે પરણાવી હતી; અને એક દહાડો માર્ગે ચાલતી થકી તે **વરદત્તની**

(८।४।२९) इति स्वोपज्ञटीकायाम् ॥

દ્રષ્ટિએ પડી

काक्षास्त्र[1]रोपैर्हरिणेक्षणायाः ।
विद्धोऽपि चित्रं [2]तिलकोव तस्याः ॥
रोमांचसंदोहमिषेण तूर्णं ।
फुल्लो बभूवेह मुदा स कामी ॥ ५० ॥

હરિણસરખી આંખોવાળી એવી તે સ્ત્રીના કટાક્ષોરૂપી ફેંકેલા બાણોથી તે કામી વરદત્ત અહીં વીંધાયો, છતા પણ આશ્ચર્યની વાત છે કે, તે તુરત હર્ષથી રોમાંચના સમૂહના મિષથી તિલકવૃક્ષની પેઠે પ્રફુલ્લિત થયો ॥

सापि प्रवीक्ष्यैनमनंगसूत्र-
धारस्य मोहात्तु नटीव जाता ॥
नृत्यं प्रपन्नेव शनैश्चचाल ।
तालैस्तुलाकोटि[3]सुकिंकिणीनाम् ॥ ५१ ॥

તે **કમલા** પણ તે **વરદત્ત**ને જોઇને મોહથી ખરેખર કામદેવરૂપી સૂત્ર-ધારની નટીસરખી થઇ; તથા જાણે નૃત્યને પ્રાપ્ત થઇ હોય નહી જેમ, તેમ ઝાંઝરોની મનોહર ઘુઘરીઓના તાલોએ કરીને (યુક્ત થઇ થકી) ધીરે ધીરે ચાલવા લાગી

---

१ रोपो रोपणवाणयो ॥ इति विश्व ॥ २ तिलको द्रुमरोगाश्व-भेदेषु तिलकालके ॥ इति मेदिनी ॥ तिलकवृक्षाणा प्रमदाया' कटाक्षश्रेणिभि प्रफुल्लत्व प्रसिद्धमेव-यदाह महाकविहरिचंद्रो निजधर्मशर्माभ्युदयाख्यमहाकाव्ये ॥

श्रव्येऽपि काव्ये रचिते विपश्चि-त्कश्चित्सचेता परितोषमेति ॥
उत्कोरक स्यात्तिलकश्चलाक्ष्या । कटाक्षभावैरपरे न वृक्षा' ॥ १ ॥
॥ इति स्वोपज्ञटीकायाम् ॥

३ तुलाकोटिर्मानभेदेऽ-वुदे स्यान्नूपुरेऽपि च ॥ इति हैमः ॥

चित्ते स चिंतां रचयंश्चिरेण ।
तस्या अथास्यै वरमध्यमायाः ॥
क्रामन्क्रमेणाप निकेतनं स्वं ।
कामप्रपन्नो वरदत्त एषः ॥ ५२ ॥

હવે કામદેવને પ્રાપ્ત થએલો તે આ વરદત્ત ઉત્તમ છે મધ્યભાગ જે-ણીનો એવી તે કમલાની પ્રાપ્તિમાટે મનમા વિચાર કરતો થકો ઘણે કાળે અનુક્રમે પોતાને ઘેર આવ્યો

नेत्रांतजैर्दीर्घकटाक्षबाणैः ।
पुंहृच्छकुंतान्पथि पातयंती ॥
प्रापालयं सापि निजं चिरंटी[1] ।
मंजीरनादैर्मुखरीकृताशा ॥ ५३ ॥

નેત્રોના છેડાઓથી ઉત્પન્ન થએલા દીર્ઘ કટાક્ષોરૂપી બાણોએ કરીને માર્ગમાં પુરૂષોના હૃદયરૂપી પક્ષીઓને પાડતી થકી, ઝાંઝરના શબ્દોથી વાચાળ કરેલ છે દિશાઓ જેણીએ એવી તે ઘણો કાળ પિયર રહેનારી કમલા પણ પોતાને ઘેર પહોંચી

ज्ञात्वा च तस्या अपि भावमेष ।
मार्गेऽगचेष्टाभिरथांगनायाः ॥
प्रैषीन्निजां सोऽपि मुदा हि दासीं ।
तस्यै विदग्धां गदितुं निजेच्छाम् ॥ ५४ ॥

હવે તે આ વરદત્તે પણ માર્ગમા અંગચેષ્ટાઓથી તે સ્ત્રીનો ભાવ જા-

---

१ चिरटी तु सुवासिनी ॥ इत्यमर. ॥ चिरेणाटति पितृगेहाद्भर्तृगेहमिति "चिरटी" इति स्वोपज्ञटीकायाम् ॥

ણીને, તુરત તેણીને પોતાની ઇચ્છા કહેવામાટે પોતાની એક ચતુર દાસીને હ-ર્ષથી મોકલી

**सापि प्रयाता चपलं वरांग्या ।**
**स्तस्या गृहं हर्षयुता विदग्धा ॥**
**प्रच्छन्नमाकार्य वराननां तां ।**
**स्वांतस्थितं सर्वमुदंतमाह ॥ ५५ ॥**

તે ચતુર દાસી પણ હર્ષસહિત તુરત ને ઉત્તમ અંગવાળી **કમળાને** ઘેર ગઇ, અને તે ઉત્તમ મુખવાળી કમળાને ગુપ્તરીતે બોલાવીને હૃદયમાં રહેલો સર્વ વૃત્તાંત કહ્યો.

**आकर्ण्य तं तु प्रमदं स्वकीयं ।**
**रोमांचदंभेन विदर्शयंती ॥**
**नीचैरवक्तामथ [1]पुंश्चली सा ।**
**वीतत्रपा कामदशां प्रयाता ॥ ५६ ॥**

હવે તે વૃત્તાંત સાંભળીને રોમાંચના મિષથી પોતાના હર્ષને દેખાડતી થકી તે નિર્લજ્જ તથા કામદશાને પ્રાપ્ત થએલી કુલટા કમળા હળવે રહીને તેણીને કહેવા લાગી

**पुर्या बहिर्यक्षनिकेतनेऽद्य ।**

---

१ पुश्चली चर्षणी बंध-क्यसती कुलटेत्वरी ॥ इत्यमर ॥ पुंसो भर्तु सकाशाच्चलति पुरुषांतरं गच्छतीति "पुंश्चली" - चल् गतौ (भ्वा० प० से०)। अच् (३।१।१३४) गौरादि (४।१।४१)।-पुमांस वृत्ताच्चालयति च्यावयति कर्मण्यणतान्ङीप् (४।१।१५)-इति मुकुट । तन्न। 'चल् कंपने' इत्यनेन कंपनादन्यत्रमित्त्वाविधानाद्वृद्धिप्रसंगात्। मज्ञापूर्वकत्व वा वृद्धे ॥ ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

२५—जशवंत प्रेस, जामनगर.

मध्याह्नकाले स समेतु तूर्णम् ॥
तत्रागमिष्याम्यहमप्यरं च ।
सैवं गदित्वा विससर्ज दासीम् ॥ ५७ ॥

આજે નગરીની બહાર યક્ષના મંદિરમાં તે **વરદત્ત** ભલે આવે; અને હું પણ ત્યાં તુરત આવીશ; એવી રીતે કહીને તેણીએ દાસીને વિસર્જન કરી.

सागत्य दासी च ततोऽस्य पार्श्वे
तं प्राह तस्या वचनं सहर्षा ॥
मेने शठः सोऽपि तदा धरित्र्यां ।
यत्नं विना सिद्धमनोरथं स्वम् ॥ ५८ ॥

પછી તે હર્ષિત થએલી દાસીએ તે **વરદત્તની** પાસે આવીને, તેને તે **કમલાનું** વચન કહ્યું; ત્યારે તે લુચ્ચો **વરદત્ત** પણ દુનિયામાં પોતાના આત્માને યત્નવિના સિદ્ધ થએલા મનોરથોવાળો માનવા લાગ્યો.

प्राप्तो हि यक्षस्य निकेतने स ।
तूर्णं ततश्चंदनचर्चितांगः ॥
कंठस्थनानाकुसुमौघमाल्यै[1]
रोलंबवृंदान्यभिकर्षयंश्च ॥ ५९ ॥

પછી ચંદનથી ચર્ચિત છે અંગ જેનું એવો, તથા કંઠમાં રહેલા નાના પ્રકારના પુષ્પોના સમૂહની માલાઓથી ભમરાઓના સમૂહોને સન્મુખ ખેંચતો થકો તે **વરદત્ત** તુરત ખરેખર યક્ષના મંદિરમાં ગયો.

मध्याह्नकाले मदनप्रणुन्ना ।

१ माल्यं कुसुमतत्स्रजोः ॥ इति मेदिनी ॥

पित्रोर्निकेतागमनच्छलेन ॥
सापि प्रयाता रमणस्य गेहा
त्तत्रैव यक्षस्य निकेतनेऽथ ॥ ६० ॥

હવે મધ્યાન્હકાલે કામદેવથી પ્રેરાએલી તે કમલા પણ પિયર આવવાના મિષથી સાસરેથી તેજ યક્ષના મદિરમા ગઇ

ज्ञातः कथंचिद्रमणेन तस्या ।
वृत्तांत एषोऽथ तयोस्तदैव ॥
गत्वा च खड्गेन जघान तत्र ।
मुक्त्वा दयां तौ चपलं स कोपात् ॥ ६१ ॥

હવે આ વૃત્તાત તેજ વખતે કોઇ પણ રીતે તે કમલાના સ્વામીએ જાણ્યો; તથા ત્યા જઇને તેણે દયા છોડીને તે બન્નેને ક્રોધથી તલવારથી તુરત મારી નાખ્યા.

पंचत्वमेवं समवाप्य सोऽथ ।
श्वभ्रं गतः कर्मविभारितांगः ॥
रेरे परस्त्रीगमनेच्छुलोका ।
गच्छंति नूनं नरकावनिं हि ॥ ६२ ॥

હવે એવી રીતે તે વરદત્ત મૃત્યુ પામીને કર્મોથી ભારયુક્ત અંગવાળો થયો થકો નરકમા ગયો માટે અરેરે ! ! પરસ્ત્રીગમનની ઇચ્છાવાળા લોકો ખરેખર નરકમાં જાય છે

एवं स्वचित्तेऽत्र विचिंत्य भव्याः ।
संगं सदा संत्यजतान्यनार्याः ॥
अन्यस्त्रीसंगो गदितो जिनेशै ।

दुःखप्रदो ह्यत्र परत्र सत्यम् ॥ ६३ ॥

એવી રીતે હે ભવ્ય લોકો ! અહી તમારા ચિત્તમા વિચારિને **પરસ્રીનો સંગ** તજો ? કેમકે **જિનેશ્વરોએ** આ લોક અને પરલોકમા પરસ્ત્રીનો સંગ ખરેખર દુ ખ આપનારો કહ્યો છે

वाक्सुधामिति गुरोः प्रपीय ते ।
स्वस्वगेहमचिरं जना ययुः ॥
आगतेऽब्दसमयेऽथ सोऽपि च ।
साधुरत्र हितकारकः स्थितः ॥ ६४ ॥

હવે ગુરૂની વાણીરૂપી અમૃતને પીને તે લોકો તુરત પોતપોતાને ઘેર ગયા, તથા હવે વર્ષાકાળ આવતે છતે તે હિતકારી એવા **શ્રી આત્મારામજી** સાધુ પણ અહી ગુજરાવલા નામના નગરમા રહ્યા

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गो भांकः कविशिशुकहीरेण कथितः ॥६५॥

"भांकः" એટલે નવમો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारामजिच्चरिते आत्मारामजितो गुजरावलागमन तद्दत्तपरस्त्रीत्यागोपदेशद्वारा शृंगारवैराग्योपचितस्त्रीदेहस्वरूपवर्णनो नाम नवमः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ दशमः सर्गः प्रारभ्यते ॥

वर्षाकाले व्यतीतेऽथ । मुनीशो निर्ययौ ततः ॥
हुशीयारपुरं प्राप्तः । समतांचितमानसः ॥ १ ॥

હવે વર્ષાકાળ જાતે છતે સમતાથી શોભિતા મનવાળા તે **શ્રી આત્મારામજી** મુનિરાજ ત્યાંથી નિકળીને **હુશીયારપુરમાં** આવ્યા

चतुर्मासं स्थितस्तत्र । भव्यानुपदिशन्नयम् ॥
ततो निर्गत्य तूर्णं सोऽ । बालाह्वं नगरं ययौ ॥२॥

ત્યાં આ મુનિરાજ ભવ્યોને ઉપદેશ દેતા થકા ચતુર્માસ રહ્યા, તથા ત્યાંથી તુરત નિકળીને તે **અંબાલા** નામના નગરપ્રતે ગયા

तत्र स्थित्वा चतुर्मासं । प्रबंधस्तेन गुंफितः ॥
जैनतत्वादर्शाख्यश्च । भूरिभव्योपकारकः ॥ ३ ॥

ત્યાં ચતુર્માસ રહીને તેમણે ઘણા ભવ્યોને ઉપકાર કરનારો **જૈનતત્વાદર્શ** નામનો ગ્રંથ રચ્યો

तेन ग्रंथं द्वितीयं चा । ज्ञानतिमिरभास्करम् ॥
रचयितुं समारेभे । तत्रैव स्थिरचेतसा ॥ ४

વળી ત્યાંજ સ્થિર ચિત્તવાળા એવા તે મુનિરાજે બીજો **અજ્ઞાનતિમિરભાસ્કર** નામનો ગ્રંથ રચવાને પ્રારંભ કર્યો

सप्तदशप्रकाराढ्य । पूजायाः पुस्तकं च सः ॥
स्थित्वारचयत्तत्रैव । भव्यानां हितकाम्यया ॥ ५ ॥

વળી ત્યાંજ રહીને તેમણે ભવ્યોના હિતની ઇચ્છાથી **સત્તરભેદીપૂજાનું** પુસ્તક પણ બનાવ્યું.

ત્યા તે ઉત્તમ બુદ્ધિવાન મુનિરાજે ઢુઢકોને ઉત્તમ શિક્ષામાટે **સમ્યક્ત્વ-શલ્યોદ્ધાર** નામનો નવો ગ્રથ રચ્યો

**ततो मुनिर्जगामासौ । श्रीशत्रुंजयपर्वतम् ॥**
**तद्यात्रया च स्वात्मानं । धन्यं मेने विशेषतः ॥१२॥**

ત્યાથી આ મુનિરાજ **શ્રી શત્રુંજય** પર્વતપ્રતે ગયા (તથા) તેની યાત્રાથી પોતાના આત્માને તે વિશેષ પ્રકારે ધન્ય માનવા લાગ્યા

**ततो वरपुराण्येष । समुल्लंघ्य क्रमैः क्रमात् ॥**
**घोघाख्यनगरं प्राप्तो । जैनधर्मदृढाशयः ॥ १३ ॥**

જૈન ધર્મમા દૃઢ આશયવાળા આ મુનિરાજ ત્યાથી ઉત્તમ નગરોને પગે ચાલી ઉલ્લઘીને અનુક્રમે ઘોઘા નામના નગરમા પધાર્યા

**ततोऽसावथ निर्गत्य । नगराणि पवित्रयन् ॥**
**क्रमेण स्तंभतीर्थे च । समायातस्तपोधनः ॥ १४ ॥**

તપજ છે ધન જેમનુ એવા આ મુનિરાજ ત્યાથી હવે નિકળીને નગરોને પવિત્ર કરતા થકા અનુક્રમે **સ્તંભતીર્થમાં** (**ખંભાતમાં**) આવ્યા

**पुस्तकानि च जैनानि । तेन दृष्टानि धीमता ॥**
**प्राचीनानि बहून्यत्र । भांडागारे स्थितानि च ॥१५॥**

વળી અહીં તે બુદ્ધિવાન મુનિરાજે ભડારમા રહેલા ઘણા પ્રાચીન જૈન પુસ્તકો જોયા

**क्रमेणाथ मुनीशोऽयं । क्रामन्नत्र महीतले ॥**
**क्रमाभ्यां भव्यसंसेव्य । क्रमः सूरतमाययौ ॥ १६ ॥**

હવે ભવ્ય લોકોએ સેવવા લાયક છે ચરણ જેમના એવા તે આ **શ્રી આત્મારામજી** મુનિરાજ આ પૃથ્વીતલપર પગોથી વિહાર કરતા થકા અનુક્રમે **સૂરત** આવ્યા.

आरामेऽसौ स्थितस्तत्र । शिष्यवृंदैर्निषेवितः ॥
चक्रवर्तीव सामंत । सेनानीप्रमुखैर्मुनिः ॥ १७ ॥

સામંત અને સેનાપતિ આદિકોથી સેવાએલા જેમ ચક્રવર્તી રાજા, તેમ શિષ્યોના સમૂહોથી સેવાએલા આ મુનિરાજ ત્યાં બગીચામાં રહ્યા

मुनेरागमनं श्रुत्वा । कर्णपीयूषसंनिभम् ॥
लोका महोत्सवेनैनं । पुरीं प्रावीविशन्मुदा ॥१८॥

કર્ણોને અમૃતસરખું મુનિનું આગમન સાંભળીને લોકોએ મહોત્સવપૂર્વક તેમને હર્ષથી નગરમાં પ્રવેશ કરાવ્યો.

चलंतोऽश्वगजव्राता । रथाश्च सुभटा अरम् ॥
नरनारीव्रजाश्चाप्या । रामाद्गोपुर[1]माययुः ॥ १९ ॥

ઘોડા તથા હાથીના સમૂહો, રથો, સુભટો, તથા સ્ત્રીપુરૂષોના સમૂહો પણ બગીચાથી તુરત નગરના દરવાજાપ્રતે આવ્યા

शनैः शनैस्ततः सर्वे । पुरांतःप्राविशन्नथ ॥
श्रेणिबद्धा धृतोल्लासा । गजाश्वसुभटव्रजाः ॥२०॥

પછી ધારણ કરેલ છે ઉલ્લાસ જેઓએ એવા સર્વે શ્રેણિબંધ હાથી, ઘોડા અને સુભટોના સમૂહો ધીરે ધીરે નગરમાં પ્રવેશ કરવા લાગ્યા

[2]भेरीनादसमाहूता । नरनारीसमुच्चयाः ॥
त्यक्त्वा स्वकीयकार्याणि । मुदा तत्राययुस्तदा ॥२१॥

તે સમયે ભેરીના શબ્દે બોલાવેલા નરનારીના સમૂહો પોતાના કાર્યો તજીને હર્ષથી ત્યાં આવ્યા

केचिद्वातायने प्राप्ताः । केचिदट्टालके नराः ॥

१ पुरद्वारं तु गोपुरम् ॥ इत्यमरः ॥ २ भेर्यामानकदुदुभिः ॥ इत्यमरः ॥

केचिद्वृक्षे समारूढाः । कपिसंभ्रमकारिणः ॥ २२ ॥

કેટલાક પુરૂષો ઝરૂખામા ચડ્યા, કેટલાક અગાશીમા ચડ્યા, તથા વાંદરાઓની ભ્રાંતિ કરાવનારા કેટલાકો વૃક્ષપર ચડ્યા

वलभ्यां च समारूढां । ललनां ललिताननाम् ॥
वीक्षितुं तत्तदा तत्र । दिव्यालंकारधारिणीम् ॥२३॥
दृष्ट्वा जना अमन्यंत । मानसेषु निजेषु ताम् ॥
देवलोकात्समायाता । मप्सरसं विमानगाम् ॥२४॥

॥ युग्मम् ॥

વળી તે જોવાને ત્યા ઝરૂખામા ચડેલી, મનોહર મુખવાળી, અને દિવ્ય અલંકારોને ધારણ કરનારી સ્ત્રીને જોઇને માણસો પોતાના મનોમા તેણીને દેવલોકથી આવેલી વિમાનમા બેઠેલી અપ્સરા માનવા લાગ્યા

गौरीं गौराननां कांचि । द्वातायनगतां तदा ॥
स्वीयालंकारकांतिभि । र्विद्योतितनभोऽंगणाम् २५
वीक्ष्य केषां समुत्पन्नो । नो भ्रमो मानसे किल ॥
नभोभागसमायात । चपलायाश्चपलं क्षणम् ॥२६॥

॥ युग्मम् ॥

ગૌર મુખવાળી તથા ઝરૂખામા રહેલી, અને પોતાના આભૂષણોની કાંતિઓથી તેજયુક્ત કરેલ છે આકાશનો ભાગ જેણીએ એવી ત્યા કોઇક સ્ત્રીને જોઇને, તુરત ક્ષણવારસુધિ ખરેખર આકાશભાગમા આવેલી વીજળીની કોના મનમા શંકા નહી થઇ? (અર્થાત્ થઇજ )

चलभीस्थांगनां कांचि । द्रम्यां स्तनफलान्विताम् ॥
स्मिताच्छकुसुमामोष्ट–पल्लवां पाणिपत्रिणीम्॥ २७॥
मोहिनीमिव वल्लीं च । जंगमामंबरे गताम् ॥

दृष्ट्वाप्यत्र नराः के नो । मुमुहुर्मदनाकुलाः ॥ २८ ॥

॥ युग्मम् ॥

વળી અહી સ્તનોરૂપી ફલોવાળી, હાસ્યરૂપી નિર્મલ પુષ્પોવાળી, હોઠરૂપી પલ્લવોવાળી તથા હાથોરૂપી પાંદડાઓવાળી, ઝરૂખામા બેઠેલી આકાશમા રહેલી જગમ મોહનવેલી સરખી કોઇક સ્ત્રીને જોઇને પણ કયા પુરૂષો કામદેવથી આકુળ થયા થકા મોહ ન પામ્યા ?

अट्टालकस्थनारीणां । श्रेणिबद्धा मुखेंदवः ॥

दिवापि भासुराश्चित्रं । चक्रुः कस्य न चेतसि ॥२९॥

અગાસીમા રહેલી સ્ત્રીઓના હારબધ રહેલા મુખરૂપી ચદ્રો દિવસે પણ ચળકતા થકા કોના મનમા આશ્ચર્ય કરવા ન લાગ્યા ?

आगता काचिदुत्सेका । त्कंठे धृत्वा तदेह च ॥

न नूपुरं पुरा मुग्धा । कस्य हास्यमचीकरत् ॥ ३० ॥

વળી તે વખતે અહી ઉત્સેકથી કઠમા ઝાઝર પેહેરીને આગાડી આવેલી કોઇક મુગ્ધ બાલિકા કોને હાસ્ય કરાવવા ન લાગી ?

मानसोत्सेकतः कापी । हांजनालंकृतालका ॥

राहूपगूढचंद्रस्या । चीकरत्कस्य नो भ्रमम् ॥ ३१ ॥

વળી મનના ઉત્સેકથી અંજનથી શણગારેલ છે લલાટ જેણીએ એવી કોઇક સ્ત્રી અહી રાહુથી ઘેરાએલા ચદ્રનો કોને ભ્રમ નહીં કરાવતી હતી ?

काचिदुत्सेकतस्तत्र । कंठस्थापितमेखला[1] ॥

प्रेक्षकाणां जनानां च । द्रुतं हास्यास्पदं गता ॥३२॥

વળી ત્યા ઉત્સેકથી કઠમા સ્થાપન કરેલ છે કદોરો જેણીએ એવી કોઇક સ્ત્રી તુરત જોનાર માણસોના હાસ્યના સ્થાનકને પ્રાપ્ત થઇ.

१ मेखलाद्रिनितंबे स्या-द्रशनाखड्गबंधयोः ॥ इति हैम ॥ मेखलालष्टयष्टिका ॥

श्लथनीवीं[1] तदा काचि । त्प्रमदा प्रमदान्विता ॥
खर्वती स्वकरेणात्र । लज्जया छादितानना ॥ ३३ ॥
पार्श्वस्थाभिर्विदग्धाभि । र्यौवनगर्वराजिभिः ॥
सखीभिर्नर्मणा[2] मुग्धा । द्रुतं छन्नमहस्यत ॥ ३४ ॥

॥ युग्मम् ॥

વળી તે વખતે ત્યાં ઢીલા થએલા કટીવસ્ત્રબંધનને પોતાના હાથથી અટકાવતી, તથા લજ્જાથી ઢાંકેલ છે મુખ જેણીએ એવી કોઇક હર્ષિત થએલી મુગ્ધ સ્ત્રી, પડખે રહેલી, તથા યૌવનના ગર્વની શ્રેણિવાળી એવી સખીઓથી તુરત ગુપ્ત રીતે મશ્કરીપૂર્વક હાસી કરાવા લાગી.

हिरण्यगर्भभूषाढ्याः । सुमनोभिर्विमंडिताः ॥
जना अपि तदाभुश्च । देवाकारविडंबिनः ॥ ३५ ॥

વળી તે સમયે સુવર્ણના આભૂષણોવાળા ( પક્ષે—બ્રહ્મારૂપી આભૂષણવાળા ) તથા પુષ્પોથી ( પક્ષે—દેવોથી ) શોભિતા થએલા એવા માણસો પણ દેવોની મૂર્તિઓ સરખા શોભતા હતા

भृत्या अपि तदा केचि । द्दिव्यभूषणभूषिताः ॥
चलंतः पथि हर्षेण । स्वामिनोऽप्यधिकं बभुः ॥३६॥

વળી તે સમયે દિવ્ય આભૂષણોથી શોભાયુક્ત થએલા ચાકરો પણ હર્ષથી માર્ગમા ચાલતા થકા શેઠથી પણ અધિક શોભતા હતા

औत्सुक्येन तदा केचि । त्तत्र चक्रुर्न निश्चितम् ॥
स्वस्वामिना समादिष्टं । कर्म कर्मकरा अपि ॥ ३७ ॥

વળી તે સમયે ત્યાં ઉત્સુકતાથી ચાકરો પણ ખરેખર પોતાના શેઠે કહેલું

१ नीवी स्त्री कटीवस्त्रबंधने । मूलद्रव्ये परिपणे ॥ इति हेम ॥ २ क्रीडा खेला च नर्म च ॥ इत्यमर ॥

કાર્ય કરવા ન લાગ્યા.

बालकांस्तत्र [1]गंधर्वै । र्वाह्यमानेषु संस्थितान् ॥
रथेष्वंगधृतानल्प । रत्नभूषणभासुरान् ॥ ३८ ॥
दृष्ट्वा जनास्त्वमन्यंत । मुनिं नंतुं समागतान् ॥
भक्त्या सह विमानैः स्वै । र्दिवो दिविषदार्भकान् ३९

॥ युग्मम् ॥

ત્યાં ઘોડા જોડેલા રથોમાં (ઘોડાગાડીઓમાં) બેઠેલા તથા અંગપર ધારણ કરેલા ઘણા રત્નોના આભૂષણોથી દેદીપ્યમાન થએલા બાળકોને જોઇને માણસો ખરેખર મુનિને નમવા માટે ભક્તિથી પોતાના વિમાનો સહિત દેવલોકથી આવેલા દેવોના બાળકોને માનવા લાગ્યા

क्वचित्तत्रोच्छ्रितैः श्वेत । पताकाभिरजीयत ॥
हिमाद्रेः पततां गंगा—[2]वीचीनां हि रमा तदा ॥४०॥

વળી તે વખતે ત્યાં કોઇ જગોએ લટકાવેલી શ્વેત પતાકાઓથી ખરેખર હિમદ્રિથી પડતા ગંગાના મોજાંઓની શોભા જીતાતી હતી

क्वचित्पीतपताकाश्च । कंचनकांतिभासुराः ॥
उत्पतंत्योऽबरे दिव्याः । पवनप्रेरितांचलाः ॥ ४१ ॥
आह्वातुमिह देवानां । स्वर्गमनोत्सुका इव ॥
संमदेन तदैक्ष्यंत । जनानां च कदंबकैः ॥ ४२ ॥

॥ युग्मम् ॥

વળી તે સમયે ત્યાં કોઇ જગોએ સુવર્ણસરખી કાંતિથી ભાસુર થએલી, આકાશમાં ઉડતી, તથા પવનથી પ્રેરાએલ છે છેડાઓ જેમના એવી મનોહર

1 गंधर्वस्तु नभश्चरे ॥ पुंस्कोकिले गायने च । मृगभेदे तुरगमे ॥ अंतराभवदेहे च ॥ इति हेम ॥ २ वीचिः स्वल्पतरंगे स्या—दवकाशे सुखे द्वयो. ॥ इत्युक्तत्वात् ॥

પીળી પતાકાઓ, જાણે અહી દેવોને બોલાવવા માટે દેવલોકમા જવાને ઉત્સુક થઇઓ હોય નહીં જેમ, તેમ હર્ષપૂર્વક લોકોના સમૂહોથી જોવાવા લાગી

क्वचिद्रक्तपताकाश्च । स्वांचलांगुलिभिस्तदा ॥
मुदा तं मुनिमाह्वातु । मुत्सुका इव रेजिरे ॥४३॥

વળી તે સમયે કોઇ જગોએ લાલ પતાકાઓ પોતાના છેડાઓરૂપી આગળીઓથી હર્ષથી તે મુનિરાજને બોલાવવા માટે જાણે ઉત્સુક થઇઓ હોય નહી જેમ, તેમ શોભતી હતી

हृदास्तदययेवेह । पौराणां पथि गच्छताम् ॥
[1]तपनातपसंभूत । तापन्यक्करणाय च ॥ ४४ ॥
पंचवर्णपताकाभिः । संध्याभ्रैरिव मंडितम् ॥
सर्वतः सुंदराकारं । तदा तन्नगरं बभौ ॥ ४५ ॥

॥ युग्मम् ॥

વળી તે સમયે હૃદયમા પ્રાપ્ત થએલી દયાથી જાણે હોય નહી જેમ, તેમ માર્ગે ચાલતા લોકોના સૂર્યના તડકાથી ઉત્પન્ન થએલા તાપને દૂર કરવામાટે સંધ્યાકાળના વાદળાઓથી હોય નહી જેમ, તેમ ચારેબાજુએ પચરંગી પતાકાઓથી શોભિતુ થએલુ તે **સુરત** શેહેર સુદર આકારવાળુ શોભવા લાગ્યું

महिलानां तदा मह्यां । चलंतीनामलं पथि ॥
[2]श्यामलांबर[3]संछन्न । देहानामाननानि हि ॥४६॥
शुभ्राणि शुभ्ररश्मीनां । सजलैर्मेघडंबरैः ॥
परीतानीव बिंबानी । ह्यागतानीव रेजिरे ॥ ४७ ॥

॥ युग्मम् ॥

---

१ तपनस्तापनो रविः ॥ इति समारावर्तात् ॥ २ श्यामल पिप्पले श्यामे ॥ इति हैम. ॥ ३ अंबर न द्वयोर्व्योम्नि । सुगध्यतरवस्त्रयो ॥ इत्युक्तत्वात् ॥

વળી તે વખતે માર્ગમા પૃથ્વીપર ચાલતી તથા શ્યામ વસ્ત્રોથી ઢંકાએલાં છે શરીરો જેમના એવી સ્ત્રીઓના શ્વેત મુખો, પાણીથી ભરેલા વાદળાઓના આડંબરોથી ઘેરાએલા ચંદ્રોના બિંબો જાણે અહીં આવેલા હોય નહીં જેમ, તેમ શોભતાં હતા

हरिद्वस्त्रसमावृत्त । देहानां वदनानि च ॥
कासांचिल्ललनानां हि । श्वेतानीह विलेभिरे ॥४८॥
वसंतागमनोत्फुल्ल । वृक्षगानां च कानने ॥
शुभ्रपक्षप्रभारम्य । मरालानां शुभां श्रियम् ॥४९॥
॥ युग्मम् ॥

વળી અહીં લીલા વસ્ત્રોથી આચ્છાદિત થએલ છે શરીરો જેમના એવી કેટલીક સ્ત્રીઓના શ્વેત મુખો, વનમા વસંતના આવવાથી પ્રફુલ્લિત થએલાં વૃક્ષોપર રહેલા, શ્વેત પાખોની કાંતિથી મનોહર લાગતા એવા હંસોની ઉત્તમ શોભાને ખરેખર મેળવતા હતા

[1]आतपत्रैस्तदा लब्धा । निर्लभ्या जनहस्तगैः ॥
वृक्षैरिव पुरेणापि । निर्वर्ण्यारण्यमा शुभा ॥ ५० ॥

વળી તે સમયે માણસોના હાથમા રહેલા વૃક્ષોસરખા છત્રોએ કરીને, નગરે પણ દુર્લભ તથા અનોપમ એવી વનની મનોહર શોભા મેળવી

गच्छतां द्विरदानां च । मदधाराभिवर्षणैः ॥
[2]इंदीवरालियुक्तेव । शुशुभे वसुधा तदा ॥ ५१ ॥

વળી તે સમયે ચાલતા હાથીઓના મદની શ્રેણિઓના વર્ષવાથી પૃથ્વી જાણે શ્યામ કમલોની માળાવાળી થઇ હોય નહીં જેમ, તેમ શોભાતી હતી.

---

१ छत्रं त्वातपत्रम् ॥ इत्यमर ॥ आतपात्त्रायत इति आतपत्रम् । 'आतोऽनुप' (३।२।३) इति क ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ २ इंदीवर च नीलेऽस्मिन् ॥ इत्यमरः ॥ इंदी लक्ष्मी तस्या वरमिष्टमितींदीवरमिति स्वोपज्ञटीकायाम् ॥

પછી તે **વીરચંદ** પણ આ મુનિરાજની છબી લેઇને હર્ષથી **ચીકાગો** નામના ઉત્તમ નગર પ્રતે ગયા

सूरेरस्य प्रभावेन । तत्राप्येवं महोन्नतिः ॥
जाता हि जिनधर्मस्य । भव्यहर्षप्रदा तदा ॥१०६॥

એવી રીતે તે સમયે તે **અમેરિકા ખંડમાં** પણ આ સૂરીશ્વરના પ્રભાવથી ભવ્યલોકોને હર્ષ આપનારી ખરેખર **જિનધર્મની** મહાન ઉન્નતિ થઇ.

ततः सूरीश्वरोऽप्यागा । ज्झंडीयालाभिधं पुरम् ॥
तत्र शिष्ययुतोऽसौ च । चतुर्मासावधिं स्थितः १०७

પછી આ સૂરીશ્વર **ઝંડીયાલા** નામના નગર પ્રતે આવ્યા, તથા ત્યાં શિષ્યો સહિત ચતુર્માસ રહ્યા

ततोऽपि पुनरागत्य । जीराख्यनगरं त्वरम् ॥
स्थितः स च चतुर्मासं । भव्यबोधैकमानसः ॥१०८॥

પછી ત્યાંથી તુરત **જીરા** નામના નગર પ્રતે આવીને, ભવ્યોને બોધ દેવામાજ છે એક મન જેમનુ એવા તે મુનિરાજ ત્યા ચતુર્માસ રહ્યા

तत्वनिर्णयप्रासाद । नाम्ना ग्रंथश्च निर्मितः ॥
तेन स्थित्वात्र हर्षेण । नानाजीवोपकारकः ॥१०९॥

વળી તે મુનિરાજે અહી **જીરા** ગામમા રહીને હર્ષથી વિવિધ પ્રકારના જીવોને ઉપકાર કરનારો **તત્વનિર્ણયપ્રાસાદ** નામનો ગ્રંથ બનાવ્યો

ततो गतोऽसौ पट्याख्य । ग्रामं पुनरपि द्रुतम् ॥
तत्रांजनशिलाका च । कारिता तेन सूरिणा ॥११०॥

પછી આ સૂરીશ્વર ફરીને પણ તુરત **પટ્ટી** નામના ગામ પ્રતે ગયા; તથા ત્યા તેમણે **અંજનશલાકા** કરાવી.

ततो निर्गत्य सोऽथागा । दंबालाभिधपुर्वरम् ॥

सुखेन च स्थितस्तत्र । चतुर्मासावधिं मुनिः ॥१११॥

હવે ત્યાંથી નીકળીને તે મુનિરાજ **અંબાલા** નામના ઉત્તમ નગર પ્રતે આવ્યા; તથા ત્યાં સુખેથી ચતુર્માસ રહ્યા.

अथागतो मुनींद्रोऽपि । स सनखतराभिधम् ॥
ग्रामं च तत्राप्यंजन । शिलाका तेन कारिता ११२

હવે તે **શ્રીઆત્મારામજી** મુનિરાજ પણ **સનખતરા** નામના ગામમાં આવ્યા, તથા ત્યાં પણ તેમણે **અંજનશિલાકા** કરાવી.

एवं येन मुनीश्वरेण विजयानंदाभिधेनावनौ ।
चंद्रेणेव निजोपदेशकिरणव्रातैश्च शीतैः सदा ॥
नीतो बोधमरं सुभव्यकुमुदव्रातो व्रतोल्लासिना ।
सोऽयं जैनमतावलंबिजनताहर्षप्रदो वोऽवतु ११३

એવી રીતે **શ્રી વિજયાનંદ** ( **શ્રી આત્મારામજી** ) નામના વ્રતમાં ઉલ્લાસવાળા એવા મુનિરાજે ચંદ્રની પેઠે હમેશાં શિતલ એવા પોતાના ઉપદેશરૂપી કિરણોએ કરીને ઉત્તમ ભવ્યોરૂપી કુમુદનો સમૂહ તુરત બોધને ( વિકસ્વરપણાને ) પ્રાપ્ત કર્યો છે, તે આ **જૈનમતના** અવલંબનવાળા માણસોના સમૂહને હર્ષ આપનારા મુનિરાજ તમારૂં રક્ષણ કરો.

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गष्टांकः कविशिशुकहीरेण कथितः ॥११४॥

"ठांकः" એટલે બારમો. ( બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો )

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारामजिच्चरिते विविधमतादिवर्णनो नाम द्वादशमः सर्गः समाप्तः ॥श्री॥

## ॥ त्रयोदशमः सर्गः प्रारभ्यते ॥

[1]मुनीशोऽसौ ततो यातो । भव्योपकृतिकर्मठः ॥
पुरं श्रीगुजरावालं । क्रमेण जनसेवितः ॥ १ ॥

પછી ભવ્યોને ઉપકાર કરવામા સમર્થ તથા લોકોથી સેવાએલા એવા આ મુનિરાજ અનુક્રમે **શ્રી ગુજરાવાલ** નામના નગરમા ગયા.

अथैकदा मुनीशेऽस्मिन् । सुखस्थायिनि हर्षतः ॥
प्रेषितो मोहराजेन । दूतोऽत्र समुपाययौ ॥ २ ॥

હવે અહી એક દહાડો આ મુનિરાજ હર્ષથી સુખે રહેતે છતે **મોહરાજાએ** મોકલેલો દૂત તેમની પાસે આવ્યો

स दंभेन नमस्कारं । कृत्वोवाच मुनीश्वरं ॥
अहं मोहनृपस्यास्मि । दूतो दुर्बुद्धिनामकः ॥ ३ ॥

તે દૂત કપટથી ( તે ) મુનિરાજને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે, હું **દુર્બુદ્ધિ** નામનો **મોહરાજાનો** દૂત છઉ.

---

૧ આ સર્ગનુ સર્વ વર્ણન અલકારિક છે, તેનો ગર્ભિત ખુલાસો આ ગ્રન્થની સ્વોપજ્ઞ સસ્કૃત ટીકાથી જાણી લેવો

वलिना तेन भूपेन । प्रेषितो भवदंतिके ॥
अंतकेनेव संदेश । मिह वक्तुमहं निजम् ॥ ४ ॥

તે યમ સરખા બળવાન એવા **મોહરાજાએ** અહી પોતાનો સ દેશો કહેવા માટે મને આપની પાસે મોકલ્યો છે

तच्छृणुतास्य संदेशं । कथ्यमानं मया मुखात् ॥
यतस्तच्छ्रवणे ह्यस्ति । हितं च भवतां सदा ॥ ५ ॥

માટે મારા મુખથી કહેવાતો એવો આ **મોહરાજાનો** તમો સ દેશો સાભળો ? કેમકે, તે સાભળવામા ખરેખર હમેશા તમારૂ હિત છે

मुनीशोऽपि जगादैनं । सुधामधुरया गिरा ॥
कथयस्वाविलंबेन । संदेशं तं हि निर्भयम् ॥ ६ ॥

મુનિરાજે પણ તે દૂતને અમૃત સરખી મધુર વાણીથી કહ્યુ કે, (હે દૂત !) તે સ દેશો (તુ) તુરત ખરેખર ભય રહિત થઇને કહે ?

वाचं वाचंयमस्यैव । माकर्ण्य कर्णयोस्तदा ॥
चकितोऽसावुवाचाथ । संदेशं मोहभूभुजः ॥ ७ ॥

હવે તે સમયે **મુનિરાજની** એવી રીતની વાણી કર્ણોમા સાભળીને ભયભીત થએલો આ દૂત **મોહરાજાનો** સ દેશો કહેવા લાગ્યો

अस्माकं शास्ति स्वामी । निर्भयं भुवि भैरवः[1] ॥
जंतवोऽपि तदादेशं । दधति मुकुटे सदा ॥ ८ ॥

અમારો ભય કર સ્વામી (**મોહરાજા**) ભયરહિત પૃથ્વીપર રાજ્ય ચલાવે છે, અને પ્રાણીઓ પણ તેમના હુકમને હમેશા મુકુટપર ધારણ કરે છે.

भवद्भिस्तु तदादेशो । बाल्यत एव निःकृतः ॥

---

१ भैरव पुंसि शङ्करे । भीषणे रागभेदे च ॥ इत्युक्तत्वात् ॥

निःकृपस्तेन नः स्वामी । क्रोधं यातस्तदैव वः ॥९॥

તમોએ તો તેમના હુકમને બાલ્યપણાથીજ તિરસ્કારેલો છે, તેથી અમારો તે નિર્દય સ્વામી તેજ વખતે તમારાપર ગુસ્સે થયો હતો.

किंतु बालं तदा ज्ञात्वा । भवतो भवितव्यतः ॥
भापयितुं भवंतं च । नोत्सुको हि बभूव सः ॥१०॥

પણ તે સમયે તમોને બાળક જાણીને તમારી ભવિતવ્યતાથી તમોને ડરાવવાને તે ખરેખર ઉત્સુક થયો નહી

तथाप्यनादरं कृत्वा । स्वामिनो मम मानिनः ॥
भवंतस्तु सदा स्वैरं । भुवि भ्राम्यथ निर्भयम् ॥११॥

તોપણ તમો તો મારા અહંકારી સ્વામિનો અનાદર કરીને હમેશા પોતાની ઇચ્છા પ્રમાણે નિર્ભય થયા થકા પૃથ્વીમા ભ્રમણ કરો છો

इयतापि न संतुष्टा । यूयं स्वीयोपदेशतः ॥
आकर्षथ निजे पक्षे । प्रजास्तस्य वशंवदाः ॥ १२ ॥

વળી એટલેથી પણ સતુષ્ટ નહી થએલા એવા તમો, પોતાના ઉપદેશથી તેને (મારા સ્વામીને) વશ થએલી પ્રજાને (તમારા) પોતાના પક્ષમા ખેચોછો

एवं स्वीयोपदेशेन । बहवो जंतवो भुवि ॥
भवद्भिर्निर्भयं तूर्णं । त्याजितास्तस्य शासनात् १३

એવી રીતે તમોએ પોતાના ઉપદેશથી પૃથ્વીમા ઘણા જતુઓને ભયરહિત તુરત તે મોહરાજાના શાસનથી તજાવેલા છે

अधुना मधुना सोऽयं । मत्तो मत्तेभवत्ततः ॥
निर्भयं कुपितस्तुभ्यं । मोहराजो मुनीश्वर ॥१४॥

તેથી હે મુનિરાજ! હવે મદિરાથી મદોન્મત્ત થએલા હાથીની પેઠે તે આ મદોન્મત્ત થએલો મોહરાજા ભય રહિત તમારા પ્રતે કોપાયમાન થયો છે.

ततस्तस्य शरण्यस्य । शरणं भवतां हितम् ॥
बलिना सह लोके हि । विरोधोऽनर्थदो मतः ॥१५॥

તેથી શરણુ લેવા લાયક એવા તે મોહરાજાનુ શરણું તમોને હિતકારી છે; કેમકે દુનિયામા બલવાનની સાથેનો વિરોધ અનર્થને દેનારો માનેલો છે.

यद्यस्य शरणं यूयं । नांगीकर्तुमिहेच्छत ॥
तथाप्येतद्वचस्तस्य । मनसा मंतुमर्हथ ॥ १६ ॥

વળી જો તમો આ મોહરાજાનુ શરણુ અગીકાર કરવાને ન ઇચ્છતા હો, તોપણ તમારે તેનુ આટલુ વચન મનથી માનવુ લાયક છે

भवद्भिरुपदेशस्य । कर्म मर्मप्रभेदकम् ॥
तस्य भूपस्य लोकानां । त्याज्यं प्राज्यहितेच्छया १७

તમોએ તે મોહરાજાના મર્મોને ભેદનારૂ એવુ લોકોને ઉપદેશ દેવાનું કાર્ય (તમારા) ઉત્કૃષ્ટ હિતની ઇચ્છાથી તજવુ

नोचेदसौ महाचंड । श्चंडदोर्दंडमंडलः ॥
मंडलीकृत्य कोदंडं । बलात्तत्त्याजयिष्यति ॥ १८ ॥

અને જો તે કાર્ય તમો નહીં તજો તો, મહા ભયકર તથા ચડ છે હસ્ત-દંડનુ મડલ જેનુ એવો આ મોહરાજા ધનુષ્ય ચડાવીને બળથી તે કાર્ય તજાવશે

श्वापदानां यथा सिंह । स्तारकाणां यथा विधुः ॥
देहिनां हि तथेशोऽयं । मोहराजो महोदयः ॥१९॥

વનવાસી પશુઓનો જેમ સિહ, તથા તારાઓનો જેમ ચદ્ર તેમ આ મહાન ઉદયવાળો મોહરાજા ખરેખર (સર્વ) પ્રાણીઓનો સ્વામી છે.

अस्य सेना महाराज । महाराजस्य राजते ॥
जगति मोहराजस्य । निर्जरैरपि दुर्जया ॥ २० ॥

હે **મહારાજ**! જગતમાં મહાન રાજા સરખા એવા આ **મોહરાજાની** દેવોથી પણ દુર્જય એવી સેના શોભે છે

**बलिनोऽस्य बलाभ्यर्णे । युष्माकं निर्बलं बलम् ॥**
**विलभ्य लघिमानं हि । चपलं लयमाप्स्यति ॥२१॥**

બલવાન એવા આ **મોહરાજાના** સૈન્યની પાસે તમારૂં નિર્બળ સૈન્ય ખરેખર લઘુતા પામીને તુરત નાશ પામશે

**तदागत्य तदभ्यर्णे । क्षमां याचत तं द्रुतम् ॥**
**निजागसः स्वयं यूयं । युष्माकं हि हितेच्छया २२**

તેથી તમો તે **મોહરાજાની** પાસે આવીને તેની પાસે તુરત પોતાની મેળે ખરેખર તમારા હિતની ઇચ્છાથી ( તમારા ) પોતાના અપરાધની માફી માગો?

**अन्यथा मोहराजेन । समरं समरांगणे ॥**
**भवंतो भवतां सैन्यै । र्भवत कर्तुमुद्यताः ॥ २३ ॥**

અને જો માફી ન માગો તો રણભૂમિમા **મોહરાજાની** સાથે તમો તમારા સૈન્ય સહિત રણસંગ્રામ કરવાને તૈયાર થાઓ?

**एवं निशम्य तद्वाचं । वाचंयमशिरोमणिः ॥**
**उवाच वाचं वाचालं । दूतं मोहमहीपतेः ॥ २४ ॥**

એવી રીતની તે દૂતની વાણી સાભળીને મુનિઓમા શિરોમણિ ( એવા તે **શ્રી આત્મારામજી** મહારાજ ) તે **મોહરાજાના** વાચાળ દૂતને વાણી કહેવા લાગ્યા

**त्वया यद्वादितं दूत । पूतं सामादिना[1] वचः ॥**

---

१ सामदानभेददण्डरूपा नीतय ॥ - ॥ यदुक्तम्–प्रियवचनादिना क्रोधोपशमन साम । " परस्परोपकाराणा दर्शन गुणकीर्तनम् । सबधस्य समाख्यानमायत्याः

**कथ्यमानं मया तस्यो । त्तरं शृणु समाधिना ॥२५॥**

હે દૂત ! સામ આદિક નીતિથી પવિત્ર થએલુ જે વચન તે કહ્યુ, તેનો મારાથી કહેવાતો ઉત્તર તું સમતાથી સાભળ ?

**त्वत्स्वामी शास्ति दूतात्र । मुग्धानां जगति ध्रुवम् ॥**
**पातयत्यनिशं लोकान् । दुर्गतौ छलतश्च सः ॥२६॥**

હે દૂત ! તારો તે સ્વામી જગતમા ખરેખર મુગ્ધ લોકોપર પોતાની સત્તા ચલાવે છે, તથા હમેશા લોકોને છલથી દુર્ગતિમા પાડે છે

**मामपि स्वीयपाशेऽत्र । पातयितुं समागतः ॥**
**बालिशो बाल्यएवासौ । लाल्यमानं सुबुद्धिना २७**

તે મૂર્ખ એવો (તારો સ્વામી) આ દુનીયામા ઉત્તમ બુદ્ધિથી લાલન કરાતા એવા મને પણ, બાલ્યપણામાજ પોતાના પાશમા પાડવા માટે આવ્યો હતો.

**मया तु तस्य मोहस्य । पाशः पाशुपतेन सः ॥**
**निर्ममत्वाह्वयेनारं । छिन्नो बाल्यतएव हि ॥ २८ ॥**

---

सप्रकाशनम् ॥ १ ॥ वाचा पेशलया साधु तवाहमिति चार्पणम् । इति सामविधानज्ञैः साम पचविध स्मृतम् " ॥ २ ॥ ॥ ~ ॥ स्वधनादे परेभ्यः प्रतिपादन दानम् पचविध ॥ यथाह मुकुट –" प्रतिदान तथा तस्य गृहीतस्यानुमोचनम् । द्रव्यदानमपूर्व च स्वय ग्राहप्रवर्तनम् ॥ देयस्य प्रतिमोक्षश्च दान पचविध स्मृतम् " ॥ ~ ॥ भेदस्त्रिविधो यथा–" स्नेहरागापनयन सहर्षोत्पादन तथा । सतर्जन च भेदज्ञैर्भेदस्तु त्रिविध स्मृत " ॥ १ ॥ ( राज्ञो द्रोहाय शपथपुर्वक'अमिषामैक्यमत जात'इत्यस्यार्थस्य कपटलेखादीना राजसदसि प्रक्षेपाद्राज्ञोऽनुयायिपु स्नेहस्य परिजनाना च प्रभोर्भक्तेरपनयन 'स्नेहरागापनयनम्' ) ( अनुयायिनामेव परस्पराभिभवसजनन 'सहर्षोत्पादनम्' ) ( सतर्जन च प्रसिद्धमेव ) ॥ ~ ॥ दडोऽपि त्रिविधो यथा–"वधोऽर्थग्रहण चैव परिक्लेशस्तथैव च । इति दडविधानज्ञैर्दडोऽपि त्रिविध स्मृतः ॥" ॥ ~ ॥ " साम दान च भेदश्च । दडश्चेति चतुष्टयम् ॥ मायोपेक्षेंद्रजाल च । सप्तोपाया प्रकीर्तिता ॥ १ ॥ " इत्यन्ये ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

તે મોહરાજાનો તે પાશ મે તો બાલ્યપણાથીજ નિર્મમત્વ નામના હથિયારથી તુરત ખરેખર છેદી નાખ્યો છે

एवं पराभवं प्राप्य । मत्तो मत्तेभवद्भुवि ॥
भ्रामयन् जंतुवृंदानि । भ्रमत्येष भयप्रदः ॥ २९ ॥

એવી રીતે મારાથી પરાભવ પામીને ભય આપનારો તે મોહરાજા મદોન્મત્ત હાથીની પેઠે પ્રાણીઓના સમૂહોને ભય આપતો થકો પૃથ્વીમા ભમ્યા કરે છે

सत्योपदेशिनां मह्या । मुपदेशेन कोविदाः ॥
स्वयमेव त्यजंति नो । भूपं ते कपटान्वितम् ॥३०॥

સત્ય ઉપદેશ દેનારા એવા અમારા ઉપદેશથી પૃથ્વીમા ડાહ્યા માણસો પોતાની મેળેજ તારા કપટી રાજાને તજે છે

हेतुना यदि तेनैव । कुपितो मोहभूपतिः ॥
कर्ता किमहितं नोऽयं । सिंहानामिव फेरवः ॥३१॥

તેજ હેતુથી કદાચ જો મોહરાજા (અમારાપર) કોપાયમાન થયો હોય, તો તે સિંહોનુ જેમ શિયાળ તેમ અમારૂ શુ અહિત કરનાર છે?

शरणं तस्य नीचस्य । लब्ध्वा किं कुर्महे वयम् ॥
अश्मानं वाहनीकृत्य । तरीतुं कोऽब्धिमिच्छति ३२

નીચ એવા તે મોહરાજાનુ શરણ લેઇને અમો શુ કરીએ? (કેમકે) પત્થરને વાહનરૂપ કરીને સમુદ્રને તરવાને કોણ ઇચ્છે?

त्यक्तारोऽत्र वयं नैवो–पदेशस्यास्य जल्पतः ॥
घूकघूत्कारतोऽर्कः किं । त्यजति जंतुबोधनम् ३३

(વળી) અમો અહીં તે મોહરાજાના બકવાદથી ઉપદેશને તજનારા નથીજ; (કેમકે) ઘુવડના ઘુત્કારથી સૂર્ય શુ પ્રાણીઓને જાગૃત કરવાનું કાર્ય તજે છે?

तत्कर्मत्याजनेऽस्माकं । वराकोऽयमलं किमु ॥
किमभ्रं त्याजयत्यब्ज–कुमुदाकरबोधनम् ॥ ३४ ॥

અમારા તે ઉપદેશના કાર્યને તજાવવામા આ રાકડો મોહરાજા શુ સમર્થ છે ? (કેમકે) વાદળુ શુ ચદ્રના કુમુદાકરના પ્રબોધનને તજાવે છે ?

तस्यानीकं[1] च नोऽनीक–संनिधौ निधनं गतम् ॥
ज्ञेयं त्वया हि सूर्याग्रे । यथा तारापथे ग्रहाः ॥ ३५ ॥

વળી તે મોહરાજાનુ સૈન્ય અમારા સૈન્ય પાસે તારે, જેમ સૂર્ય પાસે આકાશમા તારાઓ તેમ નાશ પામેલુ જાણુવુ.

विलभ्यासौ निजं नाशं । मचिरेण मया कृतम् ॥
समक्षं जगतां नित्यं । न्यङ्मुखो हि भविष्यति ३६

( વળી ) આ મોહરાજા તુરત મે કરેલા ( તેના ) પોતાના નાશને મેળવીને ખરેખર હમેશા જગતોની સમક્ષ નીચા મુખવાળો થશે.

अस्माभिस्तु किमप्यस्या–हितं नाचरितं ध्रुवम् ॥
तेन त्वकारि नोऽवज्ञा । सिंहानामिव फेरुणा ॥३७॥

અમોએ તો આ મોહરાજાનુ કંઈ પણ અહિત ખરેખર આચર્યુ નથી, અને તેણે તો સિંહોની જેમ શિયાળે તેમ અમારી અવજ્ઞા કરી છે.

ततो गत्वा तवेशं तं । मोहराजं मदोद्धतम् ॥
क्षमायांचाकृतेऽस्माकं। प्रार्थयास्य हितोऽसि चेत् ३८

માટે ( હે દૂત ! ) જો તુ તેનો હિતકારી હો તો, તારા તે મદોદ્ધત મોહરાજા ( નામના ) સ્વામિને અમારી ક્ષમાની માગણી માટે પ્રાર્થના કર ?

---

1 अनीकोऽस्त्री रणे सैन्ये ॥ इति मेदिनी ॥

अन्यथा विग्रहं[1]कर्तुं । विग्रहसमरांगणे ॥
समैतु सोऽपि वेगेना–याता एव वयं द्रुतम् ॥३९॥

નહીતર લડાઇ કરવાને તે મોહરાજા પણ શરીરરૂપી રણભૂમિમા વેગથી આવે, અને અમોને (પણ ત્યા) તુરત આવ્યાજ જાણવા

श्रुत्वेति प्रणतिं कृत्वा । धृत्वा खेदं च मानसे ॥
गतः स्वस्वामिनः पार्श्वे । दूतोऽयं मोहभूपतेः ॥४०॥

એવી રીતે સાભળીને મોહરાજાનો આ દૂત (મુનિરાજને) નમસ્કાર કરીને, તથા મનમા ખેદ ધરીને પોતાના સ્વામિ પાસે ગયો

प्रणम्य न्यगदत्सर्वं । मुदंतं मुदितानन्नम् ॥
मोहभूपमथो दूतो । वाचा न्यक्कृतवाक्पतिः ॥४१॥

હવે વાણીથી દૂર કરેલ છે બૃહસ્પતિ જેણે એવા (તે) દૂતે હર્ષિત મુખવાળા મોહરાજાને નમસ્કાર કરીને સર્વ વૃત્તાત કહ્યો

दूतवाचं निशम्याथ । भूत इवाकुलोऽभवत् ॥
मोहभूपो महाकोप–व्रजाटोपोत्कटाननः ॥ ४२ ॥

હવે દૂતની વાણી સાભળીને મહા ક્રોધના સમૂહના આટોપથી ભયકર મુખવાળો એવો મોહરાજા ભૂતની પેઠે આકુલ થયો

प्रारेभे च मुखादेष । जल्पाक[2]इव जल्पनम् ॥
सदोमध्ये समागत्य । विषधारानिभं तदा ॥ ४३ ॥

વળી તે વખતે આ મોહરાજા સભામાહે આવીને વિષધારા સરખો બકબકીઆની પેઠે બકબકાટ કરવા લાગ્યો

---

१ विग्रह कायविस्तार–विभागे ना रणेऽस्त्रियाम् ॥ इति मेदिनी ॥
२ स्याज्जल्पाकस्तु वाचालो वाचाटो बहुगर्ह्यवाक् ॥ इत्यमरः ॥

अद्यापीह न केनापि । लुप्तं रे मम शासनम् ॥
विलुप्तं त्वधुनानेन । विजयानंदसाधुना ॥ ४४ ॥

અરે! આજદન સુધિ આ દુનિયામા મારી આજ્ઞા કોઇએ પણ લોપી નથી, પણ આ વખતે આ વિજયાનંદ સાધુએ લોપી છે!!

तथाच समराहूतो । विग्रहसमरांगणे ॥
अहं तेन मृगेणेव । मृगारातिर्जयेच्छुना ॥ ४५ ॥

વળી જય ઇચ્છનારૂ હરિણ જેમ સિંહને, તેમ તે વિજયાનંદ મુનિરાજે મને લડવા માટે શરીરરૂપી રણભૂમિપર બોલાવ્યો છે

वराकोऽयं न जानाति । मम दोर्दंडचंडताम् ॥
चंडतां चंडभानोः किं । जानात्युलूकपोतकः ॥४६॥

આ બિચારો વિજયાનંદ મુનિરાજ મારા ભુજદંડના ભયંકરપણાને જાણતો નથી, (કેમકે) સૂર્યના ભયંકરપણાને ઘુવડનું બચ્ચું શું જાણે છે?

कुपिते तु मयि मोह । नाथे कोऽयमनाथकः ॥
गते कोपं हि स्वर्भानौ । भानुर्भाति कदापि किम् ४७

(વળી) જ્યારે હું મોહરાજા ગુસ્સે થયો, ત્યારે આ અનાથ મુનિરાજ શું હિસાબમા છે? કેમકે, રાહુ કોપાયમાન થાતે છતે શું સૂર્ય કદાપિ પણ ચળકે છે?

मयि मदोद्धते गंध । हस्तिनि दुर्जये जनैः ॥
उत्थिते कदलीलीलां । सुलभां लप्स्यते त्वयम् ४८

(વળી) મદથી ઉદ્ધત થએલો, તથા લોકોથી ન જીતાય એવો હું રૂપી ગંધહસ્તિ જ્યારે ઉઠ્યો, ત્યારે આ મુનિરાજ સુલભ એવી કેળની ક્રીડાને પામશે

मत्प्रतापानलेऽनल्प । कल्पांतानलसंनिभे ॥

स क्लसानलपसंकल्पो । शलभत्वं गमिष्यति ॥४९॥

અત્યંત એવા કલ્પાત કાળના અગ્નિ સરખા એવા મારા પ્રતાપરૂપી અગ્નિમા, કરેલ છે ઘણા એવા સકલ્પો જેણે એવા તે મુનિરાજ પતગીઆપણાને પ્રાપ્ત થશે.

भोभोः सामंतमंत्र्याद्याः । सेनां हि समरोन्मुखाम् ॥
कुरुताश्वगजैर्युक्तां । रथैश्च सुभटोत्कटाम् ॥ ५० ॥

હે સામત મત્રિ આદિકો! (તમો) ઘોડા, હાથી તથા રથોથી યુક્ત તથા સુભટોથી ઉત્કટ થએલી સેનાને ખરેખર રણસગ્રામમાટે તૈયાર કરો?

एवमादिश्य तानेष । प्रज्वलन् कोपवह्निना ॥
कुवासनाभिधां सद्यो । जैत्रभेरिमवीवदत् ॥ ५१ ॥

એવી રીતે તેઓને હુકમ કરીને, ક્રોધાગ્નિથી બળતા એવા તે મોહરાજાએ તુરત કુવાસના નામની જૈત્રભેરી વગડાવી.

तस्या नादं समाकर्ण्य । शौर्यवह्निघनोपमम् ॥
कामाद्याः सुभटाः सर्वे । सद्यः सन्नाहतां व्यधुः ५२

શૌર્યરૂપી વહ્નિને વરસાદ સરખા એવા તે ભેરીના નાદને સાભળીને કામ આદિક સર્વ સુભટો તુરત તૈયારી કરવા લાગ્યા

अथैवं गजगंधर्व । रथवीरसमन्वितः ॥
मोहभूपोऽविलंबेन । समरांगणमाययौ ॥ ५३ ॥

હવે એવી રીતે હાથી, ઘોડા, રથ તથા સુભટોથી યુક્ત થએલો એવો તે મોહરાજા તુરત રણસગ્રામની ભૂમિપ્રતે આવ્યો

इतोऽयं विजयानंदो । मुनिराजो महोदयः ॥
स्वभटानाह्वयामास । समरोत्सुकमानसः ॥ ५४ ॥

અહીં, મહાન ઉદયવાળા, તથા રણસગ્રામમા ઉત્સુક મનવાળા એવા

આ શ્રી વિજયાનંદ મુનિરાજે પણ પોતાના સુભટોને બોલાવ્યા.

कृतप्रयाणो मांगल्य । शकुनप्रेरितो जवात् ॥
ससेनो मुनिरप्यागा । त्समरांगणभूमिकाम् ॥५५॥

કરેલું છે પ્રયાણ જેમણે, તથા મંગલીક શુકનોથી પ્રેરાએલા તે શ્રી વિજયાનંદ મુનિરાજ પણ સેના સહિત સમરાંગણની ભૂમિપર આવ્યા.

एवं स्वकीयबलवृंदसमन्वितौ तौ ।
वेगेन तत्र समरांगणभूमिभागे ॥
आगत्य वै समरकर्मसु शर्ममन्या ।
वन्योऽन्यध्वंसनपरौ किल संस्थितौ च ५६

એવી રીતે પોતપોતાના લશ્કરના સમૂહ સહિત, રણસંગ્રામના કાર્યોમાં સુખ માનતા થકા તેઓ બન્ને (મોહરાજા અને શ્રી વિજયાનંદ મુનિરાજ) તે રણસંગ્રામની ભૂમિના ભાગમાં વેગથી આવીને, ખરેખર એક બીજાનો નાશ કરવામાં તત્પર થયા થકા રહ્યા.

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गोडांकः कविशिशुकहीरेण कथितः ॥५७॥

"डाकः" એટલે તેરમો. (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો.)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारा-

मजिचरिते मोहभूपप्रेषितदूतागमन दूतोक्त्यादि युद्धकृते प्रस्थानवर्णनो नाम त्रयोदशमः सर्गः समाप्तः
॥ श्री ॥

## ॥ चतुर्दशमः सर्गः प्रारभ्यते ॥

[1]सेनापतिं मुनिवरः प्रविधाय बुद्ध्या ।
बुद्ध्या निधानजितवाक्पतिरेष हर्षात् ॥
सम्यक्त्वमित्यभिधमत्र भटं प्रभाते ।
प्रागादथो समरभूमिमनीकयुक्तः ॥ १ ॥

હવે અહીંઆ બુદ્ધિના ભંડારથી જિતેલ છે બૃહસ્પતિને જેણે એવા આ શ્રી વિજયાનંદ મુનિરાજ બુદ્ધિથી સમ્યકત્વ નામના સુભટને સેનાપતિ કરીને પ્રભાતમાં સૈન્ય સહિત હર્ષથી સમરાંગણની ભૂમિપ્રતે આવ્યા

तत्राययौ समररंगतरंगिताशः ।
सेनापतिं च चपलं विरचय्य सैषः ॥
मिथ्यात्वमित्यभिधमुग्रभटं ससैन्य ।
आनंदकंदकलितः किल मोहभूपः ॥ २ ॥

લડાઇના રંગથી ઉછળેલી છે આશા જેની, તથા ખરેખર આનંદના કંદથી યુક્ત થએલો એવો તે આ મોહરાજા (પણ) તુરત મિથ્યાત્વ નામના ભયંકર સુભટને સેનાપતિ કરીને ત્યાં સૈન્ય સહિત આવ્યો.

---

१ આ સર્ગનું સમસ્ત લખાણ અલંકારિક જાણવું, તથા તેનો ગર્ભિત ભાવાર્થ આ ગ્રંથની સ્વોપજ્ઞ સંસ્કૃત ટીકાથી જાણવો.

सेने च तत्र समरांगणभूमिभागे ।
ते द्वे अपि प्रमिलिते मिलितोग्रशस्त्रे ॥
वाचंयमोऽथ रिपुसैनिकवृंदमेतद् ।
ज्ञातुं जगाद सचिवं स च संविदाख्यम् ॥३॥

હવે તે રણસંગ્રામની ભૂમિમાં, એકઠાં કરેલ છે ભયંકર શસ્ત્રો જેણે એવી તે બન્ને સેનાઓ પણ એકઠી થઇ; હવે તે શ્રીવિજયાનંદ મુનિરાજે શત્રુના લડવૈયાઓના સમૂહને જાણવા માટે પોતાના જ્ઞાન નામના મંત્રીને કહ્યું.

वीक्ष्याथ शत्रुबल[1]माह मुनीशमेष ।
स्वामिन्निमं बलतरं बलवारमध्ये ॥
ध्यानात्स्वयं नयनगोचरमाकुरुध्वं ।
क्रूरापबुद्धिगजगं त्विह मोहभूपम् ॥ ४ ॥

હવે શત્રુના સૈન્યને જોઇને આ (જ્ઞાનમંત્રી) મુનિરાજને કહેવા લાગ્યો કે, હે સ્વામી! અહીં સૈન્યના સમૂહના મધ્યભાગમાં ક્રૂર એવી વિપરીત બુદ્ધિરૂપી હાથીપર બેઠેલા આ મોહરાજાને તમો તમારી મેળે ધ્યાન દઇને નયનગોચર કરો?

मिथ्यात्व[2]चक्रपतिमेनमनीकतोऽग्रे ।
दुष्टाशयाख्यहयगं हननोद्यतं तम् ॥
वीक्षस्व नाथ मथिताखिलभूमिलोकं ।
वध्यं शरादिविविधायुधधारकं च ॥ ५ ॥

વળી હે નાથ! સૈન્યના અગ્રભાગે દુષ્ટ આશયરૂપી ઘોડાપર ચ-

१ बल गधरसे रूपे । स्यामनि स्थौल्यसैन्ययो ॥ इति मेदिनी ॥ २ चक्रस्य सेनाया. पतिं । यत –चक्र कोके पुमान् क्लीबं । व्रजे सैन्यरथागयोः ॥ इति मेदिनी ॥

ડેલા, મારવાને ઉદ્યમવંત થએલા, દુખિત કરેલ છે સર્વ ભૂમિપરના લોકોને જેણે, વધ કરવાલાયક તથા બાણ આદિક વિવિધ પ્રકારના હથીયારોને ધારણ કરનારા એવા તે આ **મિથ્યાત્વ** નામના સેનાપતિને તમો જુઓ ?

**वीरं च तं जगति जंतुजयप्रवीणं ।**
**कामं विपश्यत सुमायुधधारकं च ॥**
**पार्श्वस्थमस्य विधृतोग्रवसंतवाहं[1] ।**
**पौष्पैरपि स्वविशिखै[2]र्जनघातकं च ॥ ६ ॥**

વળી ( હે મુનિરાજ ! ) જગતમા પ્રાણીઓને જીતવામા પ્રવીણ, પુષ્પરૂપી હથીયારને ધારણ કરનારા, ધારણ કરેલ છે ભયંકર એવો વસંતરૂપી ઘોડો જેણે, તથા પોતાના પુષ્પના બાણોથી પણ લોકોનો ઘાત કરનારા એવા **કામદેવ** ( નામના ) તેની ( સેનાપતિની ) પડખે રહેલા યોદ્ધાને તમો જુઓ ?

**पार्श्वेऽस्य कोपसुभटं कटके गतं तं ।**
**कालानलव्रजशिखाग्रसखं सुखेन ॥**
**वेगेन वो नयनगोचरमीश यूयं ।**
**दुर्ध्याननामरथगं कुरुतोग्रशस्त्रम् ॥ ७ ॥**

( વળી ) હે **સ્વામી** ! એની ( **કામદેવની** ) પડખે લસ્કરમા રહેલા, કલ્પાંતકાળના અગ્નિના સમૂહની શિખાના અગ્રભાગ સરખા, દુર્ધ્યાન નામના રથપર ચડેલા, તથા ભયંકર શસ્ત્રવાળા એવા તે **ક્રોધ** નામના સુભટને તમો વેગથી સુખે કરીને દૃષ્ટિગોચર કરો ?

**पृष्ठेऽस्य मानसुभटं भटकोटिकल्पं ।**
**कल्पांतकालविकरालघनाघनोग्रम् ॥**

---

१ वाहो भुजे पुमान्मान-भेदाश्वत्रृपवायुषु ॥ इति मेदिनी ॥ २ विशिष्टा शिखाग्रमस्य । 'विशिख' शरे ' इति हैम ॥

हंसप्रवासदममूं सततं जनना ।
मीक्षस्व तं कपटदंतिगतं मुनींद्र ॥ ८ ॥

વળી હે મુનીંદ્ર! આની (ક્રોધની) પાછળ (રહેલા) ક્રોડો સુભટો સરખા, કલ્પાતકાળના ભયંકર વરસાદ સરખા ભયંકર, માણસોના પ્રાણોને (હંસોને) હમેશા પ્રવાસ આપનારા તથા કપટરૂપી હાથીપર ચડેલા એવા તે આ માન નામના સુભટને તમો જુઓ?

तत्पार्श्वगं सुभटमेनमथोग्रवीर्यं ।
लोभाभिधं मुनिवरेंद्र विनिद्रनेत्रम् ॥
नेत्रं सदा नरकभूमिपतेः स्वनेत्रै ।
रीक्षस्व हि त्वरितमत्र गतत्रपाश्वम् ॥ ९ ॥

હે મુનિવરેંદ્ર! હવે તેની (માનની) પાછળ (રહેલા) ભયંકર વીર્યવાળા, પ્રફુલ્લિત આંખોવાળા, હમેશા નરકના સ્વામિપ્રતે (યમપ્રતે) લેઇ જનારા, તથા નિર્લજ્જતારૂપી ઘોડાવાળા એવા આ લોભ નામના સુભટને તમો અહીં તુરત જુઓ?

एवं मुने विविधवाहनगाननेका ।
नेकाग्रमानसपरान् समरे समेतान् ॥
नानास्त्रमंडितकरानारिसैनिकाग्र्या ।
नीक्षस्व दंडधरकर्मकरानिवोग्रान् ॥ १० ॥

હે મુનિરાજ! એવી રીતે વિવિધ પ્રકારના વાહનોપર ચડેલા, એકાગ્રમનમા તત્પર, નાના પ્રકારોના હથિયારોથી શોભિતા હાથોવાળા તથા જાણે યમના ચાકરો હોય નહિ, તેમ ભયંકર એવા રણસંગ્રામમા આવેલા અનેક શત્રુના અગ્રેસરી લડવૈયાઓને તમો જુઓ?

उक्त्वेति मंत्रिणि मुनीशमथो स्थितेऽत्र ।

योद्धाग्रिणामनिकयोः समरोत्सुकानाम् ॥
कोलाहलः समरभूमितले तदासी ।
त्तेनांबरं च सहसा बिभरांबभूव ॥ ११ ॥

હવે એવી રીતે મુનિરાજને કહીને મંત્રિ (મૌન) રહેતે છતે (બન્ને) લશ્કરના રણસંગ્રામમા ઉત્સુક થએલા મુખ્ય યોદ્ધાઓનો તે સમયે ત્યા રણ-સંગ્રામની ભૂમિપર કોલાહલ થયો, અને તેથી આકાશ ભરાઇ ગયું

मातंगबृंहितरवैर्हयहेषितैश्च ।
भूमौ सरद्रथरथांगनिनादवृंदैः ॥
युद्धोत्सुकोग्रसुभटास्यजसिंहनादै ।
र्ध्वन्याकुलेव समरांगणभूमिरासीत् ॥ १२ ॥

હાથીઓની ગર્જનાના શબ્દોથી ઘોડાઓના હેષારવોથી, પૃથ્વીપર ચાલતા રથોના ચક્રોના શબ્દોના સમૂહોથી, તથા યુદ્ધમા ઉત્સુક એવા ભયંકર સુભટોના મુખથી નિકળતા સિંહનાદોથી સમરાંગણની ભૂમિ જાણે શબ્દોથી આકુલ થઇ હોય નહી જેમ, તેમ થઇ

टंकारनादपरिवृत्तादिगंतराणि ।
वीरा धनूंषि निजहस्तगतानि चक्रुः ॥
केचित्करात्तकरवालकरालदेहा ।
देहंगता इह हि वीररसाव रेजुः ॥ १३ ॥

ટંકારના નાદોથી ભરાએલા છે દિશાઓના મધ્ય ભાગો જેનાથી એવા ધનુષ્યોને કેટલાક સુભટોએ પોતાના હાથોમા ધારણ કર્યા; વળી અહીં હાથોમા ધારણ કરેલી તલવારોથી ભયંકર શરીરવાળા થએલા કેટલાક સુભટો તો દેહધારી જાણે ખરેખર વીરરસોજ હોય નહી જેમ તેમ શોભવા લાગ્યા.

केचित्कराचशरसंगत [1]कार्मुकोग्रा ।
अग्रेश्वराः सुभटपंक्तिषु वर्मितांगाः ॥
[2]प्रासव्रजाकलितहस्तभटाश्च केचि ।
द्युद्धोन्मुखास्तु चपलं चपला बभूवुः ॥ १४ ॥

હાથમા ધારણુ કરેલા બાણો સહિત ધનુષ્યોથી ભયંકર લાગતા, સુભટોની શ્રેણિઓમા અગ્રેસર, તથા બખ્તરયુક્ત અગવાળા એવા કેટલાક (સુભટો) તથા ભાલાઓના સમૂહોથી યુક્ત થએલા હાથોવાળા કેટલાક ચપલ સુભટો તુરત ખરેખર યુદ્ધ માટે સન્મુખ થયા

आगाद्रथोग्रबलकोपभटोऽग्रभागे ।
दुर्ध्याननामरथगः करसंधृतास्त्रः ॥
वाचंयमस्य सुभटोऽपि शमाभिधोऽग्रे ।
सद्ध्याननामरथगो धृतशस्त्रवारः ॥ १५ ॥

હવે (મોહરાજાનો) ભયંકર બળવાળો દુર્ધ્યાનરૂપી રથપર ચડેલો, તથા હાથમા ધારણ કરેલ છે હથિયાર જેણે એવો ક્રોધ નામનો સુભટ અગાડીના ભાગમા આવ્યો, (તથા) ઉત્તમ ધ્યાનરૂપી રથપર ચડેલો, અને ધારણ કરેલ છે શસ્ત્રોનો સમૂહ જેણે એવો સમતા નામનો શ્રી આત્મારામજી મુનિરાજનો સુભટ પણ અગાડીના ભાગમા આવ્યો

तौ द्वावथेह समरांगणभूमिभाग ।
यन्योऽन्यनाशनपरौ परमौजसौ च ॥
बाणांस्तु तूर्णमतिबाहुबलौ भटाग्रौ ।

---

१ धनुश्चापोधन्वशरा-सनकोदंडकार्मुकम् ॥ इत्यमर. ॥ २ प्रासस्तु कुतः ॥ इत्यमर. ॥

चिक्षेपतुः क्षणत एव रणाग्रलीनौ ॥ १६ ॥.

હવે અહી સમરાગણના ભૂમિભાગમા એકબીજાના નાશમા તત્પર, મહા પરાક્રમવાળા, અતિ બાહુબળવાળા, સુભટોમા અગ્રેસરી તથા રણના અગ્રભાગમા લીન થએલા એવા તેઓ બને તુરત ક્ષણવારમાજ બાણો ફેકવા લાગ્યા.

आसीत्तदांबरतटं शरवारयुक्तं ।
वर्षर्तुकालजलधारयुतंव तूर्णम् ॥
तेषां च कांतिकलिता निशिताग्रभागाः ।
सौदामिनीललितराजिचयाव रेजुः ॥ १७ ॥

તે વખતે બાણોના સમૂહોથી યુક્ત થએલુ આકાશનુ તટ જાણે તુરત વર્ષાઋતુના સમયની જલધારાઓથી યુક્ત થયુ હોય નહી (તેમ થયુ) તથા તેઓના (બાણોના) ચકચકિત અને તિક્ષ્ણ એવા અગ્રભાગો જાણે વિજળીઓની મનોહર શ્રેણિઓના સમૂહો હોય નહીં જેમ, તેમ શોભતા હતા

[1]लक्षं च [2]मार्गणगणाः प्रविलभ्य तत्र ।
पृष्टं प्रदर्श्य समरे हि तयोः प्रयाताः ॥
चित्रं किमत्र जगतीह गुणोज्झिताना ।
मेषैव कोविदवरैर्गदिता प्रवृत्तिः ॥ १८ ॥

ત્યા રણસગ્રામમા તેઓ બન્નેના બાણોના સમૂહો (પક્ષે—માગણોના સમૂહો) લક્ષને (પક્ષે—લાખોગમે ધનને) મેળવીને ખરેખર પૃષ્ટ (પીઠ) દેખાડીને ચાલ્યા ગયા, તેમા શુ આશ્ચર્ય છે ? (કેમકે) આ જગતમા ગુણોથી (પક્ષે—દોરીઓથી) રહિત થએલાઓની એવીજ પ્રવૃત્તિ ઉત્તમ પડિતોએ કહેલી છે

---

१ लक्ष व्याजशरव्ययो ॥ सख्यायामपि ॥ इति हेम ॥ २ मार्गण याचनेऽन्वेषे । मार्गणस्तु शरेऽर्थिनि ॥ इति हैम ॥

बाणैः शमाग्र्यसुभटेन सलीलमत्र ।
मुक्तैरथः प्रविगलः क्षणतो विनाशम् ॥
कोपाभिधस्य सुभटस्य घटोद्भवेन ।
मुक्तैर्यथाथ चुलुकैर्जलधिर्जगत्याम् ॥ १९ ॥

હવે (મુનિરાજના) સમતા નામના અગ્રેસર સુભટે ક્રીડા સહિત મુકેલા બાણોથી અહી (મોહરાજાના) ક્રોધ નામના સુભટનો (દુર્ધ્યાનનામનો) રથ, અગસ્તિએ મુકેલા ચુલુકોથી જગતમા જેમ સમુદ્ર તેમ ક્ષણવારમા નાશ પામ્યો.

कल्पांतकालजलधिर्व तदेह तूर्णं ।
तेनैव कोपसुभटोऽभवदुद्धतोऽयम् ॥
वेगेन सोऽथ मथितो रथतोऽवतीर्य ।
धृत्वा शरं धनुषि तस्य ततान नादम् ॥ २० ॥

તેજ હેતુથી આ ક્રોધ નામનો સુભટ તે વખતે અહી કલ્પાતકાલના સમુદ્રની પેઠે ઉદ્ધત થયો; તથા મથિત થએલા એવા તેણે વેગથી રથથી ઉતરીને ધનુષ્ય ઉપર બાણ ચડાવીને તેનો ટંકાર કર્યો.

नादेन तेन पविनादनिभेन तत्र ।
तूर्णं निलंबतटसंगतखड्ग[1]कोशाः[2] ॥
[3]पक्षाश्रिताः [4]कटकवारसुशोभितांगाः ।
क्षोभं गताः समरभूमिग [5]भूभृतोऽपि ॥२१॥

---

१ खड्गे लोहे पुमान्बुद्ध । विशेषे गण्डके तथा ॥ इति श्रीहर्षः ॥ २ कोशोऽस्त्री कुड्मले पात्रे । पेश्यां शब्दादिसंग्रहे ॥ जातिकोशेऽर्थसंघाते । दिव्ये खड्गपिधानके ॥ इति तालव्यान्तेषु मेदिनी ॥ ३ पक्षस्तु मासार्धे गृहसाध्ययो ॥ चुल्लीरन्ध्रे बले

વજ્રના નાદ સરખા તે નાદથી ત્યાં કટીતટપર પ્રાપ્ત થએલ છે તલવારોના મિયાનો જેમને (પક્ષે-મેખલાપર પ્રાપ્ત થએલ છે લોખડની ખાણો જેમને) મદદગારોથી આશ્રિત થએલા (પક્ષે-પાખોથી આશ્રિત થએલા) વીરવલયોના સમૂહથી શોભિતા અગોવાળા (પક્ષે-શિખરોના સમૂહોથી શોભિતા ભાગોવાળા) એવા સમગગણમા રહેલા રાજાઓ પણ (પક્ષે-પર્વતો પણ) તુરત ક્ષોભ પામ્યા

**क्षिप्ताः क्षणेन शमवीरपतौ च तेन ।**
**विद्धा अथो पथिगतास्तु पतत्रिणोऽत्र ॥**
**वैरिप्रमुक्तसुकलंब[1]कदंबकैश्च ।**
**भानुप्रमुक्तकिरणैस्तमसां व्रजाव ॥ २२ ॥**

હવે તે ક્રોધ નામના સુભટે ક્ષણવારમા **સમતા** નામના સુભટોના અગ્રેસરીપર અહી છોડેલા બાણો, સૂર્યે મુકેલા કિરણોથી જેમ અધકારોના સમૂહો, તેમ વૈરિએ (**સમતાએ**) મુકેલા ઉત્તમ બાણોના સમૂહોથી માર્ગમા રહ્યા થકાજ વિધાયા

**तेनैव नष्टमहिमा किल कांदिशीकः[2] ।**

पार्श्वे । वर्गे केशात्परश्चये ॥ पिच्छे विरोधे देहागे । सहाये राजकुंजरे ॥ इति मूर्धन्यातेषु हेम ॥ ४ कटकस्त्वद्रिनितवे । वाहुभूषणे ॥ इति हैम ॥ ५ भूभृद्गिरौ नृपे चैव ॥ इति धनंजय ॥

१ कलंबमार्गणशरा ॥ इत्यमर ॥ २ कांदिशिको भयद्रुत ॥ इत्यमर ॥ ‘कां दिश यामि’ इत्याह । ‘तदाहेति माशब्दादिभ्य’ (वा० ४।४।१) इति ठक् । पृषोदरादि (६।३।१०९) । मुकुटस्तु-‘कदि वैक्लव्ये’ (भ्वा० आ० से०) । भावघञन्तात्मत्वर्थं । इनि (५।२।११५) । कन्दी । ‘शीकृ सेचने’ (भ्वा०-आ० से०) । भावे घञ् (३।३।१८) । शीक क्षरणार्थत्वादश्रुपाते वर्तते । वैक्लव्ययुक्तोऽश्रुपात । कांदिशीक । तद्योगाज्ज्योत्स्नादिवण् (५।२।१०३)-इत्याह ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

कोपाभिधोऽथ सुभटः स्थिर एव तस्थौ ॥

हस्तात्तवित्तपरिणाशगतप्रमोदो ।

मार्गे यथा तनुधरस्तनुतां गतोऽरम् ॥ २३ ॥

તેથી કરીને હવે ખરેખર નાશ પામેલ છે, મહિમા જેનો, તથા ભયભીત થએલો એવો ક્રોધ નામનો સુભટ, હાથમા પ્રાપ્ત થએલા ધનના નાશથી ગએલ છે, હર્ષ જેનો (અને તેથીજ) તુરત કાર્સ્યપણાને પ્રાપ્ત થએલો (અર્થાત્ ઉતરી ગએલા મુખવાળો) એવો માણસ તુરત માર્ગમા જેમ, તેમ સ્થિરજ રહ્યો.

कालं विलम्ब्य शमनामभटोऽपि तूर्णं ।

वक्षःस्थले प्रविजघान घनप्रमोदः ॥

क्रोधोग्रवीरमथ संमथिताशयं तं ।

तीक्ष्णैः स्वमार्गणगणैर्गणितारिभावम् ॥ २४ ॥

હવે અવસર મેળવીને અત્યંત હર્ષિત થએલા એવા **સમતા** નામના સુભટે પણ તુરત, સારી રીતે મથિત થએલ છે આશય જેનો તથા ગણેલ છે વૈરિભાવ જેણે એવા તે ક્રોધ નામના ભયંકર સુભટને વક્ષસ્થલમા પોતાના તીક્ષ્ણ બાણોના સમૂહોથી માર્યો.

घातेन तेन स पपात महीतलेऽरम् ।

प्राणैरपि द्रुतमिहैव बभूव मुक्तः ॥

सूर्योऽपि तस्य शवलग्नकरान्निरीक्ष्य ।

स्नातुंव सिंधुपतिमेष ययौ विशुद्ध्यै ॥ २५ ॥

તે પ્રહારથી તે ક્રોધ નામનો સુભટ તુરત પૃથ્વીપર પડ્યો, અને અહીંજ તુરત પ્રાણોથી પણ રહિત થયો; (તે વખતે) આ સૂર્ય પણ તેના શબને લાગેલા (પોતાના) કિરણોને જોઇને શુદ્ધિને માટે જાણે સ્નાન કરવાને હોય

નહીં જેમ તેમ સમુદ્ર પ્રતે ગયો (અર્થાત્ અસ્ત થયો )

तारापथस्तिमिररंगभयंकरांत ।
रासीत्तदा भयदएव जगज्जनानाम् ॥
चित्रं तदैव किल मोहचमूचराणां ।
घूकाग्रिणामपि शुचः सहसा बभूवुः ॥ २६ ॥

તે સમયે અંધકારના (શ્યામ) રંગથી ભયંકર થએલ છે મધ્ય ભાગ જેનો એવું આકાશ જગતના લોકોને ભય આપનારૂંજ થયું, પણ આશ્ચર્યની વાત છે કે, તેજ સમયે ઘુવડોમાં અગ્રેસરી સરખા એવા મોહરાજાના સુભટોને ખરેખર એકદમ દિલગિરિઓ થઈ

एवं [1]तमीजविकरालघनांधकारे ।
भूमौ विसर्पति गताः पृतनाचरास्ते ॥
आवासयोश्च निजयोः श्रमगांगभागा ।
अन्योऽन्यशौर्यविकथाभरवावदूकाः ॥ २७ ॥

એવી રીતે રાત્રિથી ઉત્પન્ન થએલો ભયંકર અંધકાર પૃથ્વીપર ફેલાતે છતે, થાકેલા છે અંગના ભાગો જેમના, તથા પરસ્પરના શૌર્યની વિકથાના સમૂહમાં વાચાળ એવાં તે લશ્કરીઓ પોતપોતાના આવાસમાં ગયા

प्रातर्विभावसु[2]रपीह नभोऽग्रभागे ।
संबोधयन्कमलिनीः सहसाययौ सः ॥
क्रोधाहतेश्च सुभटाग्रिममोहचित्ते ।
लीनेव शोकमिषतस्तिमिरं प्रणष्टम् ॥ २८ ॥

१ रजनी यामिनी तमी ॥ इत्यमर ॥ २ विभावसुस्तु भास्करे । हुताशने हारभेदे ॥ इत्युक्तत्वात् ॥

પ્રભાતમાં અહીં આકાશના અગ્રભાગમા તે સૂર્ય પણ કમલિનીઓને પ્રબોધિત કરતો થકો તુરત આવ્યો; અને ક્રોધ નામના સુભટના હણાવાથી (થએલા) શોકના મિષથી જાણે સુભટોમા અગ્રેસરી એવા **મોહરાજાના** ચિત્તમા લિન થયો હોય નહી જેમ, તેમ અંધકાર નાશ પામ્યો.

**सेनाद्वयस्य सुभटा अपि तत्र तूर्णं ।**
**युद्धोत्सुकाश्च समरांगणमाययुस्ते ॥**
**हस्तात्तखड्गशरकुंतविमंडितांगा ।**
**[1]मातंगवाजिरथवाहनवाहिताश्च ॥ २९ ॥**

હવે (તે સમયે) બન્ને સેનાના, હાથમા ધારણ કરેલા ખડ્ગ, બાણ તથા ભાલાઓથી શોભિતા અંગોવાળા, તથા હાથી, ઘોડા અને રથરૂપ વાહનોથી વાહિત થએલા એવા યુદ્ધમા ઉત્સુક થએલા તે સુભટો પણ ત્યાં સમરાંગણમાં તુરત આવ્યા

**[2]दंतावलेंद्रमदधूतशिरःसमुत्थ ।**
**सिंदूरपूरपरिपूरितदिग्विभागाः ॥**
**वाचंयमंप्रति रणागतमोहभूपे ।**
**कोपाज्जडा अपि तदा ह्यरुणाव रेजुः ॥३०॥**

તે વખતે શ્રેષ્ટ હાથીઓના, મદથી કંપાવેલા મસ્તકમાથી ઉડેલા સિંદૂરના સમૂહથી ભરાએલા જડ એવા પણ દિશાઓના ભાગો, **મુનિરાજ સામે** લડવા માટે આવેલા **મોહરાજા પ્રતે** ક્રોધથી જાણે લાલ થયા હોય નહીં જેમ તેમ શોભવા લાગ્યા

**आकाशगानरिशराहतवीरमौली[3] ।**

---

१ मातंग श्वपचे गजे ॥ इति मेदिनी ॥ २ दंती दंतावलो हस्ती ॥ इत्यमरः ॥ 'दंतशिखात् संज्ञायाम्' (५।२।११३) इति वलच् । 'वले' (६।३।११८) इति दीर्घः ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ ३ मोलिर्मस्तकमुडके ॥ इति हैमः ॥

त्राहुव्रजं हृदि विमन्य करालवालान् ॥
[1]पीतेः खुरोद्धतरजःपिहितेऽतरीक्षे ।
मार्तंडमंडलमपीह भयाद्व गुप्तम् ॥ ३१ ॥

આકાશમા ઉછળેલા એવા શત્રુઓના બાણોથી હણાએલા ( છેદાએલા ) સુભટોના ભય કર કેશોવાળા મસ્તકોને, હૃદયમા રાહુનો સમૂહ જાણીને, સૂર્યનું મ ડલ પણ અહી, ઘોડાની ખરીઓથી ઉડેલી ધૂલિથી આચ્છાદિત થએલાં આકાશમા જાણે ભયથીજ હોય નહી જેમ તેમ ગુપ્ત રહ્યુ

आगत्य सोऽथ रभसा निजवाजियुक्तो ।
मुक्तो द्रुतं चपलमोहमहीधवेन ॥
हस्तात्तकुंतकरवालकरालरूप ।
स्तस्थौ तदा समरभूमितलेऽत्र लोभः ॥३२॥

હવે ચપલ એવા **મોહરાજાએ** મુકેલો, તથા હાથમા ધારણ કરેલા ભાલા તથા તલવારથી ભય કર રૂપવાળો એવો તે **લોભ** (નામનો) સુભટ તે વખતે અહી વેગથી તુરત પોતાના ઘોડા સહિત સમરાગણમા આવીને ઉભો.

आगात्तथैव मुनिमुक्तचमूचरोऽग्रे ।
रंगेण [2]संगरगनिर्ममताभिधानः ॥
सादृश्यभाववरवाजियुतो भटाग्र्यो ।
हस्तात्तशस्त्रभरभीतिभरप्रदोऽरम् ॥ ३३ ॥

તેવીજ રીતે રણસ ગ્રામમા રહેલો **નિર્મમતા** નામનો, સુભટોમા અગ્રેસર, તથા હાથમા ધારણ કરેલા શસ્ત્રોના સમૂહથી ભયના સમૂહને દેનારો એવો **મુનિએ** મુકેલો સુભટ તુરત **સાદૃશ્યભાવરૂપી** ઘોડા સહિત હર્ષથી અગાડીના ભાગમા આવ્યો.

---

१ पीतिर्नाश्वे स्त्रिया पाने ॥ इति मेदिनी ॥ २ सगरो युधि चापदि ॥ इति मेदिनी ॥

पूर्वं तयोः समरसंगतयोर्बभूव ।
वीराग्रिणोः समरभूमितले कलंबैः[1] ॥
भीतिप्रदः खचरभूचरनिर्जराणा ।
मन्योऽन्यनाशपरयोः समरस्तदैव ॥ ३४ ॥

તેજ વખતે પ્રથમ સંગ્રામમાં પ્રાપ્ત થએલા, સુભટોમાં અગ્રેસરી, તથા એકબીજાના નાશમાં તત્પર એવા તે બન્ને સુભટોવચ્ચે રણભૂમિપર ખેચર, ભૂચર તથા દેવોને (પણ) ભય આપનારો રણસંગ્રામ થયો.

शौंडिर्यवारवरनिर्भ्रमताप्रमुक्तैः ।
पक्षाश्रितैश्च निशितै[2]र्खलु पतत्रिभिश्च ॥
लोभस्य मार्गणगणाः सहसा विनष्टाः ।
पथ्येव तत्र समरे स्वगुणच्युताश्च ॥ ३५ ॥

શૌંડિર્યના સમૂહથી મનોહર એવા નિર્ભ્રમતા (નામના યોદ્ધાએ) મુકેલા, પાંખોવાળા, તથા તીક્ષ્ણ એવા બાણોથી તે સંગ્રામમાં લોભ નામનાં સુભટના પોતાની દોરીઓથી છુટેલા બાણોના સમૂહો એકદમ માર્ગમાંજ નાશ પામ્યા.

बाणप्रहारभरनिर्गतरक्तरक्त[3] ।
मंगं तदा हतहृदः सहसास्य रेजे ॥
छन्नंव लोभसुभटस्य बहिर्गतैश्च ।
कोपप्रवाहनिकरैरिह हृद्यमानैः ॥ ३६ ॥

તે વખતે અહીં બાણોના પ્રહારોના સમૂહથી નિકળેલા રૂધિરથી રક્ત

१ कलंबमार्गणशरा ॥इत्यमर ॥ २ निशितक्ष्णुतशातानि तेजिते ॥इत्यमरः॥ ३ रक्त नील्यादिरंजिते। कुंकुमेऽलक्त्यनुरक्ते। प्राचीनामलकेऽरुणे। इति हैम ॥

થએલુ, હણાએલા હૃદયવાળા એવા આ **લોભ** નામના સુભટનુ શરીર જાણે (પોતાના) હૃદયમા નહીં માતા અને (તેથી) બહાર નિકળેલા એવા ક્રોધના પ્રવાહના સમૂહોથી જાણે એકદમ આચ્છાદિત થયુ હોય નહી જેમ તેમ શોભવા લાગ્યુ

कुंतं ततं ततविषादगतो गताशो ।
हस्ते स्वयं खलु विधाय वधाय लोभः ॥
शत्रोरधावदथ संगररंगलीनो ।
रोषारुणो भ्रुकुटिभंगकरालभालः ॥ ३७ ॥

હવે વિસ્તાર પામેલા ખેદને પ્રાપ્ત થએલો તથા ગએલી છે આશા જેની એવો, લડાઇના રગમા લીન થએલો, ક્રોધથી લાલ થએલો, અને ભૃકુટીના ભગથી વિકરાળ લલાટવાળો થએલો **લોભ** નામનો સુભટ, પોતે ખરેખર હાથમા વિસ્તૃત ભાલુ લેઇને (પોતાના) શત્રુને મારવા માટે દોડયો

वेगेन निर्भममहासुभटेन सोऽथ ।
खड्गेन तत्र सहसा विहतो हताशः ॥
कल्पांतकालमिलितोग्रमहानिलेन ।
वृक्षो यथात्र निजवेगभरेण महान् ॥ ३८ ॥

હવે કલ્પાત કાળમા એકઠો થએલો ભયકર પવન આ પૃથ્વીમા પોતાના વેગના સમૂહથી જેમ વૃક્ષને, તેમ **નિર્ભમતા** નામના સુભટે વેગથી, હણાએલ છે આશા જેની એવા તે **લોભ** નામના સુભટને ત્યા તલવારથી માર્યો.

तूर्णं स्वकीयहृदयतोऽथ पपात सोऽपि ।
साकं मनोरथभरैरिह संगराग्रे ॥
लोभो भटः प्रवरमोहमहानृपस्य ।
तत्राशया च मुमुचेऽसुभिरेष साकम् ॥ ३९ ॥

હવે તે લોભ સુભટ પણ અહીં તુરત પોતાના ઘોડાપરથી રણાંગણના અગ્રભાગમાં મનોરથોના સમૂહોની સાથે પડ્યો; અને મહા બળવાન એવા મોહ નામના મહાન રાજાની આશાની સાથે ત્યાં પ્રાણોથી પણ રહિત થયો.

सूर्योऽप्यथो [1]तमसमांसलमोहभूपं ।
वीक्ष्य स्वकीयरिपुतुल्यममूं च चित्ते ॥
निध्याय तस्य मुखदर्शनतो विषण्णो ।
रोषादिवारुणतरः स गतोऽन्यदेशम् ॥ ४० ॥

હવે તે સૂર્ય પણ શોકથી (અંધકારથી) પુષ્ટ થએલા એવા મોહરાજાને જોઇને, તથા તેને ચિત્તમાં પોતાના શત્રુતુલ્ય જાણીને, તેના મુખને જોવાથી ખેદયુક્ત થયો થકો, તથા જાણે ક્રોધથીજ હોય નહીં જેમ, તેમ વધારે લાલ થયો થકો અન્ય દેશમાં ગયો (અર્થાત્ અસ્ત થયો)

घोरांधकारनिकरैः पिहितेऽन्तरीक्षे[2] ।
स्वस्वानि सैनिकगणाः शिबिराणि[3] जग्मुः ॥
[4]अब्जे तदा नभसि वै समुपागते च ।
हृत्कैरवं[5] मिमिल मोहनृपस्य शोकात् ॥४१॥

તે વખતે ભયંકર અંધકારના સમૂહથી આકાશ છવાતે છતે લડવૈયાઓના સમૂહો પોતપોતાના આવાસો પ્રતે ગયા; તથા આકાશમાં ચંદ્ર આવતે

१ तमस तु निगाचर्म ॥ इति त्रिकाण्डशेषात् ॥ २ नभोऽन्तरीक्ष गगन-मनंत मुखवर्त्म खन् ॥ इत्यमरः ॥ द्यावापृथिव्योरन्तरीक्ष्यते । 'ईक्ष् दर्शने' (भ्वा० आ० से०) कर्माणि घञ् (३ । ३ । १९)। वेदे तु छादम हृस्वत्व । अंतर् ऋक्षा (णि नक्षत्रा) ण्यस्य । पृषोदरादित्वात् (६ । ३ । १०९) इत्वम् । अस्मिन् पक्षे 'अन्तरिक्षन्' इति ह्रस्वमध्य । अधिकरणव्युत्पत्तिस्तु नोचिता । ल्युटाघञो बाधप्रसगादिति स्वोपज्ञटीकायाम् ॥ ३ निवेश शिविर पढे ॥ इत्यमर ॥ ४ अब्जौ शखशशाङ्को च ॥ इत्यमर ॥ ५ कैरव चद्रकात । गर्दभ कुमुद कुमुद ॥ इति माधवः ॥

છતે મોહરાજાનું હૃદયરૂપી ચંદ્રવિકાસિ કમલ શોકથી બીડાઇ ગયું

आसीत्तदा च रजनी[1] विरहाकुलेयं ।
घोरांधकारभरपूरितदिग्विभागा ॥
दिव्योडु[2]संहतिमिषेण विनिद्रनेत्रा ।
द्रष्टुं निजेशमथ चंद्रमसं किमुत्का ॥ ४२ ॥

વળી તે સમયે (પોતાના સ્વામિના) વિરહથી આકુલ થએલી, તથા ભયંકર અંધકારના સમૂહથી પૂરેલો છે દિશાઓનો ભાગ જેણીએ, એવી આ રાત્રી, મનોહર તારાઓના સમૂહના મિષથી ખુલ્લી આંખોવાળી થઇ થકી પોતાના સ્વામી ચંદ્રને શું જોવાને ઉત્કંઠિત થઇ હતી?

आकार्य तूर्णमथ मोहनृपः स्वपार्श्वे ।
सामंतवर्गमवदन्निति रक्तनेत्रः ॥
रेरे समाप्तसुभटाः प्रविधाय धैर्यं ।

१ रजनी यामिनी तमी ॥ इत्यमर ॥ रजत्यनुरक्ता भवतिरागिणोऽस्यां । 'क्षिपे किच्च' (उ० २ । १०७) इति चकारादनि । किल्वान्न लोप (६ । ४ । २४) । ङीष् (ग० ४ । १ । ४५) इति स्वोपज्ञटीकायाम् ॥ २ तारकाप्युडुवा स्त्रियाम् ॥ इत्यमर ॥ अवतीति-ऊ । क्विप् (३ । २ । १७८) । 'ज्वरत्वर'-(६ । ४ । २०) इत्यूठौ । 'ह्रस्वो नपुंसके'-(१ । २ । ४७) इति ह्रस्व । समासोत्तर 'इको ह्रस्वोऽङ्य' इति वा ह्रस्व । डयतेर्डु । डीङो मितद्र्वादित्वात् (वा० ३ । २ । १०८) डु । 'उ च तड्डु च' इति विग्रह । स्त्रिया तु 'ऊश्चासौ डुश्च' इति ज्ञेय । 'उडु । उडू । उडव । इत्यादि वेनुवत् । यद्वा-' उ,मबुद्धौ रुषोक्तौ च । शिववाची त्वनव्ययम् ॥ उ प्रश्ने च ' इति हेम । उ क्रोध डयते-उना शंभुना डीयते वा । 'मितद्र्वादिभ्य.' (३ । २ । १८०) इति डु ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

युद्धं प्रगे[1] विविधवीर्यबलैर्विधेयम् ॥ ४३ ॥

હવે લાલનેત્રોવાળા મોહરાજાએ તુરત સામંતવર્ગને પોતાની પાસે બોલાવીને એવી રીતે કહ્યુ કે, અરે! મારા અગ્રેસરી સુભટો! પ્રભાતમાં વિવિધ પ્રકારના વીર્યના બલોથી (તમારે) ધૈર્ય ધરીને યુદ્ધ કરવુ.

प्रातर्मरीचि[2]निचयोच्चनिजास्त्रवृंदैः ।
[3]सूरं निजारितमसं हननोद्यतं तम् ॥
स्पर्धाप्रणुन्नसुभटा अपि किं नु सूराः ।
शस्त्रैर्निजारिनिकरंप्रति संप्रयाताः ॥ ४४ ॥

પ્રભાતમા કિરણોના સમૂહરૂપી ઉંચા એવા પોતાના હથીયારોના સમૂહોથી, પોતાના શત્રુ એવા તે અંધકારને મારવામા ઉદ્યમવંત થએલા સૂર્યને જોઇને, શું સ્પર્ધાથી પ્રેરાએલા સૂરા (બહાદુર) સુભટો પણ શસ્ત્રો સહિત પોતાના શત્રુઓના સમૂહપ્રતે ધસી આવ્યા?

योद्धाग्रिभिः प्रविततं ह्युदितं नभोऽग्रे ।
क्षिप्तं पतत्रिनिकरं च पतत्रिणोऽपि ॥
दृष्ट्वा मुदेव निनदं किल तेनुरुच्चैः ।
को मोदते न निजजात्युदयं हि वीक्ष्य ॥ ४५ ॥

---

१ प्रगे प्रात प्रभाते ॥ इत्यमर ॥ प्रगीयते अत्र वा । 'गै शब्दे' (भ्वा० प० अ०) के प्रत्यय ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ २ द्वयोर्मरीचि किरणो । भानुरुस्रः करः पदम् ॥ इति शब्दार्णव ॥ म्रियते तमोऽस्मिन् । 'मृकणिभ्यामीचि' (उ० ४ । ७०) स्त्रीपुंसाधिकारे–'त्रुटिमसिमरीचय' इति लिंगानुशासनम् ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ ३ सुभटे शूर सूर्ये च । दन्त्योऽपि । इत्युष्मविवेक ॥ यदाह दंडि.— 'वारुणी वारुणीभूतसौरभा सौरभास्पदम्' इति ॥ सुवति प्रेरयति कर्माणि लोकम् । 'षू प्रेरणे' (तु० प० से०) 'सुसूधाञ् गृधिभ्य क्रन्' इति स्वोपज्ञटीकायाम् ॥

મહાન યોદ્ધાઓએ ફેંકેલા, વિસ્તાર પામેલા, તથા ખરેખર આકાશના અગ્રભાગમા ઉછળેલા એવા પતત્રિઓના ( બાણોના ) સમૂહને જોઇને, પતત્રિઓ પણ ( પક્ષિઓ પણ ) જાણે હર્ષથી હોય નહી જેમ, તેમ ખરેખર ઉચ્ચે પ્રકારે શબ્દો કરવા લાગ્યા , કેમકે પોતાની જાતિનો ઉદય જોઇને કોણ હર્ષિત નથી થતુ ?

मोहाधिपेन रभसा प्रहितस्तदैव ।
कामाभिधोऽथ सुभटः समुपाजगाम ॥
चित्ते यथा कुगुरुणा कथितः कुबोधः ।
कष्टप्रदः समरभूमितले शठस्य ॥ ४६ ॥

હવે તેજ સમયે, કુગુરૂએ કહેલો દુઃખદાયી કુબોધ જેમ શઠના ચિત્તમાં, તેમ મોહરાજાએ વેગથી મોકલેલો કામ નામનો સુભટ સમરાંગણમા આવ્યો.

वल्गद्वसंतवरवाजिगतो भटाग्रो ।
बाणैर्निजैः कुसुमजैः कुसुमायुधोऽयम् ॥
शत्रुन् जघान हृदि तेऽपि तदैव तेन ।
तत्रैव तेनुरभितो लुठनं धरित्र्याम् ॥ ४७ ॥

ઉછળતા એવા વસંતરૂપી ઉત્તમ ઘોડાપર બેઠેલો, તથા સુભટોમાં અગ્રેસર એવો એ કામદેવ નામનો સુભટ પોતાના પુષ્પોના બાણોથી શત્રુઓને હૃદયમા મારવા લાગ્યો , તેથી તેજ સમયે ત્યાંજ તે શત્રુઓ પણ ચારે બાજુથી પૃથ્વીપર લોટવા લાગ્યા

वीक्ष्य स्वकीयसुभटानथ संगराग्रे ।
कष्टं गतानरिकरागतबाणवृंदैः ॥
वाचंयमोऽपि निजसैनिकवारमध्याद् ।
ब्रह्माभिधं भटवरं प्रतितं मुमोच ॥ ४८ ॥

હવે રણસંગ્રામના અગ્ર ભાગમા પોતાના સુભટોને, શત્રુના હાથથી આવતા બાણોના સમૂહોથી દુખિત થએલા જોઈને મુનિરાજે પણ પોતાના લશ્કરના સમૂહમાહેંથી, તેનાપ્રતે બ્રહ્મચર્ય નામના ઉત્તમ સુભટને મોકલ્યો.

तौ द्वावपीह समरोत्सुकमानसोग्रा ।
वग्रेऽवसर्प्य परिखर्वितवीरदर्पौ ॥
विंध्याचलावनतटे मदमंडितांगौ ।
दंतावलाविव रणे समयुद्धतां च ॥ ४९ ॥

અહી સંગ્રામમા ઉત્સુક મનથી ભયંકર, તથા અટકાવેલ છે સુભટોનો ગર્વ જેઓએ, એવા તેઓ બન્ને પણ અગાડી આવીને, વિંધ્યાચલની પૃથ્વીમાં રહેલા વનના તટમા મદે કરીને શોભિતા અંગોવાળા એવા હાથીઓની પેઠે રણમા યુદ્ધ કરવા લાગ્યા

प्रोत्सर्पिदर्पभरभारितदेहभागः ।
कंदर्पनामसुभटो भटकोटितुल्यः ॥
कल्पांतकालविकरालघनो यथाद्भि ।
र्बाणैर्नभोऽग्रमकरोत्परिपूरितं च ॥ ५० ॥

હવે ઉછળતા અહંકારના સમૂહથી ભાર યુક્ત થએલ છે શરીરનો ભાગ જેનો, અને ક્રોડો સુભટ સરખો એવો કામદેવ નામનો સુભટ, કલ્પાંત કાળનો વિકરાળ વરસાદ જેમ પાણીથી તેમ બાણોથી આકાશના અગ્ર ભાગને સંપૂર્ણ કરવા લાગ્યો

कुंतेन तत्र विहतो हृदि दर्पवीरो ।
ब्रह्माभिधेन सहसाथ चमूचरेण ॥
पृथ्व्यां पपात चपलं परितप्तदेहो ।

वाताहतो हि विटपीव सुवाटिकायाम् ॥५१॥

હવે ત્યા બ્રહ્મ નામના સુભટે કરીને એકદમ ભાલાથી હૃદયમા વિધા-એલો તથા ખેદ યુક્ત શરીરવાળો કામદેવ નામનો સુભટ તુરત પવનથી હણાએલુ ઉત્તમ બગીચામા રહેલુ વૃક્ષ જેમ તેમ ખરેખર પૃથ્વીપર પડયો

रत्याः पतिं च पतितं पृथिवीतलेऽधो ।
धूलौ विलुंठतमवेक्ष्य तदीयजीवः
स्थाने गतं प्रतिकुले च मुमोच तूर्णं ।
जीवा यदूर्ध्वगतयः [1]समयप्रसिद्धाः ॥ ५२ ॥

હવે તે કામદેવ નામના સુભટને નીચે પૃથ્વીતલપર પડેલો, ધૂલીમાં લોટતો તથા પ્રતિકુલ સ્થાનકે પડેલો જોઇને, તેનો જીવ તુરત (તેને) તજતો હવો; કેમકે જીવો ઊર્ધ્વગતિવાળા શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે

एवं गतासुमथ कामभटं निरीक्ष्य ।
वीराग्रिणं सपदि संगरभूमिभागे ॥
हाहारवोऽजनि तदैव चमूचराणां ।
सैन्ये सखेदमिह मोहमहीधवस्य ॥ ५३ ॥

હવે એવી રીતે વીરોમા અગ્રેસરી એવા કામ નામના સુભટને રણસં-ગ્રામની ભૂમિમા તુરત મૃત્યુ પામેલો જોઇને, તેજ વખતે અહી મોહરાજાના સૈન્યમા ખેદ સહિત સુભટોનો હાહાકાર થયો

आकर्ण्य तं खरकरः सहसा तदैव ।

---

१ समय शपथाचार । सिद्धांतेषु तथा विधि ॥ इति मेदिनी ॥ समयनम् । समीयतेऽत्र अनेन वा । समेति वा 'इण् गतौ' (अ० प० अ०)। 'इ गतौ' (भ्वा० प० से०) वा । 'एरच्' (३।३।५६)। 'पुसि-' (३।३।११८)। इति घोवा । पचाद्यच् (३।१।१३४) वा । इति स्वोपज्ञटीकायाम् ॥

कोलाहलं सुभटजं हि भयादिवारम् ॥
संगृह्य भानुवसु कांतिपदेन कंप्रो ।
द्वीपांतरंप्रति पलायनतां स भेजे ॥ ५४ ॥

તેજ વખતે સૂર્ય, સુભટોથી ઉત્પન્ન થએલા તે કોલાહલને સાંભળીને એકદમ ખરેખર ભયથી હોય નહીં જેમ, તેમ (પોતાના) કિરણોરૂપી ધનને લેઇને (ચકચકાયમાન) કાંતિના મિષથી કંપતો થકો દ્વીપાંતરપ્રતે નાશી ગયો.

सेनाद्वयस्य पृतनाचरवर्गमालाः ।
स्वस्थानकंप्रति च चेलुरथो सघोषाः
पाथोनिधिंप्रति यथेह पयोदकाले ।
कूलंकषाः कुलमहीधरतो धरित्र्याम् ॥५५॥

હવે બન્ને સેનાના સુભટોના સમૂહની શ્રેણિઓ, વર્ષાકાળમાં આ પૃથ્વીમાં (રહેલી) નદીઓ કુલપર્વતથી જેમ સમુદ્રપ્રતે તેમ ધ્વનિયુક્ત થઇ થકી પોતાના સ્થાનકપ્રતે ચાલવા લાગી

मोहाधिपस्य मनसि प्रविदह्यमान ।
चिंतानलस्य सहसा बहिरागतेह ॥
धिष्ण्यस्फुलिंगकलिता किल धूम्रमाले ।
वाकाशगाथ तमसां ततिराततासीत् ॥ ५६ ॥

હવે અહીં મોહરાજાના મનમાં બળતા એવા ચિંતારૂપી અગ્નિની એકદમ બહાર નિકળેલી, તથા તારાઓરૂપી તણખાઓથી યુક્ત થએલી એવી જાણે ખરેખર ધુંવાડાની શ્રેણિ હોય નહીં જેમ, તેમ આકાશમાં રહેલી અંધકારોની શ્રેણિ વિસ્તૃત થઇ

स्वीयप्रभाभरविभूषितमेघमार्गं ।

तस्यां तमीपतिमवेक्ष्य मुनीश्वरस्य ॥
चक्षुश्चकोरसुशकुंतयुगं प्रमोदं ।
मोहस्य नेत्रकमलं मिलनं च यातम् ॥ ५७ ॥

પોતાની કાંતિના સમૂહથી શોભાવેલ છે આકાશને જેણે એવા ચંદ્રને રાત્રિને વિષે જોઇને મુનિરાજના નેત્રોરૂપી ઉત્તમ ચકોર પક્ષિઓનું જોડલું હર્ષ પામ્યું તથા મોહરાજાનું નેત્રરૂપી કમળ બીડાઇ ગયું

दृष्टारुणोदयपदेन निजां महेलां ।
कौसुंभवस्त्रकलितां मदनाकुलोव ॥
प्रातर्दिशं निजकरैः परिरभ्य पूर्वां ।
संभोगरंगमकरोदथ चंडभानुः ॥ ५८ ॥

હવે પ્રભાતે પોતાની સ્ત્રી એવી પૂર્વ દિશાને અરૂણોદયના મિષથી કસુંબી વસ્ત્રે કરીને યુક્ત થએલી જોઇને જાણે કામાતુર થયો હોય નહીં જેમ; તેમ સૂર્ય પોતાના કિરણોથી ( હસ્તોથી ) ( તેણીને ) આલિંગન કરીને સંભોગરંગ કરવા લાગ્યો

आजग्मुरत्र समरांगणभूमिभागे ।
शस्त्रैर्निजैरथ युताः सुभटालिवाराः ॥
वारांनिधाविव जवेन तरंगयुक्ता ।
नागादिभिः परिवृताः सरितां प्रवाहाः ॥५९॥

મોજાઓથી (પક્ષે–અશ્વકલોથી) યુક્ત થએલા, સર્પાદિકથી (પક્ષે–હાથી આદિકોથી) વિંટાએલા એવા નદીઓના પ્રવાહો વેગથી સમુદ્રમાં જેમ, તેમ પોતાના શસ્ત્રોથી યુક્ત થએલા સુભટોની શ્રેણિઓના સમૂહો હવે અહીં સમરાંગણની ભૂમિપ્રતે આવ્યા

[1]निस्त्रिंशवृंदमकरोदथ सैनिकानां ।
मौलीनिहारिनिकरस्य तदा प्रभिन्नान् ॥
यद्वात्र कोविदवरो हि न को विवेद ।
निस्त्रिंशनामभजतां किल निःकृपत्वम् ॥ ६० ॥

હવે તે સમયે અહીં સૈનિકોનો ખડ્ગોનો સમૂહ શત્રુના સમૂહના મસ્તકોને છેદવા લાગ્યો ; અથવા અહીં ક્યા ઉત્તમ પંડિતે " નિસ્ત્રિંશ " ( નિર્દય ) નામને ભજનારાઓનું નિર્દયપણું નથી જાણ્યું ? (અર્થાત્ જાણ્યુંજ છે)

योद्धाग्रिणां शरभरैः प्रपतद्भिरुग्रै ।
रश्वाअपीह परिदीर्णसुपृष्टभागाः ॥
कष्टं गता निजखुरैरवनिं खनंतो ।
ह्यंतः प्रवेष्टुमिव भांति समुद्यताश्च ॥ ६१ ॥

મહાન યોદ્ધાઓના પડતા એવા ભયંકર બાણોથી ફાટી ગએલ છે ઉત્તમ પૃષ્ટભાગ જેઓના એવા ઘોડાઓ પણ અહીં કષ્ટને પ્રાપ્ત થયા થકા પોતાની ખરિઓથી પૃથ્વીને ખણતા થકા જાણે ખરેખર અંદર પ્રવેશ કરવાને ઉદ્યમવંત થયા હોય નહીં જેમ તેમ શોભે છે

मानाभिधोऽथ सुभटः समुपाजगाम ।
प्राप्ताज्ञया सपदि मोहमहीश्वरस्य ॥
अश्वैः समं समरभूमितले यथांशु ।
युक्तोऽरुणोऽरुणनिदेशयुतोंऽवराग्रे ॥ ६२ ॥

હવે માન નામનો સુભટ મોહ રાજાની, પ્રાપ્ત થએલી આજ્ઞાથી તુરત

---

1 निस्त्रिंशोनिघृणे खड्गे ॥ इति हेम ॥

કિરણોથી યુક્ત થએલો સૂર્ય અરૂણની આજ્ઞા સહિત જેમ આકાશના અગ્રભાગમાં તેમ રજ્જુસગ્રામની ભૂમિતલપર આવ્યો.

आगादथो निरभिमान इति प्रसिद्धः ।
वाचंयमस्य सुभटोऽपि समीपमस्य ॥
कोदंडनादपरिनादितमेघमार्गौ ।
कर्णार्जुनाविव ततः समयुद्धतां तौ ॥ ६३ ॥

હવે તેની સમીપે નિર્રાભમાન એવા (નામથી) પ્રસિદ્ધ એવો મુનિરાજનો સુભટ પણ આવ્યો, (તથા) પછી તેઓ બન્ને કર્ણ અને અર્જુનની પેઠે યુદ્ધ કરવા લાગ્યા

बाणैरथो निरभिमानभटप्रमुक्तै ।
र्दीर्णांगमानसुभटोऽभवदुग्रकोपः ॥
हंतुं स्वकीयमरिमेष समुद्यतश्च ।
कर्णाग्रकृष्टनिजचापगुणोरुहस्तः ॥ ६४ ॥

હવે નિરભિમાન (નામના) સુભટે મુકેલા બાણોથી ફાટી ગએલ છે અંગ જેનું એવો માન નામનો સુભટ ભયંકર કોપવાળો થયો, તથા કાનના અગ્રભાગ સુધિ ખેચેલા એવા પોતાના ધનુષ્યની દોરીથી મનોહર થએલ છે હાથ જેનો એવો થયો થકો તે પોતાના શત્રુને મારવાને ઉદ્યમવંત થયો.

एवं च तत्र सुभटेऽथ समुत्थितेऽग्रे ।
शत्रुप्रमुक्तशरसंहतयः प्रपेतुः ॥
ताभिः क्षतांगविगलद्रुधिरोरुधारो ।
माणिक्यदामकलितोव रराज मानः ॥ ६५ ॥

હવે એવી રીતે ઉઠેલા તે (માન નામના) મુખ્ય સુભટપર શત્રુએ છોડેલાં બાણોના સમૂહો પડ્યા, અને તેથી ઘાયલ થએલા અંગમાંથી ગળતી

રૂધિરની મનોહર ધારાવાળો થયો થકો **ભાન** સુભટ જાણે માણિક્યોની માળાઓએ કરીને યુક્ત થયો હોય નહી જેમ, તેમ શોભવા લાગ્યો.

**हंसोऽपि तस्य शरपंक्तिसुवृष्टिपात ।**
**शीर्णं निरीक्ष्य निजवासमथो सखेदः ॥**
**त्यक्त्वा च तं प्रविगतो ह्यपरप्रदेशं ।**
**वृष्टेर्हि हंसनिकरा दधति प्रयाणम् ॥ ६६ ॥**

હવે તેનો હંસ કેતાં જીવ પણ, બાણોની શ્રેણિના ઉત્તમ વૃષ્ટિપાતથી વિખરાએલા પોતાના આવાસને ( શરીરને ) જોઇને ખેદ સહિત તેને તજીને બીજે સ્થાનકે ગયો; કેમકે વૃષ્ટિથી હંસોના સમૂહો પ્રયાણને ધારણ કરે છે.

**[1]हंसं च तं किल विलोक्य कृतप्रयाणं ।**
**हंसोऽपि मेघपथगो निजमित्रभावम् ॥**
**स्वांते विचार्य वरवारिनिधिं जगाम ।**
**संतस्त्यजंति न हि [2]साप्तपदीनमत्र ॥ ६७ ॥**

ખરેખર કરેલ છે પ્રયાણ જેણે એવા ( તેના ) તે હંસને ( જીવને ) જોઇને આકાશમા રહેલો હંસ પણ ( સૂર્ય પણ ) મનમા પોતાના મિત્રભાવને વિચારીને ઉત્તમ સમુદ્ર પ્રતે ગયો, કેમકે સત પુરૂષો આ દુનિયામા ખરેખર મિત્રાઇ તજતા નથી

**मोहस्य सैनिकगणा अपि वायसात्र ।**

१ रविश्वेतच्छदौ हंसौ । इत्यमरः ॥ हंति गच्छति । 'हन् हिंसागत्योः' (अ० प० अ०) पचाद्यच् (३।१।१३४) 'भवेद्वर्णागमाद्धंसः' इति मक् । यद्वा–'वृतॄवदिवचिवसिहनिकमिकषिभ्यः.' (उ०–३।६२) इति सप्रत्ययः ॥ इति स्वोपज्ञटीकायाम् ॥ २ सख्यं साप्तपदीनस्यात् । इत्यमरः ॥ सप्तभिः पदैरवाप्यते । 'साप्तपदीनं सख्यम्' (५।२।२२) इति साधु ॥ इति स्वोपज्ञटीकायाम् ॥

मित्रे गते कलकलारवराविताशाः ॥
स्वीयारिभीतिभरशीर्णमनःप्रदेशाः ।
स्थानं ययुर्निजनिजंप्रति शोकयुक्ताः ॥ ६८ ॥

કલકલાટ શબ્દોથી શબ્દયુક્ત કરેલ છે દિશાઓ જેઓએ તથા પોતાના શત્રુ તરફના ભયના સમૂહથી વિખરાએલ છે મનના પ્રદેશો જેમના અને શોકયુક્ત થએલા એવા મોહરાજાના સૈનિકોના સમૂહો પણ સૂર્ય અસ્ત હોતે છતે કાગડાઓની પેઠે પોતપોતાને સ્થાનકે ગયા

जग्मुर्निजावसथमेव मुनीश्वरस्य ।
हर्षप्रफुल्लमनसः परिदीर्णखेदाः ॥
शत्रोः पराजयविलब्धनृपप्रसादाः ।
शौर्यान्विताः समरभूमितलात्प्रवीराः ॥ ६९ ॥

હર્ષથી પ્રફુલ્લિત થએલ છે મન જેમનું, તથા ગયેલો છે ખેદ જેમનો અને શત્રુના પરાજયથી મેળવેલ છે રાજાની (પોતાના સ્વામિની) કૃપા જેમણે એવા મુનિરાજના શૂરા સુભટો (પણ) રણભૂમિપરથી પોતાના સ્થાનકેજ ગયા.

पेतुस्तदा सितगभस्तिगभस्तयोऽपि ।
वाचंयमस्य पृतनोपरि दीर्णतापाः ॥
खेदं ददुः किल तएव चिरं च चित्रं ।
मोहस्य सैन्किगणं रविरश्मयोव ॥ ७० ॥

તે સમયે ચન્દ્રના કિરણો પણ નાશ કરેલ છે તાપ જેઓએ એવા થયા થકા મુનિરાજની સેનાપર પડવા લાગ્યા, પણ આશ્ચર્યની વાત છે કે, તેજ કિરણો ઘણાકાળ સુધિ મોહરાજાના લશ્કરીઓના સમૂહને સૂર્યના કિરણોની પેઠે ખરેખર ખેદ દેવા લાગ્યા

नक्षत्रवारमिषतोऽथ तमःसमूह ।

स्तूर्णं स्वकीयसुहृदः परिभाव्य चित्ते ॥
शत्रोः पराभवमयं गलदश्रुवारो ।
मोहस्य शोकभरतो ननु किं रुरोद ॥ ७१ ॥

હવે આ અંધકારનો સમૂહ પોતાના મિત્ર એવા મોહરાજાના શત્રુથી થએલા પરાભવને હૃદયમા ધારીને તુરત શોકના સમૂહથી નક્ષત્રોના સમૂહના મિષથી ગળતા અશ્રુઓવાળો થયો થકો શું રૂદન કરવા લાગ્યો?

जाते प्रभात इह भानुभिरेष भानुः ।
स्वीयैः शरैरिव निजारितमःसमूहम् ॥
दीर्णत्वमेव नयनुग्रकरो रथस्थो ।
राजेव खे हि स बभौ रणभूमिभागे ॥ ७२ ॥

અહીં પ્રભાત થાતે છતે તે ભયંકર કિરણોવાળો તથા રથમા બેઠેલો એવો આ સૂર્ય, રાજા જેમ રણભૂમિપર તેમ, પોતાના બાણો સરખાં કિરણોથી પોતાના શત્રુરૂપ એવા અંધકારના સમૂહને નાશ કરતો થકો ખરેખર આકાશમા શોભવા લાગ્યો

सेनाद्वयस्य भटसंहतयः समेता ।
वेला इवोदकनिधिद्वयसंभवाश्च ॥
कुंतासिबाणसमुदायतरंगयुक्ता ।
स्तीरंव संगरमुखं ध्वनिपूरिताशाः ॥ ७३ ॥

બે સમુદ્રોથી ઉત્પન્ન થએલી વેલાઓ જેમ કાંઠાપર તેમ, ભાલાં તલવાર તથા બાણોના સમૂહરૂપી મોજાઓથી યુક્ત થએલી તથા ધ્વનિઓથી પૂરેલી છે દિશાઓ જેઓએ એવી બન્ને સેનાની સુભટોની પંક્તિઓ સમરાંગણના મુખપર આવી.

क्रोधोग्रशोणनयनोऽथ स मोहभूपः ।

सारंगवैरिरवधूतसमस्तलोकः ॥
भ्रूभंगतः किल करालविशालभालो ।
वाचं जगाद मुखतो निजसैनिकांश्च ॥ ७४ ॥

ક્રોધથી ભયંકર અને લાલ થએલ છે આંખો જેની અને સિંહનાદથી કંપાવેલ છે સમસ્ત લોક જેણે, તથા ભ્રુકુટીના ભંગથી ખરેખર ભયંકર થએલ છે વિશાલ ભાલ જેનું એવો તે મોહરાજા પોતાના સુભટોને મુખથી વચન કહેવા લાગ્યો.

रेरे भटा मम कटीतटसक्तखड्गाः ।
युध्यध्वमद्य निजाखिलबलाद्भवंतः ॥
वाचंयमस्य सुभटैर्बत नः प्रणीताः ।
सेनाचरा अचिरतः शमनातिथित्वम् ॥ ७५ ॥

કટી તટપર રાખેલ છે ખડ્ગ જેઓએ એવા હે મારા સુભટો ! ! તમો આજે પોતાના સમસ્ત બળથી યુદ્ધ કરો ? વળી અરેરે ! મુનિરાજના સુભટોએ આપણા સૈનિકોને તુરત મારી નાખ્યા છે ! !

युष्माभिरद्य किल युद्धमहो विधेय ।
मेवं यथा मुनिवरस्य चमूचराणां ॥
नाशो भवेत्क्षणत एव यथार्कभाभि ।
र्दत्तप्रमोदततिभिस्तमसां ततीनाम् ॥ ७६ ॥

અહો ! આજે તમોએ એવું યુદ્ધ કરવું કે જેથી, દીધેલ છે આનંદની શ્રેણિઓ જેણે એવી સૂર્યની કાંતિઓથી જેમ અંધકારોની શ્રેણિઓનો તેમ મુનિરાજના સૈનિકોનો ક્ષણમાત્ર વિનાશ થાય

श्रुत्वेति वाचमथ मोहमहीश्वरस्य ।

शौर्यप्रचोदितहृदो हृदि कोपयुक्ताः ॥
पेतुः समं समरभूमितले बलेन ।
वाचंयमस्य पृतनोपरि वीरवाराः ॥ ७७ ॥

હવે મોહરાજાની વાણી સાભળીને શૌર્યથી પ્રેરાએલા છે હૃદયો જેમનાં તથા હૃદયમા કોપ યુક્ત થએલા એવા સુભટોના સમૂહો એકી વખતેજ મુનિરાજની સેનાપર પડ્યા

सूरीश्वरस्य सुभटा अपि संगरोत्का ।
आपेतुरुग्रसमरांगणभूमिभागे ॥
आत्तोग्रशस्त्रभरभीतिदहस्तयुग्मा ।
वेगेन तत्र ह्यभितो यमकिंकराव ॥ ७८ ॥

રણસગ્રામમા ઉત્કંઠિત થએલા તથા ધારણ કરેલા એવા ભયંકર શસ્ત્રોના સમૂહથી ભયાનક છે હસ્તયુગ્મો જેમના એવા જાણે યમના કિંકરો હોય નહીં જેમ, તેમ ચારે બાજુથી ત્યા સમરાગણના ભૂમિભાગપર સૂરીશ્વરના સુભટો પણ ધશી આવ્યા

जातस्तदात्र समरः समराचलायां ।
श्रांतांतकोग्रचरणः शरणातिरिक्तः ॥
वैरिप्रभिन्नरिपुमस्तकपंक्तिरुद्ध ।
मार्गो द्वयोः पृतनयोः पृतनाचराणाम् ॥७९॥

તે વખતે અહીં સમરભૂમિમા, થાકી ગએલ છે યમનો ભયકર ચરણ જેમા, તથા શરણારહિત, અને વૈરિએ છેદેલા શસ્ત્રોના મસ્તકોની શ્રેણિઓથી રોધાએલો છે માર્ગ જેમા એવો બન્ને સેનાઓના સુભટોનો સંગ્રામ થયો.

सेनाचरांगगलदस्रसमूहधार ।

प्रोद्भूतशैवलधरालिजसुप्रवाहे ॥
वीरव्रजस्य ततशीर्षकदंबकानि ।
राजीवराजय इवाबभुराततास्च ॥ ८० ॥

सैनिकोना अगथी झरता रुधिरना समूहनी धाराथी उत्पन्न थएली नदीओनी श्रेणिना थएला उत्तम प्रवाहमा सुभटोना समूहना विस्तार पामेला मस्तकोना समूहो जाणे विस्तार पामेली कमळोनी श्रेणिओ होय नहीं जेम, तेम शोभता हता

क्षिप्तैश्च सूचरवरैर्गगने गतैश्च ।
बाणव्रजैः किल नभः अबभूव भिन्नम् ॥
नोचेत्सदा विततधीष्ण्यगणापदेशा ।
च्छांतिस्म तत्र किमु हि क्षतपंक्तयो नु ॥८१॥

उत्तम सुभटोए फेंकेला तथा आकाशमा पहोचेला एवा बाणोना समूहोथी खरेखर आकाश भेदाई गयु, जो एम न होत तो ते आकाशमा विस्तार पामता एवा ताराओना समूहना मिषथी खरेखर छिद्रोनी पक्तिओ केम शोभे छे!!

एवं प्रभूतबलसैन्यगणे हि युद्धं ।
कुर्वत्यजस्रमिह मोहनृपप्रमुक्तः ॥
मिथ्यात्वनामपृतनापतिराततान ।
सिंहारवं कृतगतप्रमदारिनागम् ॥ ८२ ॥

एवी रीने अहीं अत्यत बळवाळो सैन्योनो समूह एकदम युद्ध करते छते मोहराजाए मुकेला मिथ्यात्व नामना सेनापतिए, करेल छे मदरहित शत्रुरूपी हाथी जेणे एवो सिंहनाद कर्यो

श्रुत्वारवं भटगणाः किल कंपमापु ।

स्तेनाततं गजवराः स्थिरभावमीयुः ॥
अश्वा अपीह विकृतोन्नतकर्णदेशा ।
स्तस्थुर्भयाकुलहृदो गतसत्ववाराः ॥ ८३ ॥

( એવી રીતે ) તેણે વિસ્તારેલા સિંહનાદને સાંભળીને સુભટોના સમૂહો કંપવા લાગ્યા; ગજેંદ્રો સ્થિર થયા; અને કરેલ છે ઊંચા કાનના ભાગો જેઓએ, તથા ગએલ છે સત્વનો સમૂહ જેમનો એવા ઘોડાઓ પણ અહીં ભયાકુલ હૃદયવાળા થયા.

सम्यक्त्वनामसुभटोऽथ समागतोऽग्रे ।
लब्ध्वा निदेशमिह शस्त्रयुतः स्वनेतुः ॥
मिथ्यात्वनामसुभटोऽपि समीपमस्य ।
कल्पांतकालपवनोव समाजगाम ॥ ८४ ॥

હવે અહીં સમ્યકત્વ નામનો ( મુનિરાજનો ) સુભટ પોતાના સ્વામિની આજ્ઞા લેઇને શસ્ત્રો સહિત અગ્રભાગમાં આવ્યો; અને મિથ્યાત્વ નામનો સુભટ પણ કલ્પાંત કાળના પવનની પેઠે તેની સમીપ આવ્યો.

अंगश्चवद्रुधिरवारमदप्रवाहौ ।
हस्तात्तकुंतकरदंडविमंडितौ च ॥
विंध्यावनौ समरभूमितले तदैव ।
दंतावलाविव मिथो मथनोद्यतौ तौ ॥ ८५ ॥

શરીરમાંથી ઝરતા રૂધિરના સમૂહરૂપી મદના પ્રવાહવાળા, તથા હાથમાં ધારણ કરેલા એવા ભાલારૂપી શુંડદંડોથી મંડિત થએલા એવા હાથીઓ જેમ વિંધ્યાચળની ભૂમિમાં તેમ તેઓ બન્ને તેજ વખતે સમરાંગણના ભૂમિતલપર એક બીજાને નાશ કરવામાં ઉદ્યમવંત થયા.

सम्यक्त्ववाणनिकरैर्हतदेहभागो ।

मिथ्यात्वनामवरवीरपतिः पपात ॥

अंगं च तस्य निशितेषुकृतव्रणाढ्यं ।

वल्मीकवद्रुधिरदंभसजंतु रेजे ॥ ८६ ॥

સમ્યક્ત્વના બાણોના સમૂહોથી હણાએલ છે શરીરનો ભાગ જેનો એવો મિથ્યાત્વ નામનો ઉત્તમ સુભટેશ પડ્યો, તથા તીક્ષ્ણ બાણોએ કરેલા ક્ષતોથી યુક્ત થએલું એવું તેનું અંગ રૂધિરના મિશથી જંતુઓ સહિત થએલા રાફડાની પેઠે શોભવા લાગ્યું

जीवोऽपि तस्य निजधाम विशीर्णमेवं ।

दृष्ट्वा ययौ परनिकेतनलब्धयेऽथ ॥

कोवा सचेतनजनः प्रविलोक्य सद्म ।

भग्नं निजं परनिकायगहो न यायात् ॥ ८७ ॥

હવે તેનો જીવ પણ એવી રીતે પોતાના સ્થાનકને નાશ પામેલું જોઇને બીજા સ્થાનકની પ્રાપ્તિ માટે ચાલ્યો ગયો, અથવા અહો! કયો સચેતન માણસ પોતાનું ઘર ભાગેલું જોઇને બીજા ઘર પ્રતે ન જાય

एवं स्वकीयबलनाशमथो विलोक्य ।

क्रोधोद्धतः समरभूमितलं प्रयातः ॥

मोहः स्वयं वरतुणीरसुशोभिपृष्टो ।

हस्तात्तकार्मुकगणैर्विकरालदेहः ॥ ८८ ॥

હવે એવી રીતે પોતાના લસ્કરના નાશને જોઇને ક્રોધથી ઉદ્ધત થએલો તથા ઉત્તમ તુણીરથી શોભા યુક્ત થએલ છે પૃષ્ટ જેનું, અને હાથમાં ધારણ કરેલા ધનુષ્યના સમૂહોથી ભયંકર અંગવાળો એવો મોહરાજા પોતે સમરાંગણના ભૂમિતલ પ્રતે ગયો

टंकारनादमकरोच्च स मोहभूपः ।

कर्णाग्रकृष्टगुणकार्मुकभीमदेहः ॥
कल्पांतकालघनगर्जनिभं तदैव ।
श्रुत्वैनमग्र्यभटसंहतयश्चकंपुः ॥ ८९ ॥

કાનના અગ્રભાગ સુધિ ખેંચાએલ છે દોરી જેની એવા ધનુષ્યથી ભયંકર શરીરવાળા એવા તે મોહરાજાએ વળી ટંકારનાદ કર્યો ; તેજ સમયે કલ્પાંતકાળના વરસાદની ગર્જના સરખા તે નાદને સાભળીને અગ્રેસર સુભટોની શ્રેણિઓ કંપવા લાગી

वाचंयमोऽपि निजसैनिकरक्षणाय ।
प्रागादथो समरभूमितले स्वयं सः ॥
युद्धं तयोरभवदत्र भयप्रदं च ।
संस्मारितोग्रभटकौरवपांडवीयम् ॥ ९० ॥

હવે તે શ્રી વિજયાનંદ મુનિરાજ પણ પોતાના સૈનિકોના રક્ષણ માટે પોતે સમરાંગણની ભૂમીપર આવ્યા ; અને અહીં ભય આપનારૂં તથા યાદ કરાવેલ છે ભયંકર સુભટોવાળું કૌરવ પાંડવનુ યુદ્ધ જેણે એવું તેઓ બન્નેનું યુદ્ધ થયુ

मुक्तैर्मुनीशकरतः शरपंक्तिवृंदैः ।
सक्तैश्च मोहनृपदेहविभागवारे ॥
सोऽभात्सहस्रकरयुक्त इवोग्रतेजा ।
दत्ताखिलावनिजनातपभानुतुल्यः ॥ ९१ ॥

મુનિરાજના હાથથી મુકેલા અને મોહરાજાના શરીરના વિભાગોના સમૂહમા ચોટેલા એવા બાણોની શ્રેણિઓના સમૂહોથી તે ભયંકર તેજવાળો મોહરાજા જાણે હજારો હાથોથી ( પક્ષે—કિરણોથી ) યુક્ત થયો હોય નહીં જેમ તેમ દીધેલ છે સઘળી પૃથ્વીના લોકને તાપ જેણે એવા સૂર્ય સરખો

શોભવા લાગ્યો.

मोहेऽथ नष्टबलभाजि मुनीश्वरोऽपि ।
बाणं मुमोच निजभावरताख्यमुग्रम् ॥
विद्धश्च तेन स पपात महीतलेऽरं ।
प्राणाश्च तं मुमुचुरेव गतप्रमोदम् ॥ ९२ ॥

હવે નિર્બળ થએલા એવા મોહરાજાપર મુનિરાજે પણ **આત્મસ્વભાવરમણતા નામનું** ભયંકર બાણ છોડયું; અને તેથી વિંધાએલો તે **મોહરાજા** તુરત પૃથ્વીપર પડ્યો; અને (તેના) પ્રાણો પણ હર્ષ રહિત જેમ થાય તેમ તેને છોડીજ ગયા.

एवं स्वनेतरि हतेऽथ चमूचराश्च ।
मोहस्य ते खलु पलायनतां प्रपेदुः ॥
वाचंयमोऽपि जयमाप्य मुदा प्रयातो ।
हर्म्यं निजं चपलमेष दिवाभिधेयम् ॥ ९३ ॥

એવી રીતે પોતાનો સ્વામી હણાયાથી મોહરાજાના તે સુભટો ખરેખર નાશી ગયા; અને આ **મુનિરાજ** પણ જય મેળવીને હર્ષથી તુરત પોતાના **દેવલોક** નામના મેહેલમા પધાર્યા.

हृदि विचार्य सदात्महिताय च ।
भविक मोहमहीपतिना सह ॥
समरमत्र कुरु प्रवरौजसा ।
चपलमेव लभस्व च सिद्धिशम् ॥ ९४ ॥

હે ભવિક! હૃદયમા વિચારીને હમેશા આત્મહિત માટે તું **મોહરાજા** સાથે અહીં અત્યંત બળથી સંગ્રામ કર? અને તુરતજ મોક્ષ સુખ મેળવ?

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गोढांकः कविशिशुकहीरेण कथितः ॥५७॥

"ढांकः" એટલે ચાૈદમો. (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો.)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारामजिच्चरिते श्री विजयानंदसूरीश्वरेण मोहनृपेण सह कृतसंग्रामवर्णन तत्स्वर्गगमनो नाम चतुर्दशमः सर्गः समाप्तः ॥ श्री ॥

## ॥ पंचदशमः सर्गः प्रारभ्यते ॥

अथैवं बोधयित्वासौ । भूरिभव्यांश्चिरं सहो ॥
रत्नसमितिनिव्यर्क । वर्षे पूर्णे सूरीश्वरः ॥ १ ॥
ध्यानं हृद्यर्हतां ध्यायन् । ज्येष्टशुक्लाष्टमीदिने ॥
विभावर्यां विभावर्यः । प्रयातास्त्रिदिवालयम् ॥ २ ॥
॥ युग्मम् ॥

એવી રીતે કાંતિથી મનોહર એવા આ સૂરીશ્વર ઘણા કાળ સુધી પૃ-

થીમા ઘણા ભવ્યાને બોધ આપીને સવત ૧૯૫૩ ના જેઠ સુદિ આઠમને દિ-
વસે રાત્રિએ અરિહંત પ્રભુઓનુ ધ્યાન ધરતા થકા સ્વર્ગે ગયા

मुन्यर्केऽस्तं प्रयातेऽस्मिन् । भारतं हि तमोमयम् ॥
जातं मिथ्यात्विघूकानां । मनस्सु प्रमदप्रदम् ॥३॥

આ મુનિરાજરૂપી સૂર્ય અસ્ત પામતે છતે મિથ્યાત્વિઓરૂપી ઘુવડોના
મનમા હર્ષ દેનારૂ એવુ ખરેખર અધકારમય ભરતક્ષેત્ર થયુ

अस्य शंकरलालेन । कपडवंजवासिना ॥
श्राद्धवर्येण भावेन । श्रीशत्रुंजयपर्वते ॥ ४ ॥
स्थापिता प्रतिमा चैका । सूरीशस्य मनोहरा ॥
वीरचंद्रस्य पुत्रेण । भव्यहर्षप्रदा सदा ॥ ५ ॥

॥ युग्मम् ॥

વળી આ સૂરીશ્વરની કપડવંજના રહેનાર શંકરલાલ વીરચંદ
નામના ઉત્તમ શ્રાવકે ભાવથી શ્રી શત્રુંજય પર્વતપર ( આદીશ્વરજીની ટું-
કમા ) હમેશા ભવ્યોને હર્ષ આપનારી એક મનોહર મૂર્તિ સ્થાપી

तालध्वजे द्वितीया च । स्थापिता प्रतिमा शुभा ॥
अस्य गुलाबचंद्रेण । श्रीजयपूरवासिना ॥ ६ ॥

વળી આ મુનિરાજની બીજી ઉત્તમ મૂર્તિ જયપુર નિવાસિ મુન-
સફ ગુલાબચંદ ભાઇએ તાલધ્વજપર (તળાજાપર) (સુમતિ-
નાથજીના ) મંદિરમાં સ્થાપી

तृतीया गुजरावाल । ग्रामेऽपि प्रभविष्यति ॥
प्रतिमा स्थापिता मीना—कुमार्यास्य मुनीशितुः ॥७॥

વળી આ સૂરિરાજની ત્રીજી પ્રતિમા ( તેમના શરીર જેવડી મુર્શી-
દાબાદના રહેવાસી રાયબહાદુર ધનપતિસિંહજીના રાણી) મીનાકું-
વરી તરફથી ( જ્યા મહારાજ શ્રી સ્વર્ગવાસ થયા ) તા ગુજરાવલા ગામમાં

સ્થાપન થવાની છે.

चतुर्थीं पादराग्रामे । प्रतिमां स्थापयिष्यति ॥
पानाचंद्राभिधः श्राद्धो । मुनीशस्यास्य भावतः ॥८॥

વળી આ મુનિરાજની ચોથી પ્રતિમાને પાદરા નામના ગામમાં પાનાચંદ કીસોરદાસ નામના શ્રાવક સ્થાપન કરવાના છે

पंचमीं प्रतिमां त्वस्य । वडोदराभिधे पुरे ॥
लालचंद्राभिधः श्राद्धः । स्थापयिष्यति भावतः ९

વળી આ મુનિરાજની પાચમી પ્રતિમા વડોદરા નામના શહેરમાં ગાંધી લાલચંદ નામના શ્રાવક ભાવથી સ્થાપન કરવાના છે

पुनरस्य मुनीशस्य । स्थापिता हि भविष्यति ॥
प्रतिमा सुप्रभावाढ्या । हुशियाराभिधे पुरे ॥१०॥

વળી આ મુનિરાજની ઉત્તમ પ્રભાવવાળી મૂર્તિ ખરેખર હુશીયારપુર નામના નગરમા પણ સ્થાપન થવાની છે.

पादुके अस्य पट्याख्य । ग्रामे स्तः स्थापिते जनैः॥
एवं च वल्लभीपूरि । स्थापिते च भविष्यतः ॥११॥

વળી આ મુનિરાજની પાદુકા લોકોએ પટ્ટી નામના ગામમા સ્થાપન કરેલી છે; તથા વલ્લભીપુરમા પણ એવી રીતે સ્થપાવાની છે.

अनेनेह मुनींद्रेण । भुवि मिथ्यात्विनो जनाः ॥
षट्सहस्रमिता जैन । धर्मे किल दृढीकृताः ॥१२॥

વળી આ મુનિરાજે આ પૃથ્વીમાં છ હજાર મિથ્યાત્વિ માણસોને (બોધ આપીને) જૈન ધર્મમા દૃઢ કર્યા.

अनेकनगराधीशान् । बोधयामास वेगतः ॥
दयामयहृदश्चायं । कारयामास तान्सदा ॥ १३ ॥

વળી આ મુનિરાજે અનેક રાજાઓને વેગથી બોધ પમાડયો ; તથા તેઓને હમેશા દયાળુ હૃદયવાળા કરાવ્યા.

राजमानं सदा लब्धं । सूरिणा तेन भूरिच ॥
वारिधिनेव विश्वेऽस्मिन् । गांभिर्यभरधारिणा १४

વળી ગંભિરતાના સમૂહને ધરનારા એવા તે મુનિરાજે સર્વદા આ જગતમા સમુદ્રની પેઠે ઘણુ રાજા તરફનુ (પક્ષે—ચંદ્ર તરફનુ) માન મેળવ્યું.

अनेकवादिनो जित्वा । न्यायशास्त्रविशारदान् ॥
मुनींद्रोऽसौ जयं प्राप । केसरीव मृगानिह ॥१५॥

ન્યાયશાસ્ત્રોમાં પંડિત એવા અનેક વાદીઓને જીતીને, હરિણોને જીતીને જેમ કેસરીસિંહે તેમ આ મુનિરાજે જય મેળવ્યો

तत्प्रतापपराभूताः । परवादिनिशाटनाः ॥
वनं गत्वा गुहां भेजुः । सदाऽज्ञानतमोरताः ॥१६॥

તે મુનિરાજના પ્રતાપથી પરાભવ પામેલા એવા પરવાદીઓરૂપી ઘુવડો ( અથવા ચોરો ) હમેશા અજ્ઞાનરૂપી અંધકારમા રક્ત થયા થકા વનમાં જઇને ગુફામા રહેવા લાગ્યા.

शासति मुनिराजेऽस्मिन् । भारते भारता जनाः ॥
जैनधर्मस्य साम्राज्यं । प्रापूरत्नत्रयं सदा ॥१७॥

ભરતખંડમાં આ મુનિરાજ શ્રી જૈનધર્મનું રાજ્ય કરતે છતે ભારત નિવાસિ લોકોએ હમેશાં રત્નત્રય મેળવ્યા

मुनिचंद्रममूं दृष्ट्वा । चकोरा इव पंडिताः ।
मुदं याताः सदा मह्यां । धर्मतत्वाभिलाषिणः १८

પૃથ્વીમા આ મુનિરાજરૂપી ચંદ્રને જોઇને ધર્મતત્વના અભિલાષિ પંડિતો ચકોરોની પેઠે હમેશાં આનંદ પામ્યા

मुनेरस्य गिरं पीत्वा । भव्याः स्वादसुधानिभाम् ॥
इहैव सर्वदा मह्यां । देवशर्म विलेभिरे ॥ १९ ॥

સ્વાદથી અમૃત સરખી એવી આ મુનિરાજની વાણી પીને ભવ્ય લોકોએ હમેશાં આ પૃથ્વીમાજ દેવસુખ મેળવ્યુ

एवं कियत्प्रभावं च । वर्णयामि मुनीशितुः ॥
अस्यैकजिह्वयाहं हि । शेषाहेरप्यगोचरम् ॥ २० ॥

એવી રીતે (સહસ્ર જીભોવાળા) શેષનાગને પણ અગોચર એવા આ મુનિરાજના પ્રભાવને હુ એક જીભથી ખરેખર કેટલોક વર્ણવુ ?

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गोणांकः कविशिशुकहीरेण कथितः ॥२१॥

" णाकः " એટલે પંદરમો (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો )

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारामजिचरिते परिशिष्टसूरिप्रभाववर्णनो नाम पंचदशमः सर्गः समाप्तः ॥ श्री ॥

# ॥ षोडशः सर्गः प्रारभ्यते ॥

एवं श्रीविजयानंद । सूरीशस्येह वर्णितम् ॥
भव्यलाभकृते किंचि । च्चरित्रं प्रमदप्रदम् ॥ १ ॥

એવી રીતે અહીં શ્રી વિજયાનંદ સૂરીશ્વર મહારાજનુ કિચિત્ અને હર્ષ આપનારૂં ચરિત્ર ભવ્યોના લાભ માટે (મે) વર્ણવ્યુ

अधुनास्य मुनीशस्य । परिवारस्य वर्णनम् ॥
किंचित्करोमि भव्यानां । मानसेषु मुदां प्रदम् ॥२॥

હવે આ મુનિરાજના પરિવારનુ ભવ્યોના મનોમા હર્ષ આપનારૂં કિંચિત્ વર્ણન કરૂ છુ

मुनीशस्यास्य शिष्येषु । श्रीलक्ष्मीविजयाह्वयः ॥
मुख्योऽभूत्खलु वीरस्य । गौतम इव पंडितः ॥ ३ ॥

આ મુનિરાજના શિષ્યોમા પડિત એવા [1]શ્રી લક્ષ્મીવિજયજી નામના, શ્રી વીરપ્રભુના જેમ ગૌતમ તેમ મુખ્ય (શિષ્ય) હતા.

ततो बभूव शास्त्रज्ञः । संतोषविजयाह्वयः ॥
शिष्योऽमुष्य मुनींद्रस्य । धर्मध्यानपरायणः ॥ ४ ॥

તે વાર પછી આ મુનિરાજના શાસ્ત્રોને જાણનારા તથા ધર્મધ્યાનમાં તત્પર એવા [2]શ્રી સંતોષવિજયજી નામે શિષ્ય થયા

---

૧ શ્રી લક્ષ્મીવિજયજી મહારાજ સસારીપણામા જ્ઞાતિએ પુષ્કરણા બ્રાહ્મણ હતા ઢુંઢકપણામા તેમનુ નામ વિષ્ણુચંદજી હતુ તથા તેમણે સવત ૧૯૩૧ મા અમદાવાદમા મહારાજશ્રી પાસે દીક્ષા લીધી હતી.

૨ શ્રી સતોષવિજયજી મહારાજ સસારીપણામા જ્ઞાતિએ અગ્રવાળ વાણીયા હતા ઢુંઢકપણામા તેમનું નામ ખુબચંદજી હતું તથા

ततोऽभवन्मुनीशस्य । श्रीरंगविजयाभिधः ॥
शिष्योऽस्य जैनसिद्धांत । पारगो धर्मतत्परः ॥५॥

પછી આ મુનિરાજના જૈન સિદ્ધાંતોના પારને પહોચેલા તથા ધર્મમાં તત્પર એવા શ્રી [1]રંગવિજયજી નામે શિષ્ય થયા.

बभूव च ततः प्रज्ञः । श्रीरत्नविजयाह्वयः ॥
शिष्योऽमुष्य मुनीशस्य । रत्नत्रयप्रदायकः ॥ ६ ॥

પછી આ મુનિરાજના વિદ્વાન તથા ત્રણે રત્નોને દેનારા [2] શ્રી રત્નવિજયજી નામના શિષ્ય થયા

ततो बभूव शिष्योऽस्य । चारित्रविजयाभिधः ॥
जैनसिद्धांततत्त्वज्ञो । न्यायान्यायविचारवान् ॥७॥

તેવાર પછી આ સૂરિરાજના જૈન સિદ્ધાતના તત્વોને જાણનારા તથા ન્યાયાન્યાયના વિચારવાળા [3] શ્રી ચારિત્રવિજયજી નામે શિષ્ય થયા

---

તેમણે પણ સવત ૧૯૩૧ મા અમદાવાદમા મહારાજશ્રી પાસે દીક્ષા લીધી હતી

૧ શ્રી રંગવિજયજી મહારાજ સસારીપણામા જ્ઞાતે ઓશવાળ વાણીઆ હતા તથા અમૃતસરના રહેવાસી હતા. ઢુંઢકપણામા તેમનું નામ હુકમચંદજી હતુ તથા તેમણે પણ સંવત ૧૯૩૧ મા અમદાવાદમાં મહારાજશ્રી પાસે દીક્ષા લીધી હતી

૨ શ્રી રત્નવિજયજી સસારીપણામાં જ્ઞાતે ઓશવાળ વાણીઆ તથા હુશીયારપુરના રહેવાસી હતા ઢુંઢકપણામા તેમનુ નામ હાકમરાયજી હતુ, તથા તેમણે પણ સવત ૧૯૩૧ મા અમદાવાદમા મહારાજશ્રી પાસે દીક્ષા લીધી હતી

૩ શ્રી ચારિત્રવિજયજી મહારાજ સસારીપણામા જ્ઞાતે ઓશવાળ વાણીઆ તથા હુશીયારપુરના રહેવામી હતા. ઢુંઢકપણામાં તેમનું નામ સલામતરાયજી હતું તથા તેમણે પણ સંવત ૧૯૩૧ મા મહારાજશ્રી પાસેથી અમદાવાદમાં દીક્ષા લીધી હતી.

लब्ध्वा तदीयचरणांबुजतारसारं ।
स्वादच्छटाधरितदिव्यसुधासमूहम् ॥
संसारकाननतटे ह्यटतालिनेव ।
पीतो मया प्रवरबोधरसप्रवाहः ॥ ८ ॥

તે શ્રી ચારિત્રવિજયજી મહારાજના, સ્વાદની છટાથી દૂર કરેલ છે દિવ્ય અમૃતનો સમૂહ જેણે એવા ચરણોરૂપી કમળોના મનોહર સારને મેળવીને આ સંસારરૂપી વનતટમા ભમતા ભમરાની પેઠે ખરેખર મે (**આ ગ્રંથકર્ત્તા હીરાલાલે**) ઉત્તમ બોધના રસનો પ્રવાહ પીધો છે

चारित्रविजयस्यास्य । बुद्धिं दृष्ट्वा बृहस्पतिः ॥
दर्शयति मुखं स्वस्य । लज्जयेव दिवा न हि ॥ ९ ॥

આ શ્રી ચારિત્રવિજયજી માહારાજની બુદ્ધિને જોઇને **બૃહસ્પતિ** (પણ) જાણે લજ્જાથીજ હોય નહીં જેમ તેમ દિવસે મુખ દેખાડતો નથી.

सूरीशस्य बभूवास्य । ततः शिष्यः सुबुद्धिवान् ॥
वादिगजजये सिंहः । कुशलविजयाभिधः ॥ १० ॥

પછી આ **સૂરીશ્વર**ના ઉત્તમ બુદ્ધિવાળા તથા વાદિઓરૂપી હાથીને જીતવામા સિંહસમાન [1] **શ્રી કુશલવિજયજી** નામે શિષ્ય થયા

ततो बभूव शिष्योऽस्य । न्यायशास्त्रविशारदः ॥
भव्यानां प्रमुदां दाता । प्रमोदविजयाह्वयः ॥११॥

તેવાર પછી આ **સૂરિરાજ**ના ન્યાય શાસ્રોમા પરગામી તથા ભવ્યોને

---

૧ **શ્રી કુશલવિજયજી** મહારાજ સંસારીપણામા જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **પંજાબ**મા આવેલા **સુજાનપુર** ગામના રહેવાસી હતા. **ઢુંઢક**પણામા તેમનુ નામ **કનૈયાલાલજી** હતુ તથા સંવત ૧૯૩૧ મા તેમણે પણ **મહારાજશ્રી** પાસે **અમદાવાદ**મા દીક્ષા લીધી હતી

હર્ષ આપનારા [1]શ્રી પ્રમોદવિજયજી નામના શિષ્ય થયા

**मुनेरभूत्ततः शिष्य । उद्योतविजयाभिधः ॥**
**परो भानुरिवज्ञाना । ज्जगदुद्योतकारकः ॥ १२ ॥**

પછી તે મુનિરાજના જ્ઞાનથી જગતને ઉદ્યોત કરનારા બીજા સૂર્ય સરખા [2] શ્રી ઉદ્યોતવિજયજી નામે શિષ્ય થયા

**बभूवास्य मुनींद्रस्य । ततः शिष्यः कलानिधिः ॥**
**वैराग्यप्रोल्लसच्चेताः । सुमतिविजयाभिधः ॥ १३ ॥**

પછી આ શ્રી વિજયાનંદ મુનિરાજના કળાઓના ભંડારરૂપ તથા વૈરાગ્યમા ઉલ્લસાયમાન ચિત્તવાળા [3]શ્રી સુમતિવિજયજી નામે શિષ્ય થયા.

**ततः शिष्योऽभवत्तस्य । श्रीवीरविजयाह्वयः ॥**
**सत्यीकृतं निजं नाम । येनांतर्द्विषतां जये ॥ १४ ॥**

---

૧ શ્રી પ્રમોદવિજયજી મહારાજ સંસારીપણામા જ્ઞાતે **અગ્રવાળ વાણીઆ** તથા **પંજાબમાં** આવેલા **સુનામ** નામે ગામના રહેવાસી હતા. ઢુંઢકપણામાં તેમનુ નામ **તુલસીરામજી** હતુ તથા તેમણે પણ સંવત ૧૯૩૧ મા **મહારાજશ્રી** પાસે **અમદાવાદ**મા દીક્ષા લીધી હતી

૨ શ્રી ઉદ્યોતવિજયજી મહારાજનુ યતિધર્મમાં **ઉત્તમઋષિ** નામ હતું તથા **અંબાલા**ના રહેવાસી હતા તેમણે **મહારાજશ્રી** પાસે સંવત ૧૯૩૫ માં **લુધિયાના**મા દીક્ષા લીધી હતી વળી તેઓ અત્યંત શાંત સ્વભાવી, પરોપકારમા તત્પર તથા અસરકારક બોધ આપનારા છે તેમની જ્ઞાનગંભીર તથા અમૃતસરખી વાણી ખરેખર સજલમેઘના ગર્જારવને પણ દૂર કરે તેવી છે.

૩ શ્રી સુમતિવિજયજી મહારાજ સંસારીપણામા જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **પાલી** નામે ગામના રહેવાસી હતા, અને તેમનું નામ **હરખચંદ** હતું તેમણે **મહારાજશ્રી** પાસે સંવત ૧૯૩૫ માં **લુધિયાના**માં દીક્ષા લીધી હતી.

તે વાર પછી તે મુનિરાજના [२]શ્રી વીરવિજયજી નામે શિષ્ય થયા; કે જેમણે અ તર ગ શત્રુઓને જીતવામા પોતાનુ (વીર એવુ) નામ સત્ય કર્યુછે.

**बभूवास्य महाज्ञानी । मुनींद्रस्य ततः खलु ॥**
**वैराग्ययुक्तः शिष्यस्तु । श्रीकांतिविजयाभिधः १५**

તે વાર પછી આ મુનીંદ્રના ખરેખર મહાજ્ઞાની તથા વૈરાગ્યવાળા શ્રી [१]કાંતિવિજયજી નામે શિષ્ય થયા

---

૨ શ્રી વીરવિજયજી મહારાજ સંસારીપણામા જ્ઞાતે ભાવસાર તથા ભાવનગરના રહેવાસી હતા; અને તેમનુ નામ વીરચંદ હતુ તેમણે મહારાજશ્રી પાસે સ વત ૧૯૩૫ મા અંબાલામા દીક્ષા લીધી હતી

૧ શ્રી કાંતિવિજયજી મહારાજ શ્રી આત્મારામજી મહારાજના શિષ્યોમાના એક મહાજ્ઞાની, શાત સ્વભાવી, ન્યાયશાસ્ત્રમા પાર ગામી તથા જૈન ધર્મની અત્ય ત ઉન્નતિ કરનારા છે સ સારીપણામા તેઓ જ્ઞાતે દશાશ્રીમાલી વાણીઆ તથા વડોદરાના રહીશ હતા, અને તેમનુ નામ છગનલાલ હતું તેમણે સ વત ૧૯૩૫ મા માહા સુદિ ૧૧ ને દિવસે પંજાબમા આવેલા અંબાલા નામે શેહેરમા મહારાજશ્રી પાસે દીક્ષા લીધી હતી ત્યારબાદ ત્રણ વર્ષો સુધિ અમૃતસર પ્રમુખમા વિહાર કરી વ્યાકરણાદિકનુ તેમણે જ્ઞાન મેળવ્યુ ત્યારબાદ જયપુરમા યતિ શ્રી હીરાચંદજી પાસે તેમણે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને જયપુર નિવાસિ શ્રાવકોને તેમણે ધર્મોપદેશ કર્યો; તેથી ત્યાના લોકોની ધર્મપર ઘણી આસ્તા થઇ; તથા જૈન ધર્મની ઘણી ઉન્નતિ થઇ ત્યારબાદ વિકાનેર, જોધપુર, પાલી વગેરે નગરોને પવિત્ર કરીને તથા આબુજી પ્રમુખની યાત્રા કરીને અમદાવાદ પધારી તેમણે વડીદીક્ષા લીધી. તથા ત્યા તેમના ઉપદેશથી ઘણા જૈન પુસ્તકોનો ઉદ્ધાર થયો, વળી એમના ઉપદેશથી સ વત ૧૯૪૬ મા વડોદરાથી મોહોટા ઠાઠથી કેસરીયાજીનો સ ઘ નિકળ્યો હતો; ઇત્યાદિ તેમના ઉપદેશથી ઉજમણા અઠ્ઠાઇમહોત્સવ વગેરે ઘણા ધર્મોન્નતિના કાર્યો થયા છે ત્યારબાદ પાલણપુર, આબુ તથા પાલી થઇને તેમણે અજમેરમા ચતુર્માસ કર્યુ ત્યારબાદ જયપુર, અલવર, દીલ્હી વગેરે સ્થાનકે થઇ હુશીયારપુરમાં પ્રતિષ્ઠા મહોત્સવપર તેઓ પધાર્યા ત્યારબાદ તે-

ततः शिष्यो मुनीशस्य । बभूवास्य महोदयः ॥
जैनमार्गैकचेतास्तु । श्रीजयविजयाह्वयः ॥ १६ ॥

તે પછી આ મુનિરાજના મહાન ઉદયવાળા તથા જૈન માર્ગમાં એક ચિત્તવાળા [1] શ્રીજયવિજયજી નામના શિષ્ય થયા

ततो वैराग्ययुक्तोऽभू । दमरविजयाभिधः ॥
शिष्योऽमुष्य मुनींद्रस्य । तत्वज्ञानपरायणः ॥१७॥

તે પછી આ મુનીંદ્રના વૈરાગ્યયુક્ત તથા તત્વજ્ઞાનમાં તત્પર એવા [2] શ્રી અમરવિજયજી નામે શિષ્ય થયા

एवं त्वस्य मुनींद्रस्य । शिष्याणां स्वल्पवर्णनम् ॥
कृतं मयाधुना त्वेषां । शिष्याणां वच्मि वर्णनम् १८

એવી રીતે આ સૂરિરાજના શિષ્યોનું મેં સ્વલ્પ વર્ણન કર્યું; અને

---

મણે ત્રણ વર્ષો સુધિ ગુજરાવાલા આદિક શેહેરોમાં ચતુર્માસ કરીને પટ્ટીમાં ચતુર્માસ કર્યું ત્યારબાદ તેમણે ભટેનરના જૈન પુસ્તકના ભંડારની ઉત્તમ વ્યવસ્થા કરી ત્યાથી વિકાનેરમાં ચતુર્માસ કરીને તેમણે ત્યાં ઘણા જીવોને જૈન ધર્મમાં સ્થિર કર્યા વળી તેમણે "**શુદ્ધ સામાચારી પ્રકાશપ્રત્યુત્તર**" નામનું પુસ્તક રચ્યું છે તથા વડોદરે ચતુર્માસ કરીને ગુરૂ ભક્તિથી તેમણે ત્યાં "**શ્રી આત્મારામજી જૈનશાળા** તથા **લાયબ્રેરી**ની" સ્થાપના કરી છે. ઇત્યાદિ તેમણે ઘણા ધર્મોન્નતિના કાર્યો કર્યા છે

1 શ્રી જયવિજયજી સંસારીપણામાં જ્ઞાતે **વીસા શ્રીમાલી વાણીઆ** તથા ડભોઇના રહેવાસી હતા; અને તેમનું નામ **જયચંદ** હતું. તેમણે સંવત ૧૯૩૯માં **લુધીયાના**માં **મહારાજશ્રી** પાસે દીક્ષા લીધી હતી.

2 શ્રી અમરવિજયજી મહારાજ સંસારીપણામાં જ્ઞાતે **વીસા શ્રીમાલી વાણીઆ** તથા ડભોઇના રહેવાસી હતા; અને તેમનું નામ **હિમતલાલ** હતુ તેમણે સંવત ૧૯૩૯ માં **લુધીયાના**માં **મહારાજશ્રી** પાસે દીક્ષા લીધી હતી.

હવે તે શિષ્યોના શિષ્યોનુ વર્ણન હું કહુ છું

**श्रीलक्ष्मीविजयस्याथो । सर्वशास्त्रविशारदाः ॥**
**चत्वारोऽत्राभवन् शिष्या । गुरुभक्त्येकमानसाः १९**

હવે **શ્રી લક્ષ્મીવિજયજી** મહારાજના સર્વ શાસ્ત્રોમા વિચક્ષણ તથા ગુરૂભક્તિમાજ એક ચિત્તવાળા ચાર[1] શિષ્યો થયા

**प्रभाविकोऽथ शिष्येषु । श्रीलक्ष्मीविजयस्य च ॥**

---

1 તે ચારે શિષ્યોમા પેહેલા **શ્રી કુમુદવિજયજી** મહારાજ હતા તે સસારીપણામા જ્ઞાતે **ખ ડેરવાળ વાણીઆ** તથા **પજાબ**મા આવેલા **બિલોલપુર** નામે ગામના રહેવાસી હતા; **ઢુઢકપણા**મા તેમનુ નામ **ચીમનલાલજી** હતુ. તેમણે સવત ૧૯૩૧ મા **અમદાવાદ**મા **શ્રી લક્ષ્મીવિજયજી** મહારાજ પાસે દીક્ષા લીધી હતી

બીજા શિષ્ય **શ્રી હર્ષવિજયજી** નામે હતા તે સસારીપણામા જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **પજાબ**મા આવેલા **રાવલપીંડી** નામે ગામના રહેવાસી હતા **ઢુંઢકપણા**મા તેમનુ નામ **નીહાલચંદજી** હતું તેમણે પણ સવત ૧૯૩૧ મા **અમદાવાદ**મા **શ્રીલક્ષ્મીવિજયજી** મહારાજ પાસે દીક્ષા લીધી હતી

ત્રીજા શિષ્ય **શ્રી કમલવિજયજી** નામે હતા તે સસારીપણામા જ્ઞાતે **બ્રાહ્મણ** તથા **સરસા** ગામના રહેવાસી હતા **ઢુંઢકપણા**મા તેમનુ નામ **રામલાલજી** હતુ તેમણે પણ સવત ૧૯૩૧ મા **અમદાવાદ**મા **મહારાજ શ્રી લક્ષ્મીવિજયજી** પાસે દીક્ષા લીધી હતી

ચોથા શિષ્ય **શ્રી હસવિજયજી** નામે હતા તેઓ સસારીપણામાં જ્ઞાતે **વીસાશ્રીમાલી વાણીઆ** તથા **વડોદરા**ના રહેવાસી હતા અને તેમનુ નામ **છોટાલાલ** હતુ તેમણે સવત ૧૯૩૫ મા **પજાબ**મા આવેલા **અંબાલા** નામે શેહેરમા **મહારાજ શ્રી લક્ષ્મીવિજયજી** પાસે દીક્ષા લીધી હતી તે **મુનિ મહારાજ શ્રી આત્મારામજી મહારાજ**ના પરિવારમા **મહા પ્રતાપી** અને **પ્રભાવિક** થયા છે માટે તેમનુ અહીં સ્વલ્પ **ચરિત્ર** કહીશુ

बभूव भूवि विख्यातः । श्रीहंसविजयाभिधः ॥२०॥

હવે શ્રી લક્ષ્મીવિજયજી મહારાજના શિષ્યોમા પ્રભાવિક તથા પૃથ્વીમા પ્રખ્યાત એવા શ્રી હંસવિજયજી નામે શિષ્ય થયા

वदामीह मुनेस्तस्य । चरित्रं जनहर्षदम् ॥

किंचिदथो महांतो य । द्वर्णनीया विशेषतः ॥२१॥

હવે અહીં હુ તે શ્રી હંસવિજયજી મુનિમહારાજનું લોકોને હર્ષ આપનારૂ કિંચિત્ ચરિત્ર કહુ છું, કેમકે મહાન પુરૂષો વિશેષ પ્રકારે વર્ણન કરવા લાયક હોય છે

अत्रैव भरतक्षेत्रे । वडोदराभिधं पुरम् ॥

अस्ति सर्वंसहाख्यातं । नानापंडितमंडितम् ॥२२॥

આજ ભરતક્ષેત્રમા પૃથ્વીમા પ્રખ્યાત તથા નાના પ્રકારના પંડિતોથી શોભિતું થએલુ વડોદરા નામે નગર છે

परावाराङ्घ्रियाप्राप्त । विषपूरविगाहकैः ॥

अभंगभोगभंगौघै । र्मणिमंडितमौलिभिः ॥ २३ ॥

पौरैर्नागैरिवापूर्णा । पाति पातालपालकः ॥

खातिकाछद्मनाद्येतां । मत्वा पातालिकीं पुरीम् २४

॥ युग्मम् ॥

નદીમાંથી પ્રાપ્ત થએલા પાણીના (પક્ષે—વિષના) સમૂહમાં વિગાહન કરનારા, અભંગ ભોગોના (પક્ષે—ફણાઓના) પ્રકારોના સમૂહોવાળા, મણિઓથી શોભિતા મસ્તકોવાળા એવા નાગોથી હોય નહી જેમ, તેમ પૌરોથી ભરેલી તે નગરીને ખરેખર પાતાલ નગરી જાણીને ખાઇના મિષથી શેષનાગ પાળે છે

तपनातपतप्तांगाः । खचिताः खातिरोधसि ॥

। विटपस्थपतत्रिणः ॥ २५ ॥

ऽपि पीनांसा । महसामसहिष्णवः ॥

मेघमार्गमणीतानां । तापितामितदेहिनाम् ॥ २६ ॥

प्रतिबिंबच्छलेनैव । निश्चितं खातिकांभसि ॥

शोभंते सततं स्नातुं । यत्रावतरिता इव ॥ २७ ॥

॥ त्रिभिर्विशेषकम् ॥

જે નગરમા સૂર્યના તાપથી તપેલા છે અંગો જેમના, ખાઇના કાંઠાપર ચોટેલા, વિસ્તીર્ણ છે ડાળાઓના છેડાઓ જેના, ડાળાઓપર બેઠેલા છે પક્ષિઓ જેમાં, અને પુષ્ટ છે શાખાઓ જેની એવા વૃક્ષો પણ તાપ આપેલ છે ઘણા પ્રાણીઓને જેઓએ એવા સૂર્ય તરફથી આવેલા તેજોને નહી સહન કરતા થકા પ્રતિબિંબોના મિષથી જાણે ખરેખર ખાઇના પાણીમા હમેશાં સ્નાન કરવાને ઉતર્યા હોય નહી જેમ, તેમ શોભે છે

तत्राऽभवद्धनैर्युक्तो । भुवि श्रेष्ठिशिरोमणिः ॥

जगजीवनदासाख्यः । श्राद्धधर्मपरायणः ॥ २८ ॥

તે વડોદરા શેહેરમા ધનોથી યુક્ત તથા પૃથ્વીમા શ્રેષ્ઠિઓમા શિરોમણિ અને શ્રાવકધર્મમા તત્પર એવા જગજીવનદાસ નામે શેઠ થયા

तस्य माणेकबाईति । भार्या शीलैकभूषणा ॥

आसीदवनिविख्याता । जैनधर्मैकमानसा ॥ २९ ॥

તે જગજીવનદાસ શેઠની શીલરૂપી આભૂષણવાળી, પૃથ્વીમા પ્રખ્યાત તથા જૈન ધર્મમા એકચિત્તવાળી માણેકબાઇ નામે સ્ત્રી હતી

तस्याः शुभे दिने जातः । पुत्रः सुस्वप्नसूचितः ॥

भानुरिवापरः कांत्या । जगदुद्योतकारकः ॥ ३० ॥

તેણીને ઉત્તમ સ્વપ્નથી સૂચિત થએલો, તથા કાંતિથી જગતને ઉદ્યોત

કરનારો જાણે બીજો સૂર્યજ હોય નહીં જેમ, તેમ (એક) પુત્ર થયો.

छोटालाल इति त्वस्य । पित्रा चक्रे प्रमोदतः ॥
अभिधानं शुभे काले । सर्वसज्जनसाक्षिकम् ॥२१॥

શુભ સમયે પિતાએ હર્ષથી સર્વ સજ્જનોની સાક્ષિએ છોટાલાલ એવું તેનું નામ પાડ્યુ.

यथा यथा वयोवृद्धिं । प्रापायं बालकः क्रमात् ॥
तथा तथा पितुर्गेहे । गता वृद्धिं हरिप्रिया ॥२२॥

જેમ જેમ આ બાળક અનુક્રમે વયોવૃદ્ધિને પામતા ગયા, તેમ તેમ (તેમના) પિતાના ઘરમાં લક્ષ્મી (પણ) વૃદ્ધિને પામતી ગઇ

वसंते कल्पशाखीव । तस्य त्वंगमशोभत ॥
यौवने सज्जनानां च । मानसप्रमदप्रदम् ॥ २३ ॥

વસત ઋતુમા જેમ કલ્પવૃક્ષ તેમ સજ્જનોના મનને હર્ષ દેનારૂ તેનું અગ યાવનવયમા શોભવા લાગ્યુ.

अथैकदा निरीहोऽपि । पितुराग्रहतः खलु ॥
पाणिग्रहणमेकायाः । कन्यायाः स चकार च ॥२४॥

હવે એક દહાડો નહીં ઇચ્છતા એવા પણ તે છોટાલાલે ખરેખર પિતાના આગ્રહથી એક કન્યા સાથે લગ્ન કર્યા

वैराग्ययुक्तचेतस्तु । विमुखं समजायत ॥
तस्य संसारतो नित्यं । मोक्षशर्मसमुत्सुकम् ॥२५॥

તેનુ વૈરાગ્યવાળું તથા મોક્ષસુખમા ઉત્સુક થએલું ચિત્ત હમેશાં સંસારથી વિમુખ થયુ હતું

अथैकदा प्रयातोऽय । मंबालाभिधपूर्वरे ॥
श्रीलक्ष्मीविजयस्याग्रे । संसारोद्विग्नमानसः ॥ २६ ॥

હવે એક દહાડો સંસારથી ઉદ્વિગ્ન થએલ છે મન જેમનું એવા તે છો-ટાલાલ અંબાલા નામના ઉત્તમ નગરમાં **શ્રી લક્ષ્મીવિજયજી** નામના મુનિરાજ પાસે ગયા.

**तस्योपदेशतस्तेन । वैराग्यांचितचेतसा ॥**
**स्वीकृता जैनदीक्षात्र । ततस्तूर्णं शिवप्रदा ॥ ३७ ॥**

તેમના ( **શ્રી લક્ષ્મીવિજયજી** મહારાજના) ઉપદેશથી વૈરાગ્યથી શોભિતા ચિત્તવાળા એવા તે છોટાલાલે તુરત તેમની પાસેથી મોક્ષ આપનારી જૈનદીક્ષા લીધી

**एवं गुरुकराद्दीक्षां । जग्राहैष शिवप्रदाम् ॥**
**यतो गुरुंविना दीक्षा । निष्फलैवोदिता जिनैः ३८**

એવી રીતે તેમણે ગુરૂમહારાજને હાથે મોક્ષ આપનારી દીક્ષા લીધી; કેમકે ગુરૂવિનાની દીક્ષા જિનેશ્વર મહારાજેએ નિષ્ફલ કહેલી છે.

**चक्रेऽथ गुरुणा तस्या–भिधानं जनहर्षदम् ॥**
**श्रीलक्ष्मीविजयेनात्र । हंसविजयसंज्ञकम् ॥ ३९ ॥**

હવે **શ્રી લક્ષ્મીવિજયજી** ગુરૂ મહારાજે અહીં તેમનું લોકોને હર્ષ આપનારૂં "**શ્રી હંસવિજયજી**" એવી સંજ્ઞાવાળું નામ કર્યું

**नाराचछंद**

**जगत्सु संति भूरयो जनाः सुशास्त्रपारगा ।**
**स्तथैव संति तेऽपि ये वसंति कानने सदा ॥**
**स्मरं तु यौवनेऽपि ये जयंति ते मुनीश्वरा ।**
**जयंतु हंससाधवोऽवनौ भवांतदाः सदा ॥ ४० ॥**

જગતોમાં ઉત્તમ શાસ્ત્રોના પારને પહોંચેલા ઘણા માણસો છે, તેમજ જેઓ હમેશાં વનમાં વસે છે તેઓ પણ (ઘણા) છે; પણ યૌવનાવસ્થામાં પણ જેઓ કામદેવને જીતે છે, એવા મુનિઓના ઇશ્વર તથા હમેશાં સંસારના અં-

તને દેનારા એવા શ્રી હંસવિજયજી મુનિરાજ પૃથ્વી

सदा तपस्तपंति ये च तेऽपि संति भूरय
बुभुक्षिताश्चिरं वसंति भूरयो जनास्तथा
स्मरं तु यौवनेऽपि ये जयंति ते मुनीश्वरा
जयंतु हंससाधवोऽवनौ भवांतदाः सदा ॥ ४१ ॥

જેઓ હમેશા તપ તપે છે એવાઓ પણ ઘણા છે, તેમજ ઘણા લાંબા વખત સુધિ ભુખ્યાં પણ રહે છે; પણ યૌવનાવસ્થામા પણ જેઓ કામદેવને જીતે છે, એવા મુનિઓના ઇશ્વર તથા હમેશા સંસારના અંતને દેનારા એવા શ્રી હંસવિજયજી મુનિરાજ પૃથ્વીમા જયવંતા વર્તો?

जनार्द्दनादयोऽपि देवनायकाः स्मरातुराः ।
सुधाकराननांगनालिकिंकरा विलोकिताः ॥
स्मरं तु यौवनेऽपि ये जयंति ते मुनीश्वरा ।
जयंतु हंससाधवोऽवनौ भवांतदाः सदा ॥ ४२ ॥

વિષ્ણુ આદિક દેવનાયકો પણ કામદેવથી આતુર થયા થકા ચંદ્ર સરખા મુખવાળી સ્ત્રીની શ્રેણિઓના દાસો થએલા દેખાએલા છે; પણ યૌવનાવસ્થામા પણ જેઓ કામદેવને જીતે છે, એવા મુનિઓના ઇશ્વર તથા હમેશાં સંસારના અંતને દેનારા એવા શ્રી હંસવિજયજી મુનિરાજ પૃથ્વીમા જયવંતા વર્તો.

तथाच शालिभद्रवद्धनाकरे न मूर्छिताः ।
पयोजिनीदृशंप्रतीह जंबुवन्नमोहिताः ।
स्मरं तु योवनेऽपि ये जयंति ते मुनीश्वरा ॥
जयंतु हंससाधवोऽवनौ भवांतदाः सदा ॥ ४३ ॥

વળી જેઓ અહીં શાલિભદ્રની પેઠે ધનના સમૂહમાં મૂર્છિત થયા

જંબુસ્વામિની પેઠે જેઓ સ્ત્રીપ્રતે મોહિત થયા નથી, તથા આ પણ જેઓ કામદેવને જીતે છે, એવા મુનિઓના ઇશ્વર તથા ...ારના અંતને દેનારા શ્રીહંસવિજયજી મુનિરાજ જયવંતા વર્તો!

**दीक्षां गृहीत्वायं । विजहार मुनिर्महीम् ॥**

**। पादन्यासैः पवित्रयन् ॥४४॥**

એવી રીતે દીક્ષા લેઇને આ શ્રી હંસવિજયજી મુનિ મહારાજ ભ-મોક્ષ દેનારા (પોતાના) પાદન્યાસોથી હમેશા પૃથ્વીને પવિત્ર કરતા થકા કરવા લાગ્યા

**। त्यक्तं हि मांसभक्षणम् ॥**

**जाहापुरमहीशेन । सर्वदा नरकप्रदम् ॥ ४५ ॥**

આ મુનિના ઉપદેશથી જાહાપુરના ઠાકોરે હમેશા નરક આપનારૂ માંસભક્ષણ ખરેખર તજ્યુ છે

**एवं च मुनिनानेन जैनधर्मोन्नतिः कृता ॥**

**ग्रंथगौरवतस्तस्या । विस्तारो न कृतो मया ॥४६॥**

એવી રીતે આ મુનિરાજે જૈનધર્મની (ઘણી) [1]ઉન્નતિ કરી છે; પણ ગ્રંથગૌરવથી તેનો મેં વિસ્તાર કર્યો નથી

---

૧ આ શ્રી હંસવિજયજી મુનિરાજે જૈનધર્મની ઘણીજ ઉન્નતિ કરી છે; તથા તેઓ મહા પ્રભાવિક છે તેમણે પૂર્વ દેશમાં છેક કલકત્તા સુધિ વિહાર કરીને ઘણા જીવોને પ્રતિબોધ આપેલો છે તેમના ઉપદેશથી અજીમગંજના રહેવાસી મહાન ધનાઢ્ય શ્રાવક રાયબહાદુર ધનપતિસિંહજીએ શ્રીસમ્મેતશિખરજીનો ઘણા ઠાઠથી સંઘ કહાડ્યો હતો, તેમાં હાથી વિગેરે ઘણી રાજ્યરિદ્ધિસરખી સામગ્રીઓ હતી વળી તેમણે દક્ષિણમાં ખાનદેશમાં આવેલા ધુલીયા આદિક નગરોમાં વિહાર કરીને પણ ઘણા જીવોને ... આપી જૈનધર્મમાં સ્થિર કર્યા; એટલુંજ નહી પણ ત્યાંના અન્ય ...ઓ તથા માંસ મદિરા ભક્ષણ કરનાર અનાર્ય લોકોને પણ ધર્મોપદેશ

**श्रीरंगविजयस्याथ । शिष्यौ द्वौ च बभूवतुः**
**जैनसिद्धांततत्वज्ञौ । धर्मध्यानपरायणौ ॥**

હવે શ્રી રંગવિજયજી મહારાજના જૈનસિદ્ધાંતના તત્વોને જાણનારા તથા ધર્મધ્યાનમા તત્પર એવા બે [1]શિષ્યો થયા.

---

આપી તેમણે શુદ્ધ માર્ગપર ચડાવ્યા છે **ખાનદેશ**મા એવા મહાન મુનિરાજનો વિહાર દુર્લભ હોવાથી લોકો તરફથી તેમને ઘણું સન્માન મળ્યુ છે. તે જ્યારે **ધુલીયા**માં પ્રવેશ કર્યો, ત્યારે ત્યાના ધનાઢ્ય રહીશ **સેઠ સખારામભાઇ દુર્લભદાસ** કે જેઓ જૈનધર્મમાં અત્યંત શ્રદ્ધા ધરાવે છે, તેમણે ઘણા ઠાઠમાઠથી આ **મુનિરાજ**નો પ્રવેશમહોત્સવ કર્યો હતો તે સમયે આસપાસના પંદર ગાઉના ગામોમા રહેતા શ્રાવકો તથા અન્ય દર્શનીઓ પણ તે મહોત્સવ જોવા માટે આવ્યા હતા ; તથા એક રાજાને જેમ તેમ આ **મુનિરાજને** માન આપતા હતા ; વળી તે સમયે ત્યા ઘણા અન્ય મતના લોકોએ પણ આ **મુનિરાજ**ના ધર્મોપદેશથી માસ મદિરા આદિકનો ત્યાગ કર્યો હતો વળી ત્યાં આવેલા **આમલનેર** નામના ગામથી નિકળેલા સંઘ સાથે વિહાર કરી તેમણે **શ્રી અંતરિક્ષજી પાર્શ્વનાથજી**ના દર્શન કરી પોતાના આત્માને પવિત્ર કર્યો. તેમણે **વડોદરા**માં મોટો પુસ્તક ભંડાર સ્થાપ્યો છે. તથા ગુરૂ ભક્તિ લાવીને જગોએ જગોએ **મહારાજશ્રી આત્મારામજી મહારાજ**ના નામથી **જૈનપાઠશાળાઓ** સ્થપાવી છે ; તથા ઘણી જગોએ તે **મહારાજશ્રી**ની મૂર્તિઓ પણ સ્થપાવી છે. વળી તેમણે **વળા**મા (**અસલના વલ્લભીપુરમાં**) **દેવર્દ્ધીગણી ક્ષમાશ્રમણ**ની મૂર્તિ પણ સ્થપાવી છે તેમણે (**જૈનેંદ્રસ્તુતિનિર્ણય**, **પૂર્વદેશસ્તવનાવળી** વગેરે પુસ્તકો રચીને ભવ્ય લોકો પ્રતે ઘણો ઉપકાર કર્યો છે ; ઇત્યાદિ ઘણાં જૈનધર્મોન્નતિના કાર્યો તેમણે કર્યા છે હાલમાં તે મુનિમહારાજ પોતાના શિષ્યો સહિત **વરાડપ્રાંત**મા આવેલા **અમરાવતી** નામના નગરમા બિરાજે છે

[1] શ્રી રંગવિજયજી મહારાજના પેહેલા શિષ્યનું નામ **શ્રી કલ્યાણવિજયજી** છે ; તે **સંસારીપણામાં** જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **પંજાબ**માં આવેલા **રોપડ** નામના ગામના **રહેવાસી છે.** અને તેમનું નામ

शिष्यौ द्वौ । चारित्रविजयस्य च ॥
। शिष्यश्चैको बभूव च ॥४८॥

હવે **શ્રી ચારિત્રવિજયજી** મહારાજના [1]બે શિષ્યો થયા; તથા **શ્રી પ્રમોદવિજયજી** મહારાજના પણ [2]એક શિષ્ય થયા.

---

**કલ્યાણચંદ** હતું તેમણે સંવત ૧૯૩૧ માં **અમદાવાદમાં** મહારાજ **શ્રી રંગવિજયજી** પાસે દીક્ષા લીધી હતી.

બીજા શિષ્યનું નામ **શ્રી ચંદ્રવિજયજી** છે, તથા તે **સંસારીપણામાં** જ્ઞાતે **બ્રાહ્મણ** તથા **પંજાબમાં** આવેલા **ઝંડીયાલા** નામે ગામના રહેવાસી હતા, તથા તેમનું નામ **પ્રભુદયાળ** હતું. તેમણે પણ **અમદાવાદમાં** મહારાજ **શ્રી રંગવિજયજી** પાસે સંવત ૧૯૩૧ માં દીક્ષા લીધી હતી. તથા તે મહા વૈરાગ્યવંત છે

૧ **શ્રી ચારિત્રવિજયજી** મહારાજના પહેલા શિષ્યનું નામ **શ્રી કલ્યાણવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **પંજાબમાં** આવેલા **હુશીયારપુર** નામે ગામના રહેવાસી હતા, વળી તેમનું નામ કલ્યાણચંદ હતું તેમણે સંવત ૧૯૩૫ માં **લુધીયાનામાં** મહારાજ **શ્રી ચારિત્રવિજયજી મહારાજ** પાસે દીક્ષા લીધી હતી

તેમના બીજા શિષ્યનું નામ **શ્રી અમીવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **મારવાડમાં** આવેલા **ચાણોદ** નામે ગામના રહેવાસી હતા, તથા તેમનું નામ **અમીચંદ** હતું તેમણે સંવત ૧૯૫૧ માં મહારાજ **શ્રી ચારિત્રવિજયજી** પાસે **જામનગરમાં** દીક્ષા લીધી હતી

૨ **શ્રી પ્રમોદવિજયજી** મહારાજના શિષ્યનું નામ **શ્રી અમૃતવિજયજી** છે તે **સંસારીપણામાં** જ્ઞાતે **દશા શ્રીમાળી વાણીઆ** તથા **કાઠીયાવાડમાં** આવેલા **ધાંગધરા** નામે શેહેરના રહેવાસી હતા વળી તેમનું નામ **ફૂલચંદ** હતું. તેમણે મહારાજ **શ્રી પ્રમોદવિજયજી** મહારાજ પાસે **સંવત** ૧૯૩૯ માં **લુધીયાનામાં** દીક્ષા લીધી હતી

**वभूवुश्च त्रयः शिष्या । उद्योतविजयस्य च ॥**
**श्रीवीरविजयस्यापि । त्रयः शिष्या मनोहराः ॥४॥**

વળી શ્રી ઉદ્યોતવિજયજી મહારાજના [1] ત્રણ શિષ્યો થયા, તથા વીરવિજયજી મહારાજના પણ [2] ત્રણ મનોહર શિષ્યો થયા

---

૧ શ્રીઉદ્યોતવિજયજી મહારાજના પેહેલા શિષ્યનુ નામ **શ્રી વિનયચવિજયજી** છે; તે સંસારીપણામાં જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા પંજાબમા આવેલા **મુદગી** નામે ગામના રહેવાસી હતા, વળી તેમનુ નામ **દુનીચંદ** હતુ, તેમણે સંવત ૧૯૩૫ મા **લુધીયાના**મા મહારાજ **શ્રી ઉદ્યોતવિજયજી** પાસેથી દીક્ષા લીધી હતી

તેમના બીજા શિષ્યનુ નામ **શ્રી માણેકવિજયજી** છે; તેમનું નામ **સુરારિખ** હતુ; તથા તે **પંજાબ**મા આવેલા **ફગવાડા** નામે ગામના રહેવાસી હતા તેમણે સંવત ૧૯૩૭ મા **ગુજરાવાળા** નામે ગામમા મહારાજ **શ્રી ઉદ્યોતવિજયજી** પાસેથી દીક્ષા લીધી હતી

તેમના ત્રીજા શિષ્યનુ નામ **શ્રી કપુરવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **બ્રાહ્મણ** તથા **જંબુ** નામે ગામના રહેવાસી હતા, તેમનું નામ **કરમચંદ** હતુ તેમણે સંવત ૧૯૪૯ મા **હુશીયારપુર**મા મહારાજ **શ્રી ઉદ્યોતવિજયજી** પાસેથી દીક્ષા લીધી હતી

૨ શ્રી વીરવિજયજી મહારાજના પેહેલા શિષ્યનું નામ **શ્રી દાનવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **દશા શ્રીમાળી વાણીઆ** તથા **ઝીંઝુવાડા**ના રહેવાસી હતા; વળી તેમનુ નામ **દીપચંદ** હતુ તેમણે મહારાજ **શ્રી વીરવિજયજી** પાસેથી સંવત ૧૯૪૬ માં ઘોઘામાં દીક્ષા લીધી હતી

તેમના બીજા શિષ્યનુ નામ **શ્રી નયવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **ભાવસાર** તથા **ભાવનગર**ના રહેવાસી હતા; વળી તેમનું નામ **નથુભાઇ** હતુ તેમણે મહારાજ **શ્રી વીરવિજયજી** પાસેથી સંવત ૧૯૪૦ મા **પંજાબ**મા આવેલા **જીરા** નામે ગામમા દીક્ષા લીધી હતી.

તેમના ત્રીજા શિષ્યનું નામ **શ્રી મુક્તિવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **દશા શ્રીમાળી વાણીઆ** તથા **ભાવનગર**ના **રહેવાસી**

कांतिविजयस्याथ । शिष्याः खलु त्रयोऽभवन् ॥
। शिष्यस्त्वेकोऽभवत्तथा ॥५०॥

હવે **શ્રી કાંતિવિજયજી** મહારાજના ૧ત્રણ શિષ્યો થયા, તથા **શ્રી**

---

હતા; વળી તેમનું નામ **મોહનલાલ** હતું તેમણે મહારાજ **શ્રી વીરવિજયજી** પાસેથી સંવત ૧૯૫૨ મા **હુશીયારપુર**મા દીક્ષા લીધી હતી

૧ **શ્રી કાંતિવિજયજી** મહારાજના પેહેલા શિષ્યનું નામ **શ્રી ચતુરવિજયજી** મહારાજ છે; તેઓ **સંસારીપણામાં** જ્ઞાતે **પોરવાડ વાણીઆ** તથા **ગુજરાતમાં વડોદરા** પાસે આવેલા **છાણી** નામે ગામના રહેવાસી હતા; વળી તેમનું નામ **ચુનિલાલ** હતું, તેમણે સંવત ૧૯૪૬ મા જેઠ સુદી ૧૦ ગુરૂવારે મહારાજ **શ્રી કાંતિવિજયજી** પાસે **ડભોઇ**મા દીક્ષા લીધી હતી, તેમની વય નાની છતા તેમનું જૈનશાસ્ત્રોનું જ્ઞાન ઘણુંજ વખાણવા લાયક છે સંસ્કૃત ભાષાની સારી કવિત્વશક્તિ ધરાવે છે, તથા પરમ વૈરાગ્યવાન અને ગુરૂભક્તિમા તત્પર છે વળી તેમનો સ્વભાવ ઘણોજ શાંત અને ગંભીર છે **મહારાજશ્રી**ના પરિવારમાના વિદ્વાન મુનિરાજોમાના તેઓ પણ એક છે.

તેમના બીજા શિષ્યનું નામ **શ્રી લાભવિજયજી** છે, તે **સંસારીપણામાં** જ્ઞાતે **પોરવાડ વાણીઆ** તથા **વડોદરા**ના રહેવાસી હતા; વળી તેમનું નામ **લલ્લુભાઇ** હતું તેમણે મહારાજ **શ્રી કાંતિવિજયજી**ની પાસે સંવત ૧૯૪૯ મા **હુશીયારપુર**મા દીક્ષા લીધી હતી, તેમનો સ્વભાવ અત્યંત શાંત છે, તથા બિલકુલ અભિમાન રહીત થઇને સાથેના સાધુઓની વખાણવા લાયક તેઓ વૈયાવચ્ચ કરે છે

તેમના ત્રિજા શિષ્યનું નામ **શ્રી ભક્તિવિજયજી** છે; તે **સંસારીપણામાં** જ્ઞાતે **વીસા શ્રીમાલી વાણીઆ** તથા કાઠીયાવાડમા **ભાવનગર** પાસે આવેલા **વળા** નામે ગમના રહેવાસી હતા; વળી તેમનું નામ **ભગવાનદાસ** હતું તેમણે મહારાજ **શ્રી કાંતિવિજયજી**ની પાસે સંવત ૧૯૪૭ મા **રાધનપુર**મા દીક્ષા લીધી હતી. તેઓ પણ વિદ્વાન અને શાંતસ્વભાવી છે.

અમરવિજયજી મહારાજના [1]એક શિષ્ય થયા.

कुमुदविजयस्याथ । शिष्यस्त्वेको बभूव च ॥
श्रीहर्षविजयस्यापि । षट् शिष्या अभवंस्तथा

હવે શ્રી કુમુદવિજયજી મહારાજના [2]એક શિષ્ય થયા; શ્રી હર્ષવિજયજી મહારાજના [3]છ શિષ્યો થયા

૧ શ્રી અમરવિજયજી મહારાજના શિષ્યનું નામ શ્રી બાલાવિજયજી છે; તે સંસારીપણામાં જ્ઞાતે ક્ષત્રીય તથા ગુજરાવાલાના રહેવાસી હતા. તથા તેમનુ નામ બરકત હતુ. તેમણે મહારાજ શ્રી અમરવિજયજી પાસે સંવત ૧૯૫૧ માં અજમેરમા દીક્ષા લીધી હતી.

૨ શ્રી કુમુદવિજયજી મહારાજના શિષ્યનુ નામ શ્રી હીરવિજયજી છે. સંસારીપણામાં તેઓ જ્ઞાતે ઓશવાળ વાણીઆ તથા પંજાબમાં આવેલા રાવલપીંડી નામે ગામના રહેવાસી હતા ઢુંઢકપણામાં તેમનું નામ નિધાનમલ્લ હતું. તેમણે સંવત ૧૯૩૧ મા અમદાવાદમાં મહારાજ શ્રી કુમુદવિજયજી પાસે દીક્ષા લીધી હતી

૩ શ્રી હર્ષવિજયજી મહારાજના પેહેલા શિષ્યનું નામ શ્રી મોહનવિજયજી છે તેઓ યતિના શિષ્ય તથા પંજાબમાં આવેલા નિકોદર નામે ગામના રહેવાસી હતા; તથા તેમનું નામ મોહનલાલ હતુ તેમણે મહારાજ શ્રી હર્ષવિજયજી પાસે સંવત ૧૯૩૭ મા ગુજરાંવાલામા દીક્ષા લીધી હતી.

તેમના બીજા શિષ્યનું નામ શ્રી રાજવિજયજી મહારાજ છે; સંસારીપણામાં તેમનુ નામ રાયચંદ હતુ; તથા તેઓ કુંડલા નામે ગામના રહેવાસી હતા. તેમણે મહારાજ શ્રી હર્ષવિજયજી પાસે સંવત ૧૯૪૧ માં સુરતમાં દીક્ષા લીધી હતી તેમનું જ્ઞાન ઘણુંજ સારૂં છે; તથા મહારાજના પરિવારમાં વિદ્વાન મુનિરાજોમાના તે એક છે; સંસ્કૃત ભાષાની અલંકારિક કવિતાના તેઓ પરીક્ષક છે; તેથી તેવા કવિની પિછાન કરનારા છે. તેમનો સ્વભાવ શાંત અને વૈરાગ્યવાન છે. વળી તેઓ પરોપકારમાં હમેશાં તત્પર તથા વિદ્યાને ચાહનારા છે. વળી તેમણે ડભોઇમાં શ્રી આત્મારામજી મહારાજના નામથી પાઠશાળા તથા લાયબ્રેરી સ્થપાવી છે.

। शिष्यस्त्वेको बभूव च ॥

शिष्याः । श्रीहंसविजयस्य च ॥५२॥

વળી **શ્રી કમલવિજયજી** મહારાજના [1]એક શિષ્ય થયા; તથા **શ્રી**

---

તેમના ત્રીજા શિષ્યનુ નામ **શ્રી પ્રેમવિજયજી** છે, **સંસારીપણામાં** તેઓ જ્ઞાતે **ઓશવાળ વાણીઆ** તથા **પંજાબમાં** આવેલા **નારોવાલ** નામે ગામના રહેવાસી હતા, વળી તેમનુ નામ **પ્રભુદયાળ** હતું. તેમણે મહારાજ **શ્રી હર્ષવિજયજી**ની પાસે સવત ૧૯૩૯ મા **પંજાબ**મા આવેલા **જીરા** નામે ગામમા દીક્ષા લીધી હતી

તેમના ચોથા શિષ્યનુ નામ **શ્રી વલ્લભવિજયજી** છે; **સંસારીપણામાં** તેઓ જ્ઞાતે **વિસા શ્રીમાળી વાણીઆ** તથા **વડોદરા**ના રહેવાસી હતા; વળી તેમનુ નામ **છગનલાલ** હતું તેમણે મહારાજ **શ્રી હર્ષવિજયજી** પાસે સવત ૧૯૪૩ મા **રાધનપુર**મા દીક્ષા લીધી હતી તેઓ **મહારાજશ્રી**ના પરિવારમા વિદ્વાન મુનિઓમાના એક છે; તેમણે **પંજાબદેશસ્તવનાવલી** તથા **ગપ્પદીપિકાસિમીર** નામના પુસ્તકો રચ્યા છે

તેમના પાચમા શિષ્યનુ નામ **શ્રી શુભવિજયજી** છે; તેઓ **સંસારીપણામાં** જ્ઞાતે **વીસા શ્રીમાળી વાણીઆ** તથા **ગુજરાત**મા આવેલા **ઇસાડા** નામે ગામના રહેવાસી હતા, વળી તેમનુ નામ **વર્ધમાન** હતુ તેમણે સવત ૧૯૪૫ મા મહારાજ **શ્રી હર્ષવિજયજી** પાસે **પાલણપુર**મા દીક્ષા લીધી હતી.

તેમના છઠ્ઠા શિષ્યનુ નામ **શ્રી મોતીવિજયજી મહારાજ** છે, **સંસારીપણામાં** તેઓ જ્ઞાતે **વીસા શ્રીમાળી વાણીઆ** તથા **કાઠીઆવાડ**મા આવેલા **ઘોઘાબંદર**ના રહેવાસી હતા, વળી તેમનુ નામ **મગનલાલ** હતું તેમણે મહારાજ **શ્રી હર્ષવિજયજી** પાસે સવત ૧૯૪૫ **માં** **પાલનપુર**મા દીક્ષા લીધી હતી

[1] **શ્રી કમલવિજયજી** મહારાજના શિષ્યનુ નામ **શ્રી યશોવિજયજી** છે, તેઓ **સંસારીપણામાં** જ્ઞાતે **દશા શ્રીમાળી વાણીઆ** તથા **ચુડા**ના રહેવાસી હતા. વળી તેમનું નામ **જયચંદ** હતુ તેમણે સવત ૧૯૪૫ **માં**

હંસવિજયજી મહારાજના ચાર શિષ્યો થયા.

श्रीहीरविजयस्यापि । शिष्यौ द्वौ च
श्रीप्रेमविजयस्यापि । त्रयः शिष्याश्च जज्ञिरे

મહારાજ શ્રી કમલવિજયજી પાસે પાલણપુરમાં દીક્ષા લીધી હતી.

૧ શ્રી હંસવિજયજી મહારાજના પેહેલા શિષ્યનું નામ જયજી છે; તેઓ સંસારીપણામાં જ્ઞાતે વીસા શ્રીમાળી તથા ગુજરાતમાં આવેલા ડભોઈ નામે ગામના રહેવાસી હતા; વળી નામ મોતીલાલ હતું. તેમણે મુનિમહારાજ શ્રીહંસવિજયજી પાસે ૧૯૪૦ માં અમદાવાદમા દીક્ષા લીધી હતી

તેમના બીજા શિષ્યનુ નામ શ્રી સંપદ્વિજયજી મહારાજ છે; સંસારીપણામાં જ્ઞાતે પોરવાડ વાણીઆ તથા ગુજરાતમાં આવેલા પાટણ નામે શેહેરના રહેવાસી હતા; વળી તેમનું નામ વાડીલાલ હતું. તેમણે મહારાજ શ્રી હંસવિજયજી મહારાજ પાસે સંવત ૧૯૪૨ માં જરાતના ખેડા જીલ્લામા આવેલા માતર નામે ગામમાં દીક્ષા લીધી તે શ્રી સંપદ્વિજયજી મુનિરાજ જૈનશાસ્ત્રોના જાણનારા તથા પરિવારમા વિદ્વાન મુનિઓમાના એક છે તેઓ ધર્મકાર્યોમાં ઘણોજ ઉત્સાહ ધરનારા તથા ગુરૂભક્તિમા તત્પર છે. તેમણે ઘણીજ નાની ઉમરમાં મોક્ષ સુખ આપનારૂં જૈન સંયમ ગ્રહણ કરીને ઉત્કૃષ્ટ ક્રિયાથી પાળ્યું છે. વળી તેઓ સ્વભાવે શાંત તથા વૈરાગ્યવંત છે. પોતાનો સઘળો સમય જૈનશાસ્ત્રોનું જ્ઞાન મેળવવામાં તથા ધર્મોન્નતિના કાર્યો કરવામાં ગાળે છે. વળી વિશેષ પ્રકારે તે મુનિમહારાજની પ્રેરણા તથા ઇચ્છાથી આ શ્રી વિજયાનંદાભ્યુદય કાવ્ય નામના ગ્રંથની રચના કરવામા આવી છે; અને તેજ તેમની પરમ ગુરૂભક્તિ દેખાડી આપે છે તેઓ હમેશાં પોતાના ગુરૂમહારાજ શ્રી હંસવિજયજી મહારાજની સાથે રહી તેમની નિરંતર સેવા બજાવે અને તેમ કરી પોતાના આત્માને તેઓ સફલ કરે છે.

તેમના ત્રીજા શિષ્યનું નામ શ્રી તીર્થવિજયજી છે; નામ તારાચંદ હતું. તથા તેઓ કાશીના રહેવાસી હતા. તેમણે મહારાજ

(કુમુદવિજયજીના શિષ્ય) શ્રી હીરવિજયજી મહારાજના પણ[1] બે શિષ્ય; તથા (હર્ષવિજયજીના શિષ્ય) શ્રી પ્રેમવિજયજી મહારાજના[2] ત્રણ શિષ્યો થયા.

---

શ્રી હંસવિજયજી મહારાજ પાસે સંવત ૧૯૪૮મા પૂર્વમા દીક્ષા લીધી હતી.

તેમના ચોથા શિષ્યનુ નામ શ્રી દોલતવિજયજી છે; સંસારીપણામાં તેઓ જ્ઞાતે શ્રીમાળી વાણીઆ તથા દસાડા નામે ગામના રહેવાસી હતા, તેમણે સંવત ૧૯૫૨ મા મારવાડમા આવેલા ફલોધિ નામે ગામમાં મહારાજ શ્રી હંસવિજયજી મહારાજ પાસે દીક્ષા લીધી હતી

૧ શ્રી હીરવિજયજી મહારાજના પેહેલા શિષ્યનું નામ શ્રી સુંદરવિજયજી છે; સંસારીપણામા તેઓ જ્ઞાતે ઓશવાળ વાણીઆ તથા પંજાબમા આવેલા અમૃતસર નામે શહેરના રહેવાસી હતા, તથા તેમનું નામ મોતીચંદ હતુ. તેમણે મહારાજ શ્રી હીરવિજયજી પાસે સંવત ૧૯૩૭ મા ગુજરાંવાલામાં દીક્ષા લીધી હતી

તેમના બીજા શિષ્યનુ નામ શ્રી લબ્ધિવિજયજી છે; સંસારીપણામાં તેઓ જ્ઞાતે પોરવાડ વાણીઆ તથા પાટણના રહેવાસી હતા; વળી તેમનુ નામ વાડીલાલ હતું તેમણે મહારાજ શ્રી હીરવિજયજી પાસે સંવત ૧૯૪૫ મા પાલણપુરમાં દીક્ષા લીધી હતી

૨ શ્રી પ્રેમવિજયજી મહારાજના પેહેલા શિષ્યનુ નામ શ્રી માણેકવિજયજી મહારાજ છે, સંસારીપણામા તેઓ જ્ઞાતે દશા ઓશવાળ વાણીઆ તથા સુરતના રહેવાસી હતા; વળી તેમનુ નામ માણેકચંદ હતું. તેમણે મહારાજ શ્રી પ્રેમવિજયજી પાસે સંવત ૧૯૪૨ મા પાલીતાણામાં દીક્ષા લીધી હતી; તેઓ વિદ્વાન તથા અત્યંત શાંત સ્વભાવી અને ગંભીર છે; તથા તેમની ઉપદેશશક્તિ ઘણીજ અસરકારક છે

તેમના બીજા શિષ્યનું નામ શ્રી જ્ઞાનવિજયજી છે; સંસારીપણામાં તેઓ જ્ઞાતે દશાશ્રીમાલી વાણીઆ તથા અમદાવાદના રહેવાસી હતા; અને તેમનું નામ ગોપાલજી હતું તેમણે મહારાજ શ્રી પ્રેમવિજયજી પાસે સંવત ૧૯૪૪ મા અમદાવાદમાં દીક્ષા લીધી હતી

તેમના ત્રીજા શિષ્યનુ નામ શ્રી માનવિજયજી છે, તેઓ સંસા-

मुनिगणततमालाशौक्तिकेयानि तत्र ।
शुखदशिवकुमारीप्रीतिदानि बभूवुः ॥ ५५ ॥

(એવી રીતે) તે શ્રીવિજયાનંદ સૂરિરાજનો મોક્ષસુખ રૂપી ફલને દેનારો વંશ કલ્પવૃક્ષની પેઠે વૃદ્ધિ પામ્યો; તે વંશમાં સુખ આપનારી એવી મોક્ષરૂપી કુમારિકાને પ્રીતિ આપનારા મુનિઓના સમૂહની વિસ્તાર પામેલી શ્રેણિઓ રૂપી મોતીઓ ઉત્પન્ન થયા

सुचारित्राचारे गतमिह सुचारित्रविजयं ।
मम ज्ञानांभोजे तनुलतरतारुण्यतरणिम् ॥
गुरुं नत्वा तं तत्सुगुरुविजयानंदचरिते ।
मया सर्गस्तांकः कविशिशुकहीरेण कथितः ॥५३॥

"तांकः" એટલે શોળમો. (બાકીનો સઘળો અર્થ આગળ પ્રમાણેજ જાણવો.)

इति श्रीजामनगरनिवासिश्रावकवर्यहंसराजात्मजपंडितहीरालालविरचिते श्रीविजयानंदाभ्युदयाख्ये महाकाव्ये अपरनामसूरीश्वरश्रीमदात्मारामजिच्चरिते श्री विजयानंदसूरीश्वरस्य परिवाराल्पवर्णनो नाम षोडशः सर्गः समाप्तः ॥ श्री ॥

# श्री आनंदविजयजी (श्री आत्मारामजी महाराज).






इति श्री आत्मारामजी महाराजना
(आनंदविजयजीसूरिराजना)
परिवारनी संवत
१९५६ नी
साल सुधीनी
वंशावळी.

## ॥ सप्तदशमः सर्गः प्रारभ्यते ॥

अत्रास्ति जामनगरं नगरं गरिष्ठं ।
यस्मिञ् जिनेशनिलयोपरिगा पताका ॥
ऋद्धिं पुरस्य किल दर्शयितुं द्युलोकं ।
लोलानिलेन लुलिताह्वयतीव रेजे ॥ १ ॥

આ ભરતક્ષેત્રમા ઉત્તમ એવું [1]જામનગર (એવા નામનુ) નગર છે, જેમાં (રહેલા) જિનેશ્વરોના મંદિરપર રહેલી અને ચપળ પવનથી લુલિત થએલી પતાકા ખરેખર (તે) નગરની ઋદ્ધિ દેવલોકને દેખાડવા માટે જાણે બોલાવતી હોય નહી જેમ તેમ શોભવા લાગી છે

तत्रौशजातिवणिजां मुकुटोपमस्तु ।
वंशो बभूव किल लालणनामधेयः ॥
तद्वंशमौक्तिकनिभोऽत्र बभूव चेभ्यः ।
श्रीवर्धमान इतिनामविमंडितो वै ॥ २ ॥

તે જામનગરમાં ઓશવાળ જાતિના વણિકોમા ખરેખર મુકુટ સમાન એવો લાલણ નામનો વંશ હતો તે વંશમા મૌક્તિક સરખા અને [2]શ્રી વર્ધમાનશાહ એવા નામથી મંડિત થએલા મહા ધનાઢ્ય શેઠ થયા.

---

૧ જામનગર નામનુ શેહેર હીંદુસ્તાનના પશ્ચિમ વિભાગમાં આવેલા કાઠીયાવાડની ઉત્તરે દરીયા કિનારે આવેલુ છે, તે શેહેર આશરે વિક્રમ સંવત ચૌદના સૈકામાં જામશ્રી રાવલે વસાવ્યુ કહેવાય છે.

૨ વર્ધમાનશાહનો ઇતિહાસ નીચે પ્રમાણે છે તેઓ કાઠીયાવાડની ઉત્તરે આવેલા કચ્છ નામના દેશમાં આવેલા અલસાણ નામે ગામના રહેવાસી હતા; તેઓ ઘણાજ ધનાઢ્ય તથા વ્યાપારના કાર્યોમાં પ્રવીણ હતા.

। पुत्रो गोवर्धनाह्वयः ।
धनधान्यैश्च संपूर्णः । पुत्रादिपरिवारभाक् ॥ ५ ॥

તે ધનાઢ્ય જગડુશાહના ધન ધાન્યોથી સંપૂર્ણ તથા પુત્રાદિકના પ-
રિવારવાળા ગોવર્ધન નામના પુત્ર થયા

सुतश्चारु । नाम्ना वलमजित्खलु ॥
छदेशे हि मंत्रित्वं । प्राप्तं तेन ततादरम् ॥ ६ ॥

તે ગોવર્ધનશાહના વલમજી નામે પુત્ર થયા; તેમણે કચ્છ દેશમાં
સ્તારયુક્ત આદરમાનવાળુ મંત્રિપણું મેળવ્યુ હતુ

---

ર્ધમાનશાહને માથે હતુ પયાણ કરી વર્ધમાનશાહ ધ્રોળ મુકામે પહોચ્યા,
ારે જામસાહેબને તે બાબતની ખબર પડી, ત્યારે જામસાહેબે તેમને પાછા
લાવવા માટે પોતાના માણસોને મોકલ્યા; પણ વર્ધમાનશાહ આવ્યા
ી, ત્યારે જામસાહેબ પોતે ત્યાં ગયા. અને આવી રીતે એકાએક પ્રયાણ
વાનુ કારણ તેમણે વર્ધમાનશાહને પૂછ્યુ, ત્યારે વર્ધમાનશાહે જે હ-
કત બની હતી તે નિવેદન કરી ત્યારે જામસાહેબે આશ્ચર્ય સહિત કહ્યુ કે,
તો ફક્ત નેવુ હજાર કોરીની ચીઠ્ઠી લખી છે; પછી કારભારીપર જા-
સાહેબને ઘણોજ ગુસ્સો ચડયો, તેથી તેઓ એકદમ જામનગર આવ્યા;
ા, કલ્યાણજી હેડે તે કારભારી જામસાહેબને મળ્યો, જામસાહેબે
કદમ ગુસ્સામાંજ ત્યાં તેને જ બીચાથી પોતાને હાથે મારી નાખીને યમને
ર પહોચાડયો, તે લુવાણા કારભારીનો પાળીઓ હાલ પણ (જામનગ-
।) કલ્યાણજીના મંદિરમા મોજુદ છે; જે વખારમા વર્ધમાનશાહે
ને નવલાખ કોરી તોળી આપી હતી, તે વખારનુ જામનગરમાં માડવી
સે રહેલુ મકાન હાલ પણ નવલખાના નામથી ઓળખાય છે તેમનાં
ણાવેલા અત્યંત મનોહર જિનમંદિરો હાલ પણ જામનગરમા તે સમયની
તી જાહોજલાલી દૃષ્ટિગોચર કરે છે તેમનુ રહેવાનુ મકાન પણ હાલ
.હીં જામનગરમાં જીર્ણ અવસ્થામા હયાત છે તેમણે અનેક ધર્મકાર્યો તથા
કોપકૃતિના કાર્યો કરેલા છે, આ તેમનો ટુંક હેવાલ છે.

दृष्ट्वा तस्य च चातुर्यं । भूमिपालोऽर्पयच्छराम् ॥
वर्षैके सततं लक्ष–मुद्रिकादायिनीं तदा ॥ ७ ॥

વળી તે વલ્લભજીશાહની ચતુરાઇ જોઇને કચ્છના રાજાએ તે સમયે હમેશાં દર વર્ષે લાખ કોરીની ઉપજવાળી જમીન આપી હતી.

श्रेष्ठिनोऽभूत्सुतस्तस्य । तुल्यस्तेन कलान्वितः ॥
चारुस्तु लालचंद्राख्यो । राज्यमानेन शोभितः ८

તે વલ્લભજીશાહ શેઠના તેના સરખા, કળાવાન, તથા રાજ્યમાનથી શોભિતા એવા લાલચંદશાહ નામે પુત્ર થયા.

धनराजश्च तत्पुत्र । स्तस्य पुत्रस्तु शोभितः ॥
श्रेष्ठी ज्येष्ठाह्वयश्चासीत् । परिवारैः समन्वितः ॥९॥

તે લાલચંદશાહના ધનરાજશાહ નામે પુત્ર થયા, અને તેમને શોભિતા તથા પરિવારથી યુક્ત એવા જેઠાશાશેઠ નામે પુત્ર થયા

सत्यं श्राद्धव्रतं तेन । द्वितीयं परिपालितम् ॥
यावज्जीवं तथा त्यक्तं । श्रेयसे रात्रिभोजनम् ॥१०॥

તે જેઠાશાહે જાવોજ્જીવ સત્ય નામનુ બીજું શ્રાવકવૃત્ત પાળ્યું હતું તથા (પોતાના) કલ્યાણ માટે તેમણે રાત્રિભોજન તજ્યુ હતુ

तस्य सूनुवरसामजिदाह्वो ।
राजमान्य इव वारिधिदेशः ॥
रत्नमौक्तिकमणिप्रकराढ्योऽ ।
त्राभवत्सुकमलापरिवृत्तः ॥ ११ ॥

તે જેઠાશાહના સમુદ્રના પ્રદેશની પેઠે રાજાથી માનનીક (પક્ષે—ચંદ્રથી માનનીક) રત્ન, મોતી અને મણિઓના સમૂહવાળા, તથા ઉત્તમ લક્ષ્મીથી યુક્ત થએલા એવા સામજીશાહ નામે ઉત્તમ પુત્ર અહીં થયા.